પ્રેમભક્તિની પરાકાષ્ઠાએ પહોંચનાર અને
પહોંચાડનાર, રાજરાણી, ભક્ત, કવિ,
સખી ગિરિધર ગોપાલની ગણો એક જ

# મીરાં પ્રેમદિવાની

: લેખક :
રામચંદ્ર નારાયણ ઠક્કર
[illegible]
(આમ્રપાલી, બુદ્ધિધન બીરબલનાં કર્તા)

પ્રકાશક :
ધી મહેશ લિમિટેડ વતી
નંદલાલ ચુનીલાલ બોડીવાળા

આ પુસ્તકના સોલ એજન્ટ

મેસર્સ એન. એમ. ઠક્કરની કું.

બુકસેલર્સ, પબ્લિશર્સ

૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ—૨.

# મીરાં પ્રેમદીવાની

આ નવલકથાના સર્જકો


કર્તા

શ્રી. રામચંદ્ર નારાયણ ઠાકુર

એમ. એ.

કલાવિધાન

શ્રી. રવિશંકર મ. રાવળ

શ્રી. કનુભાઈ દેસાઈ



પ્રકાશક

શ્રી. નંદલાલ ચુનીલાલ બોડીવાળા

મેનેજિંગ ડિરેક્ટર, "ધી સંદેશ લિમિટેડ"

અમદાવાદ.





આવૃત્તિ પહેલી સને ૧૯૪૫




**નામ રહેગા નામસે, સુનો સયાને લોક;**
**મીરાં સુત જાયો નહીં, શિષ્ય ન મૂંડયો કોય.**

હે ડાહ્યા લોકો, સાંભળો! નામથી જ (ઉત્તમ કૃત્યોની કીર્તિથી) નામ રહે છે. મીરાંને કોઈ પુત્ર જન્મ્યો ન હતો અને તેણે કોઈ શિષ્ય મૂંડ્યો ન હતો. (અર્થાત, પુત્રાદિક સંતતિ અથવા કંઠી બંધાવેલા શિષ્યથી નામ નથી રહેતું).



સમર્પણ

ગુજરાતને અને ગુજરાતના પ્રત્યેક નૂતન લેખકને પ્રેરણાના સાગરસમ, 'પ્રેમભક્તિ'ના ઉપાસક, ગુજરાતી સાહિત્યને પોતાનું કાયમનું ઋણી બનાવનાર—

ગુજરાતના મહાકવિ

શ્રી

નાનાલાલ દલપતરામ

ને

વિનમ્રભાવે

—રાજુ.

# પ્રકાશકનું નિવેદન

**ગુજરાતનાં** પ્રથમ સ્ત્રી કવિ, **ભક્ત મીરાંબાઇના** જીવનને આલેખતી આ સળંગ નવલકથા આપની સમક્ષ રજૂ કરતાં મને ખૂબ જ આનંદ થાય છે.

**મીરાંબાઈની** અનન્ય ભક્તિભાવથી છલકાતી જીવન-ઝરમરથી ભાગ્યે જ કોઈ પણ ભારતવાસી અજાણ હોઈ શકે. સંત કવિ મીરાંબાઈનું નામ તેમની ભક્તિરસ ઝરતી પદાવલિઓથી અમર બનેલું છે.

**ગુજરાતી** તેમ જ ઇતર ભાષાસાહિત્યમાં મીરાંના જીવન-કવન વિષે આજ સુધીમાં ઘણા ઘણા વિદ્વાનોએ પોતાનાં મંતવ્યો રજૂ કરતા લેખો અને નિબંધો લખ્યા છે. મીરાંના જન્મકાળ માટે વિદ્વાનોએ જુદા જુદા મતો દર્શાવ્યા છે.

**આ** પુસ્તકના વિદ્વાન લેખક **શ્રી. રામચંદ્ર** ઠાકુરનું નામ સાહિત્યરસિક જનતામાં સુપરિચિત છે, એટલે તેમનો વિશેષ પરિચય આપવાની જરૂર રહેતી નથી. શ્રી. ઠાકુરે '**મીરાં પ્રેમદીવાની**' પુસ્તક લખવામાં મીરાંબાઈ વિષેના વિવિધ ગ્રંથોના આધાર લઇ આ પુસ્તક ખૂબ જ શ્રમપૂર્વક અને અભ્યસનીય દૃષ્ટિએ લખ્યું છે.

**ગુજરાતી** સાહિત્યમાં મીરાંબાઈના સમગ્ર જીવન-કવનને નવલકથાના રૂપમાં સૌથી પ્રથમવાર જ ગૂંથી, લેખકે ગુજરાતને, સ્ત્રી-સંત કવિ મીરાંબાઈનો સરસ પરિચય કરાવ્યો છે. મીરાંના જન્મસમય માટે પણ લેખકે વિદ્વજ્જનોનાં છેલ્લાંમાં છેલ્લાં મંતવ્યો મુજબની ખાત્રીદાયક તવારીખનો આધાર લઈ, એ સમયના ઐતિહાસિક વાતાવરણ-તત્ત્વોને જાળવી, સુરેખ અને વાસ્તવિક દશા દર્શાવતું પાત્રાલેખન આલેખી એક સફળ નવલ રજૂ કરવાનો પ્રયાસ કર્યો છે.

**રાજરાણી** મીરાંએ મેવાડના મહારાજ્યનું મહારાણીપદ ત્યજીને એથી ય ઉચ્ચતર પદ મેળવી પોતાનું જીવન ધન્ય કરી સમાજને એક અપ્રતિમ દૃષ્ટાંત આપ્યું છે.

**ગિરિધરગોપાલની** આરાધના પાછળ મીરાંબાઈએ સમગ્ર જીવન ન્યોછાવર કર્યું. આમ કરવામાં તેને ખૂબ જ સહન કરવું પડેલું; પરંતુ ભગવાન ભકતોને આધીન છે. ભકિતના રંગમાં રંગાયેલી મીરાં કેટલીએ કડક કસોટીઓ પછી શ્રી. રણછોડજીના ચરણકમલમાં એકત્વ–મુકિત પામે છે.

**ઐતિહાસિક** દૃષ્ટિએ મીરાંના જીવનને નવલકથામાં ગૂંથવાનું કાર્ય ખૂબ જ દુર્ઘટ હોવા છતાં, આ પુસ્તકના લેખકે મીરાંની તાદૃશ જીવનકથા આલેખવામાં ખૂબ જ કાળજી રાખી છે, એટલું જ નહિ પરંતુ કોઈ પણ સ્થળે રસક્ષતિ થવા દીધી નથી એ લેખકનું આ વસ્તુ પરનું કૌશલ્ય સૂચવે છે.

**આ** નવલકથા લખી આપવા માટે હું ભાઈશ્રી રામચંદ્ર ઠાકુરનો આભારી છું.

**કથાના** અંતે મીરાંબાઈનાં ખાસ પસંદગીનાં પદો આપ્યાં છે. ભાવિકોને આ પદસંચય ગમશે, એવી હું આશા રાખું છું.

**આ** કૃતિના ગુણદોષ તપાસવાનું કાર્ય હું વાચકમિત્રો પર છોડું છું.

**મીરાંબાઈની** સમગ્ર જીવનકથાને કલાના ઓપ આપી, આવા સુંદર કલાત્મક સ્વરૂપમાં મઢી આપવા માટે મને ગુજરાતના બે સિદ્ધહસ્ત અને ખ્યાતનામા કલાકારોનો સંપૂર્ણ સહકાર મળ્યો છે. આ આખા ય પુસ્તકનો ચિત્રવિભાગ કલાકાર **શ્રી. રવિશંકર મ. રાવળ** અને **શ્રી. કનુભાઈ દેસાઈએ** ખૂબ જ પરીશ્રમ લઈ તૈયાર કર્યો છે. ગુજરાતના બે શ્રેષ્ઠ કલાકારોની પિંછીનો 'મીરાં પ્રેમદીવાની'માં જે સુભગ સહકાર સાંપડ્યો છે એ માટે હું આ બન્ને કલાકાર મિત્રોનો આભારી છું.

આ પુસ્તકના મનોહર ગેટ-અપ માટે **શ્રી. કનુભાઈ દેસાઈએ 'ચંદ્રઆર્ટ મુવિટોન'**ના 'મીરાંબાઈ' બોલપટના કેટલાક 'સ્ટીલફોટો' ખાસ પરવાનગી લઈ મેળવી આપ્યા છે એ માટે 'ચંદ્રઆર્ટ મુવિટોન (મદ્રાસ)'ના સંચાલકોનો અને શ્રી. કનુભાઈનો હું ખૂબ જ આભારી છું. આ પ્રખ્યાત કંપનીના મીરાં બોલપટનાં કલાત્મક દશ્યોમાં 'મીરાં' તરીકે પ્રખ્યાત ગાયિકા શ્રીમતી એમ. એસ. સુબાલક્ષ્મી ભૂમિકા ભજવે છે. આ પ્રાસંગિક ચિત્રદર્શનોથી આ પુસ્તક વધુ સુંદર બની શક્યું છે.

આ પુસ્તકનું સંપાદન અને ગેટ-અપ સંદેશ પ્રકાશન વિભાગના વ્યવસ્થાપક **શ્રી. લક્ષ્મીપ્રસાદ આચાર્યે** સંભાળ્યું છે તેની અત્રે હું નોંધ લઉં છું.

મહાગુજરાતની જનતાએ સંદેશના પ્રકાશનોને આજ સુધી જેવો પ્રેમભર્યો આવકાર આપ્યો છે, તેવો જ આવકાર આપણા યુવાન સિદ્ધહસ્ત લેખક શ્રી. રામચંદ્ર ઠાકુરકૃત **'મીરાં પ્રેમદીવાની'**ને પણ આપશે એવી આશાસહ વિરમું છું.

લિ.

| સંદેશ પ્રકાશન મંદિર<br>સારંગપુર<br>અમદાવાદ | નંદલાલ ચુનીલાલ બોડીવાળા<br>મેનેજિંગ ડિરેક્ટર,<br>"ધી સંદેશ લિમિટેડ" |
|---|---|



# ભૂમિકા

હિંદુસ્તાનના દુર્ભાગ્યે હિંદુસ્તાનના શ્રેષ્ઠ કવિ-કલાકારોએ પોતાના જીવનને પોતાની કલામાં ખાસ નથી ઉલ્લેખાવા દીધું. એટલું જ નહિ, તેમની કલાના રસિયા અને ભોક્તાઓએ તેમના જીવન દરમિયાન કે તેમના મરણ બાદ તેમનાં ભારોભાર વખાણ કર્યાં છે-પરંતુ તે તેમની કલાનાં જ. તેમના જન્મ, જીવન અને મરણના સમયને લેખોમાં સંગ્રહી રાખવો તેમને બહુ મહત્ત્વનો કદાપિ નથી જણાયો.

પરિણામે સંવત ચલાવનાર શકવર્તી મહારાજા વિક્રમ સરખા રાજવીઓ અને અદ્વિતીય કવિ કાલીદાસ જેવા મહાકવિઓ, અજંતાની ગુફાઓ કંડારનારા કલાસ્વામીઓ કે દુઃખ અને જુલ્મ સામે પ્રેમથી હસતાંહસતાં જીવનાર મીરાં જેવા સંત-ભક્તોનાં અંગત જીવન ઇતિહાસને પાને અધુરાં, અદકચરાં કે નહિ જ જેવાં નોંધાયાં છે.

મીરાં, ગુજરાતની પ્રથમ કવયિત્રી મીરાં, વૈષ્ણવોની પ્રથમ સ્ત્રી-સંત મીરાં, મેવાડ અને મારવાડની એક અને અદ્વિતીય મીરાં જીવી, મરી અને પદાવલીઓમાં જીવતી રહી ગઇ—દંતકથાઓ અને કપોલકલ્પિત અનેક વાતોનો પાછળ વારસો રાખી.

આશ્ચર્ય તો એ છે કે મીરાં જેવી અતિપ્રખ્યાત વ્યક્તિનું નામ મેવાડના રજપૂતોની ખાસ વંશાવલીમાં નથી; પરંતુ એમાં આશ્ચર્ય જેવું શું છે? સંત-સાચો ભક્ત-કોઇ ગામને ખૂણેખાંચરે, કોઇ એક મઢૂલીમાં જ, જગતથી નિર્લેપ રહી છતાં જગતમાં રહી, જીવે છે અને જીવી જાય છે. જનતાના હૃદયસિંહાસને અકબર કરતાં ય વધુ જગા રોકી છે અકબરના સમકાલીન ગુંસાઇ તુલસીદાસજીએ. અકબરના રાજ્યમાં, બનારસના કોઇ ખૂણેખાંચરે તુલસીદાસજી રામચરિતમાનસ લખી રહ્યા હતા અને દુનિયાને

ન તો તેમની પડી હતી કે ન તેઓને દુનિયાની વાહવાહની પડી હતી. આજે અકબર નથી પરંતુ ગુંસાઇજી છે—જીવે છે કરોડોના હ્રદયમાં.

## ઐતિહાસિક અસત્યો

આવા હોય છે સંત અને સાચા ભકતોના પ્રભાવ. મીરાંબા પૂરાં ભક્ત હતાં. હતાં ખરાં, પરંતુ કયારે, કોણુ અને કયાં સુધી તે વિષે ઇતિહાસવેત્તાઓ અને મીરાંભકતોએ બહુ ધાંધલ કરી મૂકી છે. રાજસ્થાનનો અદ્‌ભુત ઇતિહાસ લખનાર મહાશય ટૉડ મીરાંને રાણા કુંભાની રાણી બનાવી બેઠા છે. અને 'શીવસિંહ સરોજ'ના કર્તા મીરાંબાને રાણા કુંભા સાથે સંવત ૧૪૭૦માં પરણાવી દે છે. ગુજરાતના સમર્થ સાહિત્યસ્વામીઓ કવિ નર્મદ, પ્રો. આનંદશંકર ધ્રુવ અને રા. બ. રમણભાઇ નીલકંઠ મીરાંને કુંભાની ધર્મપત્ની બનાવી તેને સહેજ ધર્માંધ પણ દેખાડે છે.

પરંતુ સૌથી પ્રથમ આ ભ્રમને તોડયો છે. ડો. સ્ટ્રેટને.[1] કુંભારાણાને તેમના એક પુત્રે રાજ્યલોભથી મારી નાખ્યા ૧૪૬૭માં; અને તેના એક વરસ પછી મીરાંબાના દાદા રાવ દાદુજીએ મેડતા વસાવ્યું અને, ત્યારપછી જ મેડતિયા રાઠોડ પ્રખ્યાતીમાં આવ્યા. રાજસ્થાનમાં રાજવંશી વહુઓને તેમના જન્મસ્થાનના નામે સંબોધવામાં આવે છે. મીરાંબા મેડતણી કહેવાતાં હતાં, એટલે જો મીરાં કુંભારાણા સાથે પરણ્યાં હોય તો મેડતણી કહેવાય જ કેમ?

મીરાં એ 'નરસીજી કા માયરો'માં ગાયું છે: 'કો નરસી સો ભયો કૌન વિધ'—નરસિંહ મહેતાના મરણ પછી તેમની ખૂબ કીર્તિ જામ્યા પછી જ આવા શબ્દો મીરાં લખી શકે અને તે માટે ખાસો સમય પસાર થવો જોઇએ. દી. બ. કૃષ્ણલાલ ઝવેરી મહેતાજીને ૧૪૧૫–૨૧ ની આસપાસ મૂકે છે અને મુન્શીજી એ સમયને ૧૪૭૪–૧૫૨૪ની વચમાં મૂકે છે. બીજા શબ્દોમાં મીરાં કુંભા રાણાની પત્ની નથી જ બની શકતાં.

---

૧ Chitor & Mewar Family.

આવી રીતે મીરાં વિષે એક બીજું પણ ઐતિહાસિક અસત્ય પ્રચલિત હતું. કવિ દયારામ તેમના મીરાંચરિત્રમાં ગાય છેઃ

**જેમલ રાઠોડની દીકરી રે સુણો મેડતા એનું નામ**

ચિતોડનો 'જોદ્ધાર' અને અકબરનો ગર્વ 'ગારણહાર' જયમલ રાઠોડ મીરાંના કાકા રાવ વીરમજીના પુત્ર હતા, એટલે કે મીરાંના ભાઈ, બાપ નહિ; પરંતુ કવિ દયારામથી માંડી પ્રો. રામલોચન શર્માના આધુનિક સમય સુધી આ જૂઠો ખ્યાલ પ્રચલિત છે.[1]

## જન્મસમય

મીરાંના સમયની સૌથી વધારે નજીક આવતો ગ્રંથ છેઃ નાભાજી કૃત ભક્તમાલા. ભક્તમાલા લખાણી આશરે ૧૬૧૨માં. ભક્ત મીરાંની તેમાં બહુ જ પ્રશંસા કરી છેઃ

**સદૃશ ગોપિન પ્રેમ પ્રકટ કલિજુગહી દિખાયો**
**નિરંકુશ અતિ નીડર રસીક જસ રસના ગાયો**
**ભકિત નિસાન બજાયકે કાહુતેં નાહીં લજી**
**લોકલાજ કુલશ્રૃંખલા તજી મીરાં ગિરધર ભજી**

પરંતુ તેમાં મીરાંની જન્મતિથિ યા મરણતિથિ નથી. ગુજરાતી જૂના સાહિત્યના ઊંડા અભ્યાસી સદ્ગત શ્રી ઇચ્છારામ દેસાઈ અને શ્રી જયસુખલાલ જોત્રપુરિયા મીરાંની જન્મતિથિ ૧૪૦૩માં ગણે છે. 'મહાજનમંડલ' અને 'સતિમંડલ' વાલા મીરાંનો જન્મ ૧૪૨૪માં મૂકે છે પરંતુ મારવાડી રિયાસતનો અવિરત અભ્યાસ કરી ઐતિહાસિક જૂઠાણાંને દૂર કરનાર મુન્શી દેવીપ્રસાદજી અને રાજસ્થાની ઇતિહાસની આધુનિક એક આધારભૂત વ્યકિત મહામહોપાધ્યાય ગૌરીશંકર ઓઝા ખૂબ તારવણી કર્યા પછી મીરાંના જન્મકાળને ૧૪૯૮ થી ૧૫૦૫ની અંદર મૂકે છે. જો કે બાબુ કાર્તિકપ્રસાદ મીરાંનો જન્મ ચોક્કસપણે ૧૪૯૯ ગણે છે.

---

[1] મીરાંબાઈ, રાજસ્થાન વર્ષ ૧, સંખ્યા ૧.

## જન્મસ્થાન

મીરાંબાઍ તેમનાં પદોમાં એક સ્થળે લખ્યું છે,

**મહીયર મારું મેડતું રે સાસરિયું ચિતોડ**

જૂના લેખોમાં મેડન્તકપુર નામના નગરનો ઉલ્લેખ છે. જોધપૂરથી આશરે પાંત્રીસેક માઇલ દૂર પરમાર રાજા માંધાતાએ માંધાત્રીપુર નગર વસાવેલું–એનું જ અપભ્રંશ એ મેડન્તકપુર, મેડતા.

રાઠોડ રાવ જોધાજીએ પોતાના બાહુબળથી જોધપુર નગર વસાવ્યું. તેમના એક પુત્ર રાવ વિકાજીએ બિકાનેરની ગાદી સ્થાપી અને તેમના બીજા પુત્ર રાવ દુદાજીએ (૧૪૪૦–૧૫૧૫) અજમેરના સુબેદારને હરાવી મેડતા પ્રાંત છીનવી લીધો અને ત્યાં નવેસરથી મેડતા નગર વસાવ્યું. તેમની શાખાના રાઠોડો 'મેડતિયા રાઠોડ' તરીકે બહુ પ્રસિદ્ધિ પામ્યા.[1]

રાવ દુદાજીને ચાર પુત્રો હતા (કે બે?). તેમાંના એક પુત્ર રત્નસિંહને બાજોલી કુડકી ઇત્યાદિ બાર ગામોની જાગીર આપેલી. આ જાગીરના મુખ્ય ગામ કુડકીમાં[2] રાવ રત્નસિંહની રાણીને પેટે સન ૧૪૯૮મી આસપાસ મીરાંબાનો જન્મ થયો.

અને દુદાજીના પાટવી રાવ વીરમદેવને ત્યાં અકબરના ગર્વનું ખંડન કરનાર વીર રાઠોડ જયમલ જન્મ્યા.

## ઐતિહાસિક રૂપરેખા

મીરાંબાના બાલ્યકાળમાં જ તેમની મા મરણ પામ્યાં તેથી મીરાં દાદા દુદાજી પાસે રહેવા લાગ્યાં. રાવ દુદાજી ચુસ્ત વૈષ્ણવ હતા. શ્રી ચતુર્ભુજજીનું મનોહર મંદિર હજુ મેડતામાં તેમની સાક્ષી આપતું ઊભું છે. મેડતિયા રાઠોડો મંદિરમાં બિરાજતા

---

૧ **જાનરે ઉદા મરણે દુદા.** વિવાહ પ્રસંગે ઉદયસિંહના રાઠોડો સારા અને પ્રાણ આપવા માટે દુદાના મેડતિયા રાઠોડો ઉત્તમ.

૨ મુન્શી દેવીપ્રસાદ એક સ્થળે ચોકડી જણાવે છે.

ચતુર્ભુજજીને પોતાના ઇષ્ટ દેવ માનતા. દ્વારકા, વૃંદાવન અને જગન્નાથજીની યાત્રાએ નિકળેલા સાધુ સંન્યાસી અને વૈષ્ણવ ભકતો મેડતામાં બહુ આદર પામતા. કહે છે કે યાત્રાએ નિકળેલા એક સાધુ પાસે કૃષ્ણની એક સુંદર મૂર્તિ જોઇ મીરાંએ તે લેવા હઠ લીધી અને સાધુએ તે આપવા ના પાડી પરંતુ પાછળથી બાવાને સ્વપ્નું આવતાં મીરાંને અવતારી 'મહા–આત્મા' સમજી જાતે આપી ગયો. આ જ મીરાંના ગિરિધરગોપાલ. એ મૂર્તિને તેણે જીવનપર્યંત પૂજી. જયપુરની પ્રાચીન રાજધાની આમેરમાં જગતશિરોમણીનું નવું નામ આપી એ ગિરિધારીલાલજીની મૂર્તિની પુનઃસ્થાપના થઇ. સને ૧૫૭૭માં ચિતોડ જીત્યા પછી રાજા માનસિંહ કહે છે તે મૂર્તિને આમેર લઇ ગયા હતા.[1]

ગમે તે હો, પરંતુ કૃષ્ણનું અહર્નિશ પૂજનઅર્ચન કરતા દાદાજીને મીરાં બાળપણથી જ જોતા લાગી. કૃષ્ણપ્રેમનાં બીજ મીરાંના હૃદયમાં બાળપણથી જ નંખાયાં અને વ્હાલસોયા દાદાજીની છત્રછાયા નીચે દિન–બ–દિન પાંગરવા માંડયાં.

મીરાંના પિતા રત્નસિંહ યુદ્ધોમાં ગૂંથાએલા રહેવાથી મીરાં દાદાજીની લાડકી બની ગઇ. રાજકન્યાને અનુરૂપ બધી કેળવણી અને સંસ્કારો મીરાંએ ત્યાં જ ઝીલ્યા. ઉમ્મર આવી પહોંચતાં સને ૧૫૧૬ની આસપાસ મેવાડના વીર રાણા સંગ્રામસિંહ-(સાંગા)જીના જ્યેષ્ઠ પુત્ર કુંવર ભોજરાજ સાથે તેમનાં લગ્ન થયાં. મીરાંબા તેમના કુલાચાર પ્રમાણે સાસરે આવી રહ્યાં; પરંતુ તેમનું લગ્નજીવન ઝાઝીવાર ન ટકયું. લગ્ન પછી પાંચ–સાત વરસની અંદર રાણા સાંગાના જીવતાં જ યુવરાજ ભોજ મરણ પામ્યા. પૂરી યુવાની અનુભવવાનો સમય આવતાં આવતાં તો મીરાં વિધવા થયાં.

---

૧ ફત્તેહપુર જીલ્લામાં ગંગાતટ પર આવેલા શિવરાજપુરમાં જે મૂર્તિ છે તે જ મીરાંના ગિરિધારીલાલ છે એવું કાનપુરના અને યુક્ત પ્રાંતના કેટલાક આગેવાનોનું માનવું છે.

અને જાણે તેના જ અનિષ્ટરૂપે ન હોય તેમ મેવાડ પર એક પછી એક આપત્તિ ઊતરવા માંડી. રણક્ષેત્રમાં કદાપિ ન હારનાર, ભલભલા ચમરબંધીઓનાં ગુમાન ધૂળ ભેગાં કરનાર, વીરતા અને વિજયનાં ચિહ્નરૂપ એંશીએંશી ઘા પોતાના શરીર પર ધારણ કરનાર મહાપરાક્રમી રાણો સાંગો શીલાદિત્ય નામના એક કુલાંગારના કપટથી મોગલ શાહ બાબર સામે હાર્યો અને નીચે મોંઢે ચિતોડમાં પેસવાને બદલે બહાર જ રખડતાં મરણને આમંત્ર્યું.

રાણાનો બીજો પુત્ર રત્નસિંહ ગાદીએ આવ્યો; પરંતુ અંગત અદાવતનો ભોગ બની સાંગાના નામને લજવે તેવી રીતે થોડોક જ સમય રાજ્ય કરી મૂવો. તેની પછી સાંગાનો ત્રીજો પુત્ર વિક્રમ, હાડી રાણી કારમેતીનો સૌથી મોટો પુત્ર, ગાદીએ આવ્યો. વિક્રમ બહાદૂર હતો; પરંતુ ખુશામતપરસ્ત અને હલકી વૃત્તિનાં નીચી કોટીનાં માણસોમાં જ ફસાઈ રહેતો. મીરાંબાને અનેકવિધ દુઃખ દેનાર અને તેમનાં પદોમાં અવારનવાર જે ક્રૂર અને ઘાતકી રાણાને સંબોધવામાં આવે છે તે જ આ રાણો વિક્રમ.

બાળપણથી મીરાંને કૃષ્ણની—તેના ગિરિધારીની—લત લાગી હતી. ઓચિંતું વૈધવ્ય આવી પડયું એટલે મીરાંના હૃદયમાં ધીમે ધીમે પાંગરેલો અતૃપ્ત સંસારી પ્રેમ તેના ગિરિધારીલાલના પ્રેમ અને ભક્તિમાં રૂપાંતર પામ્યો......દિવસો વિતતાં મીરાંની પ્રેમ-ભક્તિ રાજમહેલમાં જ ગોંધાઈ ન રહી શકી. મેડતાની માફક ચિતોડના રાજમહેલમાં પણ સાધુ, સંન્યાસી અને વૈષ્ણવ યાત્રી-ઓની જમાત જામવા માંડી. સૂર્યવંશી રાણાના રાજમહેલ માટે આ અવનવું અને અજુકતું દેખાયું. રાણાએ મીરાંની પ્રવૃત્તિઓનો વિરોધ કર્યો. કલેશ વધવા માંડયો; પરંતુ કૃષ્ણના પ્રેમમાં પોતાપણાને સંપૂર્ણ ભૂલી ગએલી મીરાંને તે કોઈપણ ઉપાયે રોકી ન શકયો. છેવટે મીરાંને મારી નાખવા તેણે ઉપાયો યોજ્યા; પરંતુ નિષ્ફળ નિવડયા. મીરાં રાજના કાવાદાવા અને સંસારની આંટીઘૂંટીથી કંટાળી વૃંદાવન ગયાં—ત્યાં પણ તેમના

હ્રદયને શાંતિ ન મળી. છેવટે મેવાડ અને મારવાડ કાયમ માટે ત્યાગી તેમણે દ્વારકામાં વસવાટ કર્યો.

આ સમય દરમિયાન મેવાડ પર ભયંકર આફતોએ આક્રમણ કર્યાં. રાણા સાંગાના હાથથી પરાજિત થયેલા ગુજરાતના સુલતાને જંગી ફોજ લઇ ચિતોડ પર આક્રમણ કર્યું. રાણો હાર્યો. સુલતાને મેવાડને જીત્યું-લૂંટયું-રંજાડયું. તેની મા હાડી કારમેતીએ કહે છે રાખડી મોકલી હુમાયુંની મદદ માગી. હુમાયું ચિતોડ તો ન આવી શકયો; પરંતુ ગુજરાત પાછા વળતા સુલતાનને રસ્તામાં હરાવ્યો. થોડાક સરદારોની મદદથી વિક્રમ પુનઃ ચિતોડમાં આવ્યો; પરંતુ પ્રજા વિક્રમથી કંટાળી ગઇ હતી. લાગ જોઇ, વિક્રમના પિત્રાઈ, દાસીપુત્ર વનવીરે તેને મારી નાખ્યો અને ચિતોડની ગાદીએ ચઢી બેઠો. હાડી કારમેતીનો સૌથી નાનકડો પુત્ર ઉદયસિંહ (રાણા પ્રતાપનો પિતા) ઇતિહાસપ્રસિદ્ધ દાસી પન્નાની ચાલાકીથી વનવીરના હાથમાંથી બચી ગયો.

કહે છે આ અરસામાં યુદ્ધો અને દુષ્કાળથી પીડાએલી પ્રજાના અતિશય આગ્રહથી રાણાના નામે મીરાંબાને પુનઃ મેવાડ પધારવા વિનંતી કરવામાં આવી. મીરાં દ્વારકાનાથની આજ્ઞા લેવા મંદિરમાં ગયાં અને ભગવાને તેમને મેવાડ ન જવા દેતાં પોતાના અંગમાં સમાવી લીધાં. તાત્પર્ય કે મીરાંબા મેવાડ ન ગયાં પરંતુ અદ્રશ્ય થઈ ગયાં-કે, અદ્રશ્ય રહ્યાં.

ઇતિહાસની આટલી આછી પાતળી સામગ્રી મીરાંબાના જીવન માટે અત્યારે ઉપલબ્ધ થાય છે.

## દંતકથાઓ અને ચમત્કારો

મીરાંબા વિષે ઘણાંએ ઘણું લખ્યું છે. દરેક સંત યા ભક્ત-કવિ માટે બને છે તેમ મીરાં વિષે પણ અનેક દંતકથાઓ પ્રચલિત છે. દંતકથાઓની ભીતરમાં બહુ અલ્પાંશે પણ, સત્ય રહેલું છે. રાણો ઝેર મોકલે ને તે અમૃત થઇ જાય, સાપ મોકલવામાં આવે અને મીરાંને કાંઇ ન થાય, પર્વત પરથી રાણો મીરાંને

પાણીમાં ફેંકી દે ને મીરાં બચી જાય, એક વિષયી સાધુ મીરાંની ભક્તિ આગળ એક જ નજરમાં શુદ્ધ કાંચન જેવા હૃદયવાળો બની જાય એ બધી આધુનિક માનસને ન પચે તેવી વાતો હોઇ શકે; પરંતુ હાલનો માનસશાસ્ત્રી કિંવા વિજ્ઞાનશાસ્ત્રી આવી વાતોને એકદમ અસંભવિત માની છોડી દે, તેમ પણ નથી. કાચ અને ટાંકણીઓ ચાવી ખાનારા, અને અગ્નિ પર ચાલનારા સાધારણ કોટીના હઠયોગીઓ આજના જમાનામાં મળે છે. પ્રભુપ્રેમની ઉચ્ચ કક્ષાએ પહોંચેલાં મન અને શરીર જે ઉન્મત્ત સ્થિતિ પ્રાપ્ત કરે છે તે સ્થિતિમાં ઉપર્યુક્ત ચમત્કારો સંભવી શકે કે નહિ તે માનસશાસ્ત્રીઓએ જરૂર વિચારવા જેવું છે. દંતકથાઓની ઓથે રહેલું અલ્પ સત્ય કદાચ તેમને જલ્દી લાધી શકે.

## ઈશ્વર

જ્યારથી મનુષ્ય પોતાને મનુષ્ય તરીકે ઓળખવા માંડયો છે ત્યારથી તેણે ઈશ્વરને શોધવા પણ પ્રયત્ન કર્યા કર્યો છે. સંસારના બધા દેશોમાં કોઇ ને કોઇ વખતે એ ઇશ્વરના અસ્તિત્વને પ્રમાણિત કરવા અસાધારણ મનુષ્યો જન્મ્યા છે અને દાખલા દલીલોથી ઈશ્વર છે એટલું એ જ નથી સમજાવ્યું; પરંતુ તેને પ્રાપ્ત કરવા યથાશક્તિ–મતિ રસ્તાઓ ચીંધ્યા છે. એ રસ્તાઓને લોકો ધર્મને નામે ઓળખે છે. ઘણા માણસોએ એ રસ્તાને માત્ર નામથી જ સ્વીકારી લઇ તેને અડયા વિના પૂજ્યા કર્યો છે. કેટલાકોએ તેના પર પગ મૂકી તેનો સ્પર્શ કર્યા પછી સ્વીકાર્યો છે. કેટલાક ચંચળ વૃત્તિના લોકોએ તેને સ્પર્શી ધૂળ સમજી તેનો ત્યાગ કર્યો છે; ત્યારે કોઈ મહાત્માઓએ અનંત જણાતા એ રસ્તા પર પગ જમાવી પ્રયાણ કર્યું છે અને અનેક કષ્ટો વેઠી છેવટે એ રસ્તો કયાં જાય છે તે જાણી લીધું છે અને તેને અંતે જે છે તે તેને પ્રાપ્ત કર્યું છે.

એ પથિકો પેગમ્બર, સંત યા ભક્તને નામે પંકાયા છે અને વગોવાયા છે.

## ભકિત

ઇશ્વરને પ્રાપ્ત કરવા આવા જે અનેક રસ્તાઓ છે તેમાંનો એક રસ્તો ભક્તિમાર્ગ છે. નિર્ગુણ, નિરાકાર અને સામાન્ય બુદ્ધિથી પર એવા એ રહસ્યમય ઇશ્વરને ભકતે પોતાના અસીમ પ્રેમથી સગુણ બનાવી, આકાર આપી બુદ્ધિથી ગમ્ય બનાવ્યો છે. નિર્બંધ પ્રેમના અનંત આનંદમાં ભકત-મનુષ્યે પોતાની સાંસારિક ભાવનાઓ, લાગણીઓ તથા શકિતઓ તેને અર્પી છે અને તેને અદ્ભુત, અલૌકિક બનાવી રામ, કૃષ્ણ, શંકર, વિષ્ણુ, અંબા, હનુમાન, બુદ્ધ, જીન ઇત્યાદિ અનેક રૂપે, તેને-ઇશ્વરને-તે મહાન શકિતને-પૂજી છે, પોતાની કરી છે, પ્રાપ્ત કરી છે.

વૈદિક કાળ પશ્ચાત, સનાતન ધર્મપ્રેમીઓ ઉપનિષદોના પરમાત્માને, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશના ત્રિમૂર્તિ સ્વરૂપે અલગ અલગ પૂજવા લાગ્યા. ધીમે ધીમે સનાતનીઓ શૈવપંથ અને વિષ્ણુપંથ એમ બે મુખ્ય પંથોમાં વિભકત થયા-ખરી રીતે અને ખોટી રીતે.

ઇસ્વીસનની બારમીથી ચૌદમી સદી દરમિયાન વિષ્ણુના વિવિધ અવતારોને લોકહૃદયમાં ચિરંજીવપણે સ્થાપવા મહાન્ વૈષ્ણવાચાર્યો ઉત્પન્ન થયા. દક્ષિણમાં રામાનુજ, માધ્વ અને વલ્લભ, પૂર્વમાં ચૈતન્ય અને જયદેવ અને ઉત્તરમાં રામાનંદ.

આચાર્યોની સાથોસાથ, હિંદુસ્તાનના સુભાગ્યે સર્વસામાન્ય જીવન જીવતા ભકત કવિઓ પણ ઉત્પન્ન થતા ગયા અને આચાર્યોએ પ્રકટાવેલી જ્યોતને ઝગઝગતી કરી મૂકી. તેમાંથી થોડાક તે, ભકત તુલસી, સુર, કબીર, નામદેવ, નરસિંહ, મીરાં.

વિષ્ણુના અવતારોમાં રામ અને કૃષ્ણ વધુ લોકપ્રિય થયા છે. મથુરા-વૃંદાવનમાં ગીતા ભાખનાર ભગવાન કૃષ્ણની ભકિત પ્રાચીન સમયથી પ્રચલિત હતી; પરંતુ બંગાળના ગૌરાંગ પ્રભુ ચૈતન્યદેવ અને તેમના શિષ્યોએ જ કૃષ્ણ ભકિતને એક અજબ વેગ આપ્યો અને મથુરા-વૃંદાવનની નાની સીમાઓ તોડી તેને

નિઃસીમ બનાવી. ત્યારે વલ્લભે તેને બહુ વિસ્તૃત કરી. આનો અર્થ એમ પણ નથી કે ભગવાન શ્રીકૃષ્ણ આ પહેલાં પૂજાતા જ નહતા. ભાગવતધર્મ નિઃસંદેહ જીવતો હતો. દૃષ્ટાંતતઃ ગુજરાતના આદિ કવિ અને ભક્ત મહેતા નરસિંહે, ચૈતન્ય કે વલ્લભ બન્ને આચાર્યોમાંથી એકેના ય શિષ્ય બન્યા વિના, વૃંદાવનીય કૃષ્ણ-ભક્તિને પોતાની સ્વતંત્ર રીતે જુદું જ સ્વરૂપ આપ્યું હતું.

નરસિંહ પછી આવ્યાં મીરાં.

મીરાં પણ કોઇપણ આચાર્યનું શિષ્યત્વ ગ્રહણ કર્યા વિના, બધા વૈષ્ણવાચાર્યોને સન્માનતી, પોતાની રીતે જ કૃષ્ણને પૂજવા માંડી અને અંતે તેના કૃષ્ણને, તેના ભગવાનને, પામી.

## રાધાભાવ ગોપીભાવ

વિષ્ણુના અંશરૂપ ભગવાન કૃષ્ણને પરમાત્માનું મૂર્તસ્વરૂપ માની તેની જ ભક્તિ કરવાના વૈષ્ણવાચાર્યોએ માર્ગ દાખવ્યા તેમાં શ્રી ચૈતન્યે શ્રી કૃષ્ણને રાધાભાવે–ગોપીભાવે પૂજવા પ્રચાર કર્યો. પુરુષની લાગણીઓ કરતાં સ્ત્રીની લાગણીઓ વધુ કોમળ છે અને તેમાં સ્ત્રીની પુરુષ પ્રત્યેની લાગણીઓમાં વિશેષ કોમળતા છે અને તેથી સ્ત્રીભાવે ભક્તિ તથા ભક્તના હૃદયમાં છૂપાએલો ભગવાન વધુ સહેલાઇથી ગ્રાહ્ય થાય છે તેવું પ્રતિપાદન કરી તેમણે દરેક વૈષ્ણવને સ્ત્રીભાવે—ગોપીભાવે, શ્રી કૃષ્ણને ભજવા શીખવ્યું. કૃષ્ણ એક જ પુરુષ છે. પરમ પરબ્રહ્મ અનંત આનંદમાં બંસી બજાવતો ઊભો છે. એ બંસીનો અવાજ સાંભળવા પોતાના સુષુપ્ત આત્માને જાગૃત કરવો અને તે બંસીનો સુર સાંભળી તેના નાદે ડોલવું, તેના તરફ ચક્ષુઓ વાળવાં અને અંતે ગોલોકમાં તેની બંસીના તાને ડોલતી અને નાચતી અસંખ્ય ગોપીઓને ભેદી તેમની વચમાં ઊભા રહેલા એ કનૈયાને પ્રાપ્ત કરવો એ જ કૃષ્ણભક્તિનો, પ્રેમભક્તિનો, પરમ આનંદ, એ જ મોક્ષ. 'પાગલ' હરનાથ ઠાકુરજીએ એક સ્થળે જણાવેલ છે કે, પ્રકૃતિઓ મહાન છે તેમની શક્તિ અને માયા ,અપરંપાર છે. વિશ્વસંચાલનની એ

સર્વોપરી શક્તિઓ છે. એક કૃષ્ણ સિવાય દરેક વસ્તુ દરેક વખતે પ્રકૃતિઓના તાબામાં જ રહે છે. એક દિવસ ભગવાન શંકરની વિરૂદ્ધ વરદાન માટે વ્યાસજી ભાગીરથી ગંગાને પ્રાર્થના કરવા માંડયા ત્યારે ગંગાજીએ કહ્યું મારામાં અને પાર્વતીમાં કાંઈ જ ફેર નથી. પાર્વતી શંકર વિરૂદ્ધ વરદાન આપી શકે તો હું આપી શકું તાત્પર્ય કે પ્રકૃતિઓ તેમનાં અનેક સ્વરૂપો અને શક્તિઓમાં એક જ છે—એક જ પ્રકૃતિ, એક જ શક્તિ; અને તેથી જ એક બંગાળી ભક્ત કહે છે કે કૃષ્ણપ્રેમ પૂર્ણપણે પ્રાપ્ત કરવો હોય તો તમારે કોઈપણ સ્ત્રીનો આશરો લેવો જોઈએ–માતા, બહેન, પત્ની યા વધૂ.

પંચતત્ત્વોના કારણભૂત પુરુષ અને પ્રકૃતિનો વિચાર કરતો કૃષ્ણ એ એક જ પુરુષ અને અન્ય આત્માઓ એ ગોપીઓ એવું એક વખત સ્વીકાર્યા પછી ભગવાન ચૈતન્યનો ઉપદેશેલો રાધાભાવ સમજવો બહુ સહેલો છે.

## શુદ્ધ પ્રેમ પરકીયા પ્રેમ

શુદ્ધ પ્રેમ સિવાય ભક્તિ શકય નથી; પરંતુ આ શુદ્ધ પ્રેમ શું છે? વૈષ્ણવાચાર્ય રાધાના કૃષ્ણ પ્રત્યેના પ્રેમને શુદ્ધ પ્રેમ માને છે.

વૈષ્ણવોના મુખ્ય ગ્રંથ ભાગવત પુરાણમાં રાધાનું નામ સુદ્ધાં નથી.[૧] રાધા પાછળથી આવી છે, પરંતુ જે રીતે આવી છે તે જ રીત, કૃષ્ણને પ્રાપ્ત કરવાનું એક માત્ર ઉત્તમ સાધન છે. કહે છે કે રાધા પરણેલી હતી–કૃષ્ણને નહિ, અન્યને. પરંતુ તેનો કૃષ્ણ પ્રત્યેનો પ્રેમ વિશુદ્ધ, વિષય–લાલસા રહિત, અશરીર પ્રેમ હતો, આત્માને ઢંઢોળતી આત્મવેદના–આત્માનંદ.

શરીરની વાસનાઓથી પર, શરીરમાં જ જીવતા અસ્પૃશ્ય પરંતુ સ્વાનુભવી આત્માની જેમ, કૃષ્ણ પ્રત્યેનો રાધાનો વિશુદ્ધ

---

૧. ઇ. સ. પહેલી સદીના ઉત્તરાર્ધમાં રાધાનો ઉલ્લેખ કરતો એક પ્રાચીન લેખ મળે છે.

પ્રેમ જ મોક્ષગામી છે. સંસારના બંધનોમાં જકડાએલી અને શારીરિક ધર્મોથી બીજાની પરંતુ આત્મથી શ્રી કૃષ્ણની એવી પરકીયા પ્રેમવૃત્તિ એ આ પ્રેમનું લક્ષણ છે. રાધાનો કૃષ્ણ પ્રત્યેનો પ્રેમ 'પરકીયા' પ્રેમ હતો. રાધા સ્ત્રી હતી એટલે કૃષ્ણને પ્રાપ્ત કરવા માટે રાધાનો પ્રેમ જ માત્ર એક આદર્શ છે અને દરેક કૃષ્ણ-ભક્ત, સ્ત્રી કે પુરુષ, તે ભાવે કૃષ્ણને ભજે છે અને જુએ છે.

## સૂફીવાદ કૃષ્ણભકિત

મહાકવિ ન્હાનાલાલ સૂફીવાદને કૃષ્ણભકિત સાથે સરખાવે છે. તેઓ કહે છે ' સૂફીવાદમાં પ્રભુને પત્ની માની પત્નીભાવે ભક્તિ કરાય છે. ' પરંતુ એ દષ્ટિએ સ્ત્રીઓ ઇશ્વરને નથી ભજી શકતી કારણ કે ' પતિની પત્ની હોય પણ પત્નીને વળી પત્ની કેવી ? સૂફીવાદ માત્ર પુરુષોને માટે જ છે સ્ત્રીવર્ગ એ ગ્રહી–આચરી ન શકે તેટલી એમાં અપૂર્ણતા છે.

' કૃષ્ણભક્તિમાં પ્રભુને પતિ માની સૌ પતિભાવે ભક્તિ કરે છે...પણ એમાંય તો સૂફીવાદના જેવી જ અપૂર્ણતા છે. સ્ત્રી-વર્ગ કૃષ્ણભક્તિ સમજી શકે અને પ્રભુની પતિભક્તિ આચરી શકે; પણ પુરુષો પોતે સ્ત્રી શી રીતે થાય...છતાં એ ઉભયમાર્ગમાં મહાસત્યો છે જેને દુનિયાનો ઇતિહાસ સમર્થન આપે છે તેમ ધર્મશાસ્ત્રી Science of Religion પણ પોષે છે. ધર્મનાં બીજ હૈયામાં છે, ભક્તિ તે સ્ત્રીની કલા છે, પ્રભુનાં પરમ દર્શ-નને અર્થે ભક્તિ સમાન અન્ય સાધન નથી !'

મુસલમાનોના સૂફીવાદ અને કૃષ્ણની ભક્તિ એ ઉભયનો પાયો પ્રેમની મસ્તી ઉપર છે. કૃષ્ણભકિતવાળા 'પરકીયા' પ્રેમમાં વિરહ છે, વેદના છે અને પ્રિયતમને પ્રાપ્ત કરવાનો એકસરખો તલસાટ છે. એ તલસાટમાં જ એક પ્રકારનો ગુપ્ત આનંદ છે. પ્રિયતમની પ્રાપ્તિ માટે બધુંય કરી છૂટવાની એમાં ધૂન છે અને એ ધૂનથી જ ભગવાન, અંતે, પ્રાપ્ત થાય છે.

સ્થૂલ વાસના રહિત 'પરકીયા' પ્રેમનો પ્રચાર કરનાર ચૈતન્યદેવ કે જયદેવનાં મીરાંબા અનુયાયી ન્હોતાં. ગીતગોવિંદ અને ભાગવત તેમણે ન્હોતાં વાંચ્યાં એમ તો કહેવાય જ નહિ. વૃંદાવન જઈ જીવ ગોંસાઇ કે રૂપ ગોસ્વામીને તે મળી આવ્યાં તે પણ કબૂલ. પરંતુ તે કોઈ પણ આચાર્યની દીક્ષા લઇ તેના સંપ્રદાય પ્રમાણે ચાલ્યાં નથી.

## મીરાંનો પ્રેમ

છતાં તેમનો કૃષ્ણપ્રેમ પૂર્ણપણે ચૈતન્યની જેમ 'પરકીયા' હતો. ફેર માત્ર એટલો કે પ્રભુને સર્વનો માનવા કરતાં પોતાની એકલીના પતિ તરિકે જ મીરાંએ તેનો વધુ વિચાર કર્યો છે. કૃષ્ણની વિરહવેદનામાં તે તલસે છે; પ્રેમ વેદનામાં તે ઉન્મત બને છે, આત્મવેદનામાં તે રડે છે. પોતાનો હોવા છતાં પોતાથી દૂર રહેનાર તેના ગિરિધર ગોપાલને અનેક રીતે રીઝવતી, આક્રંદ કરતી પ્રાર્થના કરતી તેને પોતાની પાસે ખેંચી લાવવા મીરાં અહર્નિશ મથી રહે છે. એક વખત તેની સાથે બોલવાના તેને કોડ છે. કોઇ વખત તે અતિનિરાશિત થઈ જાય છે તો કોઇ વેળા તે આશાભરી વાટ જુએ છે. કોઈવાર તે આત્માનંદમાં મસ્ત બની ડોલે છે–અને ગાય છે તો કોઇવાર ચૂપ થઇ આંસુ સારે છે. પરંતુ તેનો ગિરિધારી તેનાથી દૂર જ રહે છે. મીરાં ધીરજ નથી છોડતી. કોઇકવાર તેના પ્રભુ પ્રત્યે તેને રોષ ઉભરાય છે, કોઇકવાર ઉપાલંભભર્યા શબ્દો ય ઉચ્ચારી દે છે પરંતુ તેના પ્રત્યેક શબ્દની પૂંઠે તેનો અચળ પ્રેમ ઝળકી રહે છે.

## પદાવલીની મીરાં અને મીરાંનો પ્રભુ

મીરાં કનૈયાને પોતાનો પતિ માની ચૂકેલી છે. તેની 'પ્રીતિ પુરાણી' છે. સંસારી લાગણીઓથી તે તેને યાચે છે, પૂજે છે. તેને શૃંગાર સજાવે છે. ભોગ ધરાવે છે. ગાય છે ને નાચે છે. 'પચરંગ ચોલા' પહેરી તે 'ઝીરમીટ' રમવા જાય છે. કૃષ્ણ કનૈયો બધાંનો નથી એમ તે નથી કહેતી; પરંતુ તે એનો પોતાનો છે

એવું દૃઢપણે માને છે ને જીવે છે. કોઇનો 'પિયા પરદેસ' વસે પરંતુ તેનો પિયા તેના હૃદયમાં વસે છે. 'પ્રેમ ભઠ્ઠીનો મદ પી–પી' દિન–રાત તે મસ્ત બની ફરે છે. તેનો કૃષ્ણ સગુણ છે ને નિર્ગુણે ય છે. ગોપીઓનો છે ને પોતાની એકલીનો છે. તે લૌકિક છે અને અલૌકિક છે. તે હસાવે છે ને રડાવે છે. તે તેને પ્રેમની કટારી મારે છે ને દુઃખડાં ય દે છે. માઝમ રાતની તેની મોરલી તેને સુતેલીને જગાડી દે છે. બાળસ્વરૂપે કૃષ્ણ બાળકુમારી મીરાંના વસ્ત્ર ખેંચે છે અને તેને લેહ લગાડે છે. મોટા થતાં મોહનાં બાણ મારી નાગરનંદ નાસી જાય છે અને મીરાં તેના મુકુટ પર મોહી જતી વિચારમાં પડે છે. સમય જાય છે, ડુંગરિયા પર ઝીણા મોર બોલે છે. સાવનકી બદરીયા બરસે છે અને કાનુડાના મુખડાની જેને માયા લાગે છે તે મીરાંને, કૃષ્ણના ન દેખાવાથી 'દરસ બિન' નૈન દુઃખવા લાગે છે. 'પાનોં જ્યૂં પીળી' પડે છે અને લોક કહે છે પિંડ રોગ લાગ્યો છે. મીરાં દર્દદીવાની બને છે પરંતુ કોઇ તેનું દર્દ જાણી શકતું નથી 'બાગળ વૈદ' ને બોલાવે છે પરંતુ તેના રોગને કોઇ પારખી શકતું નથીઃ તેને તેના કનૈયાને એકવાર હાજરાહજૂર જોવો છે, બોલાવવો છે ને તેની સાથે બોલવું છે. તેને મળવા માટે તેણે છાને છાને લાંઘણો કરી છે. પરંતુ કનૈયો આવતો નથી, બોલતો નથી.

આમ, પિયા બીન એનો દેશ સુનો પડે છે. રાત અને દિવસ તે તેના વિરહમાં ઝુરે છે. કનૈયા કાજે તેણે 'સબ સુખ' છોડયાં છે તેનું તડપતું હૃદય અંતે પુકારી ઊઠે છે—ઐસી લગન લગાય કહાં તું જાસી......

હામ હારે એ મીરાં નહિ. કનૈયાની વાટ જોતી જોતી તે ઝરૂખામાં બેસી રહે છે...કોઇકવાર તેને હરિના આવવાનો અવાજ સંભળાય છે ને તુરત તે પિયુને મળવા દોડે છે પરંતુ તે ક્યાંઇ દેખાતો નથી. ફરી નિરાશા સાંપડે છે. સામેના ઝાડ પર 'પિયુ'–'પિયુ' પોકારતા પપૈયા પર તેને સ્ત્રી-સહજ દ્વેષ પ્રગટે છે.

પપૈયાની 'રાજેલી પાંખ' મરડી નાંખવા તે તત્પર થાય છે પરંતુ પિયુ પિયુ પોકારતો પપૈયો પોતાના પિયુનું ઠેકાણું જાણતો હશે એવો વિચાર આવતાં તે તેની ખુશામત કરવા માંડે છે. તેની પાંખોને સોને મઢાવવાની તે લાલચ આપે છે પરંતુ પપૈયો તેના ગિરિધર ગોપાલનો સંદેશો કે રહેઠાણ દેખાડયા વિના ઊડી જાય છે.

નિશશિત થઇ મીરાં સુઇ જાય છે. સ્વપ્નામાં તેને કૃષ્ણ દેખાય છે. અત્યાનંદમાં નાચતી તે ઝબકી ઊઠે છે. સ્વપ્ન ઊડી જાય છે. મીરાંની આંખોમાંથી આંસુની માળા ગૂંથાવા માંડે છે. બધી સખીઓ ઊંઘીને પોતાનો પ્રિયતમ ગુમાવે છે ત્યારે પોતે જાગીને પ્રીતમ ગુમાવે છે !

કનૈયો જીદ્દ છોડતો નથી. મીરાં પણ જીદ્દ છોડતી નથી. ગિરિધર ગોપાલને બોલવું નથી અને પ્રેમદીવાની મીરાંને તેને બોલાવવો છે. પાછી પૂજા, અર્ચન, ભોજન ચાલુ રહે છે. ગીત અને નૃત્ય કૃષ્ણને રીઝવવા ચાલુ રહે છે. એટલે, રાણો બગડે છે. ઝેર મોકલે છે, સાપ મોકલે છે, પરંતુ રાણાજીને તો મીરાં ગોવિંદના ગુણ ગાવાનો જ નિર્ણય સંભળાવતી રહે છે ! રાણાનો વધુ ક્રોધ વધતાં મેવાડને ડાબો મેલી મીરાં પશ્ચિમમાં જાય છે. જેના કારણ સબસુખ છોડયાં છે એ કનૈયો તેના જનમમરણનો સાથી છે ! તેને કેમ ભૂલાય ?

બંસીવાલા આજ્યો મ્હારે દેસ ! મીરાં જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં કનૈયાને આવો આર્તનાદ સંભળાવે છે પરંતુ તે નથી જ આવતો. છતાં કાનુડો મીરાંના કલેજાની કોર છે. નંદલાલને તે પોતાના નયનોમાં બેસાડે છે અને તેને અવિરત પૂજતી રહે છે. પગે ઘૂઘરૂ બાંધી, લોકલાજ છોડી મીરાં નાચે છે. અરે ! તેની ચાકર રહેવા તૈયાર છે; પરંતુ અધમઉદ્ધારણ હરિ નથી હા કહેતો નથી ના કહેતો. બોલતો જ નથી.

પરંતુ તેને બોલાવ્યા વિના મીરાં રહેવાની નથી.

કઠણુ લગનકી પ્રીત મીરાં જાણે છે. છેવટે રંગબેરંગી ચૂંદડી ત્યાગી એ કાળો કામળો ગ્રહણ કરે છે. જેને દૂજો રંગ જ ન લાગે. નહિ, નહિ, તેનાથી ય આગળ વધે છે. ચૂડિયાં ફોડી, માંગ વિખેરી, આંખોનાં કાજલ ધોઇ નાંખી, ચીર ફાડી અને ગળામાં કંથા કરી વિંટાળી વૈરાગણ બનવાનો નિશ્ચય કરે છે.

અરે! એ પણ નહિ. 'અપણે હાથ' 'અગર ચંદણ' ની ચીતા રચી પોતે 'ભસ્મકી ઢેરી' થઈ જવા તૈયાર થાય છે; પરંતુ પાછો વિચાર આવે છે; તેના કનૈયાને એક પણ વખત બોલ્યા વિના ભસ્મ થઈ જવું? નહિ.

અબોલા લીધેલા કૃષ્ણ (ગિરિધરગોપાલની મૂર્તિ) પાસે તે પુનઃ આવે છે. તેને જોઈ રહે છે અને એ મોહિની મુરતને જોતાંવેંત મીરાંનો બધો રોષ ગળી જાય છે. કૃષ્ણના મોંઢા પરથી નજર હઠાવી મીરાં તેના ચરણ ભણી દૃષ્ટિ ઊતારે છે—આ જ, આ જ ચરણથી ગંગાએ પ્રકટીને ભગીરથ કુળને તાર્યું! આ જ ચરણના પ્રતાપે કંગાળ સુદામા કોટયાધીશ બન્યા અને એ જ ચરણોએ અહલ્યાને ઉદ્ધારી! મીરાંનું મન અને હૃદય પુનઃ એ જ ચરણકમલમાં લપટાઇ જાય છે.

પછી તો મીરાં, લોકોને દિલ ખોલી દીવો પ્રગટાવવા કહે છે. આ જ કાયામાં વાડિયો છે ને માંહે મોર ઝીંગોરા કરે છે. આ જ કાયામાં સરોવર છે ને માંહે હંસ કલ્લોલ કરે છે. આ જ કાયામાં હાટડિયો છે ને માંહે અપરંપાર વણજ વેપાર કરવા મીરાં સર્વેને ઉશ્કેરે છે.

અને એટલા માટે જ પોતે ગોવિંદાને વણમોલે લઇ બેઠી છે. કોઇ કનૈયાને સસ્તો કહે છે, કોઈ મોંઘો, કોઇ હલકો, કોઇ ભારે પરંતુ મીરાંએ તો વૃંદાવનકી કુંજ ગલનમેં ઢોલ બજાવીને ખરીદ્યો છે. એ ખરીદેલા નટખટને મીરાં પુનઃ અગાઉની જેમ ન્હવડાવે છે. શૃંગાર સજે છે અને થાળી પીરસી ઠાકોરને

બોલાવે છે. પ્રેમના પ્યાસી પ્રભુને કંગાળ દાસી મીરાં, બાસુદી-પૂરી વિનાની સૂકી થાળી પર આમંત્રણ આપી પોતાની આશા પૂર્ણ કરવા પ્રાર્થે છે.

પરંતુ પ્રભુ ગિરિધર નાગર પધારતા નથી. બોલે તો શાના જ?

સમય વહ્યો જાય છે.

કાળાનાં કઠણ હેડાં મીરાં સારી રીતે જાણે છે છતાં હરિને પોતાની બાંહડલી ગ્રહવા એકસરખી યાચના કરતી રહે છે. મીરાં થાકતી નથી. પણ શરીર હવે થાકવા માંડે છે. કનૈયાને ચરણે પડી તે અરજ કરે છે કે હરિ વિના કુણ ગતી? પરંતુ હરિ અબોલા તોડતો નથી. હાજર-નાજર કદકી ખડી રહેલી મીરાં દિનાનાથને પલક ઊઘાડી પોતાને જોવા વિનવે છે. સઘળાં સગાંને દુશ્મન, અને એકલા હરિને જ સાજન બનાવી બેઠેલી મીરાં સમુદ્રની વચમાં ડોલી રહેલી એક નાવમાં બેઠી છે. દિવસના નિદ્રા નથી. રાતના ચેન નથી. હિયામાં વિરહના બાણથી ઘાયલ થઇ ખડી ખડી સૂકાઈ જાય છે. પત્થરની અહલ્યા તારી તો પોતાનામાં કેટલો ભાર હતો? પરંતુ મારો વહાલો કૃષ્ણ, કંઈ જ ન બોલવા નિર્ણય કરી મૂર્તિમાં બેસી રહ્યો છે.

પિયા કારણ મીરાં પીળી પડી ગઈ છે, "આંગળિયારી મુંદડી" હાથે આવે તેટલી તે સૂકાઇ ગઇ છે. ભલે શરીર સૂકાઇ જાય—જીદ્ લીધી છે તે લીધી છે—દેહં પાતયામિ કાર્યં સાધયામિ વા!

છતાં મીરાંનો પ્રભુ તેને 'દરસણ' નથી આપતો.

જળ વિના કમલ, અને ચંદ વિનાની રાત હોય તેવી કૃષ્ણ વિનાની મીરાં આકુળવ્યાકુળ દિનરાત ફર્યા કરે છે. ભૂખ નથી લાગતી. નિદ્રા નથી આવતી. મોંઢેથી કોઇને કહેવાતું નથી કેમ કહેવું તે તેને આવડતું નથી. શું કરવાથી આ દિલની તપત

ખૂએ ? પોતાને વધુ ન તરસાવવા અંતરજામીને પગે પડી જનમ-જનમની દાસી પર કૃપા કરી તેને મળી જવા મીરાં આક્રંદ કરી મૂકે છે. પણ...કનૈયો નથી બોલતો.

દેવળ જૂનું થવા આવે છે. કાયાનો ગઢ ડોલવા લાગે છે. દાંત પડી ગયા છે. હંસલો ઊડવાની તૈયારી કરી રહ્યો હોય છે. મીરાં વધુ શ્રદ્ધાથી, વધુ આર્દ્ર કંઠે ગોવર્ધન ગિરિધારીની પ્રાર્થના કરે છે; તુમ બીન મેરી કૌન ખબર લે ? દ્રૌપદીની લાજ રાખી હવે મારી રાખો......

કનૈયો થાકે છે—અબોલા રહી રહીને. છેવટે નંદનંદન ગિરિધારી, મીરાંના બોગળિયા, એક શુભ દિવસે તેને ઘેર આવે છે. મીરાંના તનનો તાપ મટે છે અને હોલમીલ મંગલ ગાય છે. તેના હૃદયમાં 'આણંદ' છવાય છે. મીરાં પાગલ બની ઊઠે છે. તેની આંખો હર્ષાશ્રુથી વહેવા માંડે છે 'આપણા' પ્રભુને મળતાં મીરાં મગન થઇ જાય છે કારણ કે તેના આ ભવનું દર્દ મટી જાય છે.

મીરાં ગાય છે:

> ચંદ્રકૂં નિરખી કમોદણિ ફૂલૈ
> હરખી ભયા મેરી કાયાજી
> રગરગ સીતલ ભઈ મેરી સજની
> હરિ મેરે મહલ સિધાયાજી
> સબ ભગતનકા કારજ કીન્હા
> સોઈ પ્રભુ મૈં પાયાજી
> મીરા બિરહણી સીતલ હોઇ
> દુઃખ દુંદ દૂર નસાયા જી.

ખરેખર ! સુખ–દુઃખના દ્વંદ્વને જીતી, મીરાં, રાધાભાવે, 'પરકીયા' પ્રેમે તેના પ્રભુને પામે છે.

## સ્વીકાર

મીરાં પદાવલિઓમાં દેખાતી, આવી મીરાંને નવલના પ્રકરણોમાં બાંધવા મેં પ્રયત્ન કર્યો છે. એ પ્રયત્ન વાચકનું હૃદય એક સરખું ખેંચી શકે તો તેનું ખાસ કારણ મીરાં છે અને મીરાંના લખાવનાર આ પુસ્તકના ચેતનાપ્રેરક પ્રકાશક શ્રી. નંદલાલ બોડીવાળા છે, હું નહિ.

વ્યાકરણની વ્યવસ્થિત વાડોને હંમેશા કૂદાવી જનાર મને કબ્જામાં રાખી સીધા રસ્તા પર મૂકી મારી સાથોસાથ દોડવા માટે આ પુસ્તકનાં પ્રૂફ જોનાર અને કેટલાક મહત્ત્વના સુધારાવધારા સૂચવનાર પ્રો. મુરલી ઠાકુરનો, અને મીરાં-સાહિત્ય એકઠું કરી આપનાર શ્રી. અરવિંદ શાસ્ત્રીનો હું બહુ ઋણી છું.

મેં ઘણાં પુસ્તકનો આધાર લીધો છે તેમાં મુન્શી પ્રેમચંદજીની એક વાર્તા પણ આવી જાય છે. છેલ્લાં પ્રકરણોમાં એક અગત્યનો વધારો શ્રી. લક્ષ્મીપ્રસાદ આચાર્યને આભારી છે.

એન. એમ. ઠક્કર કંપનીવાળા શ્રી. નંદલાલભાઈ તો મારા પ્રત્યેક લખાણના જવાબદાર બની ગયા છે......

બનતાં સુધી મીરાંનાં પદો રાજસ્થાની રંગમાં રાખવા મેં પ્રયત્ન કર્યો છે.

જૂન, ૧૯૪૫<br>
ગોપાલ નિવાસ,<br>
મુંબાઇ-૨.

રામચંદ્ર ઠાકુર



## આ નવલકથા લખવામાં લેખકને આધારભૂત થયેલાં પુસ્તકોની સૂચિ

### ગુજરાતી

| | | |
|---|---|---|
| ૧ | સાહિત્યમંથન | શ્રી. ન્હાનાલાલ દ. કવિ |
| ૨ | મીરાંબાઈ<br>ઉપોદ્‌ઘાત્ કા. દો. ભા. ૭ | રા. રા. તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી |
| ૩ | ભક્તમાળા | નાભાજી કૃત |
| ૪ | મીરાંબાઈ | નાગરદાસ ઇ. પટેલ |
| ૫ | મીરાં અને નરસિંહ | ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઇ વ. દિવેટિયા |
| ૬ | મીરાંચરિત્ર | કવિ દયારામકૃત |
| ૭ | ભજનમાળા | મ. રામચંદ્ર જાગુષ્ટે (પ્રકાશક) |
| ૮ | બૃહત્ કાવ્યદોહન<br>ભા. ૨-૭ | ઇચ્છારામ સૂ. દેસાઇ |
| ૯ | રાજસ્થાનનો ઇતિહાસ<br>(ભાષાંતર) ગ્રં. ૧-૨ | કર્નલ જે. ટૉડ |
| ૧૦ | નરસૈયો ભક્ત હરિનો | શ્રી. કનૈયાલાલ મા. મુન્શી |

### હિંદી

| | | |
|---|---|---|
| ૧૧ | રાજપૂતાનેકા ઇતિહાસ | મહામહોપાધ્યાય ગૌરીશંકર હીરાચંદ ઓઝા |
| ૧૨ | મીરાંબાઇકા જીવનચરિત્ર | મુન્શી દેવીપ્રસાદ મુંસિફ |
| ૧૩ | મહિલા મૃદુવાણી | મુન્શી દેવીપ્રસાદ મુંસિફ |
| ૧૪ | મીરાંબાઈકી પદાવલી | શ્રી. પરશુરામ ચતુર્વેદી એમ. એ., એલએલ. બી. |
| ૧૫ | મીરાંબાઇકી શબ્દાવલી | શ્રી. બાલેશ્વરપ્રસાદ |
| ૧૬ | શિવસિંહ સરોજ | શ્રી. શિવસિંહ સેગર |

| | | |
|---|---|---|
| ૧૭ | હિન્દી સાહિત્યકા ઇતિહાસ | પંડિત રામચંદ્ર શુક્લ |
| ૧૮ | મીરાં મન્દાકિની | શ્રી. નરોત્તમદાસ સ્વામી એમ. એ. |
| ૧૯ | મીરાંબાઈ, સહજોબાઈ, દયાબાઈકા પદસંગ્રહ | શ્રી. વિયોગી હરિ |
| ૨૦ | સસસરોજ | પ્રેમચંદજી |
| ૨૧ | ભક્તાંક | ગીતાપ્રેસ, ગોરખપુર |
| ૨૨ | મીરાં-કી-પદાવલી | સદાનન્દ ભારતી |

## મરાઠી

| | | |
|---|---|---|
| ૨૩ | ગાથાપઞ્ચક | ત્ર્યમ્બક હરિ આપ્ટે |

## સંસ્કૃત

| | | |
|---|---|---|
| ૨૪ | મીરા લહરી | પંડિતા સૌ. ક્ષમારાવ |

## અંગ્રેજી

| | | |
|---|---|---|
| ૨૫ | ધ સ્ટોરી ઑફ મીરાબાઈ | બાંકે બિહારી |
| ૨૬ | મોનોગ્રાફ ઑન મીરાબાઇ | એ. એસ. મહેતા, બી. એ. |
| ૨૭ | ક્લાસીકલ પોએટ્સ ઑફ ગુજરાત | જી. એમ. ત્રિપાઠી |
| ૨૮ | માઇલસ્ટોન્સ ઈન ગુજરાતી લીટરેચર | દી. બ. કૃષ્ણલાલ મો. ઝવેરી |
| ૨૯ | રીલીજીઅસ સેક્ટ્સ ઑફ હિન્દુઝ | એચ. એચ. વ્હીલ્સન |
| ૩૦ | સૉંગ્ઝ ઑફ મીરાબાઈ | આર. સી. ટંડન |
| ૩૧ | ગૉડ નંબર | 'ધ કલ્યાન-કલ્પતરૂ' (ગોરખપુર) |

# મીરાં પ્રેમદીવાની

## અનુક્રમણિકા

# ચિત્રપરિચય



## કવરચિત્ર



ફ્લેપ ચિત્રો (આગળનાં)



ફ્લેપ ચિત્રો (પાછળનાં)



# મીરાં
# પ્રેમદીવાની

: લેખક :
રામચંદ્ર નારાયણ ઠાકુર
એમ. એ.





# ઓ આવે હરિ હસતા

( રાગઃ ગોડી. )

ઓ આવે હરિ હસતા, સજની, ઓ આવે હરિ હસતા;
મુજ અબળા એકલડી જાણી, પિતાંબર કેડે કસતા,
સજની૦ ઓ૦

પચરંગી પાઘ કેસરીયા રે વાઘા, ફૂલડાં મહેલે તોરા;
મારે આંગણીએ દ્રાખ બીજોરાં, મેવડે ભરાવું તારા ખોળા,
સજની૦ ઓ૦

પ્રીત કરે તેની પૂઠ ન મેલે, પાસેથી સે નથી ખસતા;
બાઈ શાંબાઈ કે પ્રભુ ગિરધરના ગુણ, હાંરે વા'લો હ્રદયકમળમાં વસતા,
સજની૦ ઓ૦





# ૧ વરરાજા

મેડતાના રાવ દુદાજીના રાજમહેલમાં મોટી ધાંધલ મચી રહી હતી. નમણી જુવાન દાસીઓ અને ગંભીર પ્રૌઢ દાઈઓએ મહેલને ખૂણે ખાંચરે, ઉપર નીચે, બધી બાજુ ધાંધલમાં દોડાદોડ કરી મૂકી હતી.

પહેલી દાસી પૂછતી—મળ્યાં ?

બીજી હાંફતી હાંફતી જવાબ દેતી—ના.

અને તરત પાછી એ બન્ને દોડવા માંડતી.

આખરે, મહેલની સૌથી જૂની અને સૌથી વૃદ્ધ દાઈ રતને થાકીને ચોકની વચ્ચો વચ્ચ ઊભી રહી બૂમ પાડી.

"મીરાં બા ? ઓ...મીરાંબા ?"

તુરત મહેલની પચાસે દાસીઓએ રતનનો બોલ ઝીલી લીધો અને એક પછી એક બૂમાબૂમ કરતી દોડવા લાગી–મીરાંબા–! ઓ મીરાંબા ! બા બોલાવે છે !–મીરાંબા !

પરંતુ,

ખાસ્સાં પાંચ વરસનાં મીરાંબાનો ક્યાંય પત્તો ન લાગ્યો. ઉપર ઝરૂખામાં હંસા ઠકરાણી અતિશય ક્રોધમાં ઊભાં હતાં. રતનદાઈ થાકી, વીલે મોંઢે, અંતે તેમની પાસે આવી ઊભી રહી.

'મળી ? આ તે કોઈ છોકરી છે ?" ચીડાઈને રતનને જોઈ ઠકરાણાં બોલ્યાં. રતન ચૂપ રહી.

ઝરૂખા નીચે, મેડતાના રાજમહેલના મુખ્ય દરવાજા પાસે વરઘોડો લગભગ આવી પહોંચ્યો હતો. મેડતાના મોચી મહાજનનો સાત વરસનો એકનો એક છોકરો એક નાનકડા ટટ્ટુ પર બેસી પાંચ વરસની લાડીજીને લઈ વાજતે ગાજતે પોતાને ઘેર પાછો જતો હતો. વરરાજા કંઈ અણછાજતું પરાક્રમ ન કરી બેસે, તે માટે ટટુની બન્ને બાજુએ વરરાજાના બે કાકાઓ તેનાં બાવડાં ઝાલી ચાલતા હતા. ટટુની પાછળ પાછળ આવતા મ્યાનામાં ઘુંઘટો કાઢી બેઠેલાં પાંચ વરસનાં વહુરાણી -જરૂર–કંઈ ખાતાં હતાં, કારણ, તેમનું મોંઢું બંધ હતું અને તેથી તેમના હૃદયની કોઈ લાગણી વ્યક્ત કરવાનો સમય હજુ નહોતો આવ્યો. વરઘોડા આગળ વાગતાં વાજાં પરણું પરણું કરતાં તરૂણ હૃદયોને અને સમસ્ત વાતાવરણને વિચિત્ર આનંદના ઉમળકાથી ભરી દેતાં હતાં.

'મૂઈ' રતનદાઈનો મૂળ વાંક હતો. રોજના સો સો વાર 'મૂઈ મૂઈ' શબ્દો સાંભળવા છતાં રતન મરવાનો જરા ય વિચાર ન્હોતી કરતી. આજે સ્હવારના એ 'મૂઈ' રતને મીરાંબા આગળ મોચીના વરઘોડાની વાત કરી હતી, એટલે સ્હવારથી જ મીરાંબાએ હંસા ઠકરાણીને પજવવા માંડયાં. કોણ જાણે રતને શું મીરાંને સમજાવ્યું હતું કે વરવહુ જોવાની મીરાંએ એક સરખી જીદ લીધી હતી.

અને હવે, જ્યારે વરઘોડો રાજમહેલ આગળ આવી પહોંચ્યો હતો, ત્યારે હંસા ઠકરાણીની એકનીએક દીકરીનો ક્યાંઇ પત્તો લાગતો ન હતો. ઠકરાણીનો ક્રોધ છેવટે ફાટી નીકળ્યો અને વર્ષ્યો એ મૂઈ રતન પર. મીરાંના બાપને પણ છાતીએ રાખનાર વયોવૃદ્ધ રતનદાઈમાં પુરાણી રાજપૂતીની ખુમારી અને સહજ વિનોદવૃત્તિ પણ હતાં. તેનો પ્રભાવ હરેક પર હતો. રાવ, ઠાકોર કે ઠકરાણીના ગમે તેવા ક્રોધને સહન કરી લેવાની તેનામાં ફાવટ હતી. વરઘોડો જોવાનો સમય હાથથી જતો હતો. પોતાની દીકરીનો સ્વભાવ પોતે બરાબર જાણતાં હતાં, એટલે, હંસા ઠકરાણીએ ક્રોધમાં ને ક્રોધમાં સોમી વાર (કે હજારમી વાર !) રતનદાઇને તેને ગામ ચાલ્યા જવા કહ્યું અને કોણ જાણે બીજુ ઘણુંય કહ્યું; પરંતુ નીચે વરઘોડાનાં વાજાં એટલા જોરથી વાગવા માંડયાં હતાં કે ઠક-રાણીનો અવાજ તેમાં ડૂબી ગયો અને ક્રોધમાં માત્ર તેમના હોઠ જ ફડફડતા જણાયા. રતન નીચું માથું કરી ઊભી રહી હતી. એકાએક તેની નજર એક જગા પર પડી તેણે ચમકી માથુ ઊંચું કર્યું અને જોસથી કાંઇ કહેવા માંડી; પરંતુ વર-ઘોડાનાં વાજાંમાં તેનો પણ અવાજ ડૂબી ગયો અને તેના હોઠ જ માત્ર હાલતા દેખાયા.

ઠકરાણીની નજર પુનઃ રતન પર પડતાં તેમને બહુ જ ક્રોધ ચઢ્યો. સમજી બેઠાં કે રતન ડોસલીનું આ કોઇ નવું તોફાન છે એટલે જોરથી બોલ્યાં–"કેમ, ભસતી કેમ નથી ? બોલતાં નથી આવડતું શું ? અવાજ કાઢી બોલને ?"

"બા" રતનને હોઠ ફફડાવ્યા ! તે આગળ પણ બોલી; પરંતુ રતનનું બોલવું ઠકરાણી સાંભળી શક્યાં નહિ અને ઠક-રાણીના શબ્દો તે સમજી શકી નહિ. ઠકરાણીનો ક્રોધ વધુ ભયંકર સ્વરૂપ ન લે એ વિચારથી રતન, ઠકરાણી તરફ થોડાક હાથના ઇશારા કરી ઝરૂખાની બીજી બાજુએ સ્હેજ મલકાતું

મોઢું કરી જાણે કાંઇ બન્યું જ નથી, એવી શાંતિથી ઊભી રહી અને વરઘોડો જોવા લાગી.

હંસા ઠકરાણીના ક્રોધની અવધી આવી ગઇ. ત્રાડ પાડી એ મૂઈ ડોકરીને કંઇ કહે તે પહેલાં અચાનક તેમની દૃષ્ટિ તેમના પગ પાસે પડી. પોતે ઊભાં હતાં તેથી એક જ હાથ દૂર ઝરૂખાના ખૂણામાં ઝરૂખાની બહાર ડોકું લટકાવી 'પાંચ' વરસની મીરી ક્યારની ય વરઘોડો જોવામાં તલ્લીન બની ગઈ હતી.

ઠકરાણાં એકદમ ચૂપ થઈ ગયાં. વધુ બોલ્યા વિના તેઓ પણ વરઘોડો જોવા લાગ્યાં.

ઝરૂખાને બીજે છેડે ઊભી રહી રતન ડોસલી ધીમું ધીમું ગણગણતી હતી—કેડમાં છોકરાં, ને શોધવા નિકળ્યાં છે ગામમાં! પરંતુ સારું થયું તેના શબ્દો કોઇ સાંભળી શક્યું નહિ.

મેડતાના રાવ દુદાજી એટલે પરમ વૈષ્ણવ ભક્ત. પોતાના મહેલની વચ્ચોવચ્ચ એક સુંદર નાનું મંદિર બંધાવી અંદર નાનકડા ગિરિધારીલાલજીની સુંદર મૂર્તિ પધરાવી હતી. રાવ દુદાજી વિષે કહેવાતું કેઃ—

દુદાજીના હાથમાં જ્યારે માળા ન હોય ત્યારે તલવાર રહેતી અને એ વખતે ભયથી દુનિયા કાંપી ઊઠતી.

દુદાજીના હાથમાં જ્યારે તલવાર ન હોય ત્યારે તુલસીની માળા રહેતી અને એ વખતે દુનિયા પ્રેમભક્તિથી ગદ્‌ગદ્ બની જતી.

મેડતાનું રાજ સ્થાપનાર પરાક્રમી રાવ દુદાજીના બે પુત્રો પણ પરાક્રમી હતા. મીરાંના પિતા ઠાકોર રતનસિંહ અને તેમના મોટાભાઈ વિરમસિંહ, તુળસીની માળા કંઠમાં નાખી, ધરમની તલવાર હાથમાં લઈ દુશ્મનોને બેજાન કરવા રાજસિમાડે ગયા હતા. પરમવૈષ્ણવ દુદાજીની પાસે તેમની અઢારે ય વરણ બેખટક પ્રેમથી ચાલી આવતી હતી. ભગવાન પ્રેરિત પ્રેમનું રાજ્ય

રાજપૂત ધરમી દુદાજીના રાજમાં સ્પષ્ટ દેખાતું હતું. તેથી જ, મોચી મહાજન વહુને લઇ ગામમાં પેસતાં રાવ દુદાજીના આશીર્વાદ લેવા રાજમહેલ આગળથી નિકળ્યો હતો.

"રાજાને ઘોડુલા પરથી ના ઉતારશો" વૃદ્ધ દુદાજીએ આશીર્વાદ મોકલતાં સાત વરસના વરરાજાને પોતાની પાસે લાવવાની મના કરતાં કહ્યું "ઘોડે ચઢેલો વરરાજા, રાજા છે."

નજરાણું ન્યોછાવર થયું. આશીર્વાદ, દરેક પ્રજાજનને મળતા હતા તેમ મળ્યા અને વરઘોડો અત્યાનંદ અને હર્ષમાં ડોલતા જાનૈયાઓ સાથે મહેલ આગળથી પસાર થઇ ગયો.

ત્યારે જ,

મીઠો, અતિ મીઠો, દાદા દુદાજીની આંખમાં ઝટ આંસુ લાવી દે તેવો મીઠો અવાજ, ઉપર ઝરૂખામાંથી સંભળાયો.

"રતન, ઓ રતન મારું માથું કાઢ !"

ઝરૂખાના બાકોરામાં ફસાએલું માથું અંદર ખેંચી લેવા ફાંફાં મારતી નાનકડી મીરાંએ બૂમ પાડી.

દુદાજીએ તુરત ઉપર જોયું. રતનના હોશકોશ ઊડી ગયા; પરંતુ મીરાંનું મોંઢું એવું ખરાબ રીતે ફસાએલું ન હતું. રતન અને હંસાબાએ સંભાળપૂર્વક મીરાંને ઝટ બહાર કાઢી. રતને મીરાંને ઊંચકી લીધી અને ઠકરાણી એક રોષભરી દૃષ્ટિ એમની બેટી પર નાખી ઝરૂખાની બાર ચાલવા માંડી. પરંતુ મીરાંના, અણુસમજુ નાનકડા હૃદયમાં વરઘોડાને જોઈ એક પ્રચંડ તોફાન ઊઠયું હતું અને તે તેના મોંઢા પર સ્પષ્ટ તરવરતું હતું. માને જતી જોઇ મીરાં રતનના હાથમાંથી ભુસકો મારી નીચે કૂદી પડી અને ક્રોધમાં ડગલાં ભરતી ચાલી જતી માની-પછવાડે દોડી તેના ઘેરવાળા રેશમી ઘાઘરાને નાનાકડા હાથમાં પકડી ખેંચતી ખેંચતી પોતે પણ સાથે સાથે દોડવા માંડી......

"બા...બોલને, પેલા ઘોડા પર કોણ હતું ?"

"વરરાજા." ક્રોધને જરાય ઠંડો પાડયા વિના ઠકરાણી ચાલતાં ચાલતાં બોલ્યાં.

"અને મ્યાનામાં કોણ હતું ?" હજાર પ્રશ્નો પૂછવાની તત્પરતાથી મીરાંએ હંસાને બીજો પ્રશ્ન કર્યો.

"વહુરાણી" જરા ક્રોધની માત્રા ઓછી કરતાં ચાલતાં ચાલતાં હંસા બોલી.

"વહુરાણી ? એટલે શું ?" માની સાથે ધાઘરો પકડી દોડતી દોડતી મીરાં બોલી.

"વરરાજાને પરણે તે."

"પરણવું એટલે શું, બા ?"

"વરરાજાની વહુરાણી બનવું તે" ક્રોધ શમાવતાં હંસા બોલી.

"બા, તો તું પરણી છે ?" દોડતી મીરાંએ તુરત પૂછ્યું.

"બધી સ્ત્રીઓ પરણે" પોતાના ક્રોધ પર પોતે જ હસતી હોય તેમ હસી પડતાં હંસા બોલી.

"હું સ્ત્રી છું ?"

"કેમ ?"

"બા, મારે પરણવું છે"

"કેમ ?" એકદમ અટકી જતાં હંસા બોલી.

"તું કેમ પરણી છે ?" સ્હેજ હાંફતાં હાંફતાં મીરાં બોલી.

પાંચ–છ વરસની છોકરીને શું સમજાવવું ? કેવી રીતે સમજાવવું ? પરણવું એ કોઇ નાનીસુની વાત હતી ? સાત વરસના વરરાજાને પાંચ વરસની વહુ પરણે એ દેખીતી રમત છતાં, રમત ન હતી. આ બધી ઊંડી વાત આ રમતીઆળ છોકરીને કોણ સમજાવે ? મીરાં ધૂની હતી. એક વખત લીધેલી ધૂન છોડતી નહિ. હંસા એ સારી રીતે જાણતી હતી. એટલે તેણે વધુ બોલ્યા વિના પાછું ચાલવા માંડયું પણ મીરાં એની માને એમને

એમ છોડી દે તેવી નહતી. તેના ચણીઆને છોડયા વિના તેની સાથે ખેંચાતાં ખેંચાતાં તે બોલવા માંડી—

"બા, મારે પરણવું છે."

હંસા પુનઃ ખચકાઇ ઊભી રહી ગઈ; પરંતુ પાછી તુરત ચાલવા લાગી. મીરાંએ રટણ ચાલુ રાખ્યું "સાંભળતી નથી બા? મારે પરણવું છે—હમણાં જ પરણવું છે—જા મારા માટે વરરાજા લઈ આવ!"

"તારા બાને આવવા દે, પછી પરણજે." જરા ઉતાવળે ચાલતી હંસાએ કહ્યું.

"ના, હમણાં જ પરણવું છે." માની સાથોસાથ દોડતી મીરાં નિશ્ચિત અવાજે બોલી.

"રજપુતની છોકરીને પરણવું રહેલું હશે; પરંતુ રાઠોડની છોકરીને પરણવું રહેલું નથી–સમજ્યાં બા?"

પણ મીરાં કાંઇ ન સમજી અને ઘાઘરાની પકડ પણ ન છોડી. દોડતાં દોડતાં વધુ આગ્રહથી મીરાં બોલવા લાગી, "બા તું જ મને પરણાવ. તું છે, દાદા છે. જા, વરરાજા લઈ આવને!"

"અલી, હું વરરાજા ક્યાંથી લઇ આવું?"

"ગમે ત્યાંથી લઇ આવ પણ હમણાં જ લઇ આવ."

છોકરીની જીદ્દ વધતી ચાલી. માનો કંટાળો વધતો ગયો. જેમ જેમ ઠકરાણી ઉતાવળાં પગલાં ભરતી હતી તેમતેમ મીરાં ઘાઘરાને છોડી તેની ચૂંદડી પકડી ખેંચતી–ખેંચાતી સાથોસાથ દોડતી હતી. મીરાંબાની પૂંઠે રતન ડોશી પણ ધીમી પગલીએ ચાલી આવતી હતી. પરંતુ બધી દાસીઓને તેણે ઇશારાથી આગળ જતાં રોકી લીધી હતી.

એક ખંડ વટાવ્યો. બીજો વટાવ્યો પરંતુ મીરાં ગાય પછવાડે બેટાં મારતી તોફાને ચડેલી નાની વાછરડીની જેમ ખૂમો મારતી દોડતી હતી. તેની ધૂનમાં સાચી લગન લાગતી હતી—સાચી ઉત્કંઠા હતી.

એને વરરાજા સાથે રમવું હતું.

છેવટે, હંસાબા હાર્યાં. કંટાળ્યાં. એમને ખાત્રી થઈ કે મીરાં વરરાજા લીધા વિના નહિ રહે. તેઓ ખેંચાતી મીરાં સાથે કૃષ્ણ-મંદિર આગળથી પોતાના આવાસ તરફ જતાં હતાં. એવામાં એકાએક તેમને એક વિચાર આવ્યો. તુરત મંદિર આગળ અટકી ગયાં અને મીરાંને છોડવવા ગુસ્સો પી જતાં બોલ્યાં, "પેલો રહ્યો વરરાજા-જા. બસ!"

કૃષ્ણમંદિરમાં ભગવાન ગિરિધારીલાલજીની હસતી મૂર્તિ તરફ આંગળી ચીંધી, મીરાંની આંગળીમાંથી ચૂંદડી છોડવતાં હંસા બોલી. મીરાંએ ચૂંદડી છોડી નહિ પરંતુ તેનું ધ્યાન એકાએક મૂર્તિ તરફ ગયું. એમ તો દાદાજીના ખોળામાં બેસી મીરાંએ મૂર્તિને ઘણી વાર જોઇ પ્રણામ કર્યાં હતા; પરંતુ વરરાજા તરીકે તેને તે આજે જ જોવા માંડી. તેને વરરાજા સાથે જલ્દીથી પરણી જવું હતું. વરરાજા સાથે જલ્દી રમવું હતું.

વરરાજા મળી ગયો. કોઈ નવો નહિ-જૂનો, જાણીતો, બહુ જાણીતો વરરાજા મળી ગયો. તેના હૃદયમાં કોઇ વિચિત્ર આનંદની લાગણીઓ ઉછળવા લાગી. આનંદ એકદમ અસીમ બની ગયો. હાથ છોડવવા ફાંફાં મારતી માતાના હાથને એકવાર વધુ જોરથી પકડી રાખી આનંદઘેલી મીરાં બોલી ઊઠી—

"બા, તો જે કહી દઉં છું. આ વરરાજા મારા અને હું તેમની વહુરાણી હાં?"

"હા, ભઈ હા. કહી દીધુંને!"

મીરાંનો કોઈપણ પ્રકારે હાથ છોડાવવા ઠકરાણી બોલી. મીરાંના હાથ છૂટી ગયા. ઓચિંતા ક્ષણવાર અત્યાનંદમાં આવી જતા અવિશ્વાસભર્યા અવાજે, મીરાં માને પાછી પકડી રાખી બોલી-"બા, જોજે હો, આ વરરાજા મારા જ. બીજા કોઇના

નહિ. તારા નહિ. ભાના નહિ. દાદાના નહિ. જયમલ ભાઈના* નહિ. મારા, મારા એકલીના.'

"હા રે હા." માએ હાથ છોડાવી દેતાં બહુ કંટાળી કહ્યું.

પરંતુ આ દરમિયાન મીરાંની દૃષ્ટિ ગિરિધારીલાલ પર બેસી ચૂકી હતી. માતાના છેલ્લા શબ્દો તેણે સાંભળ્યા ય નહિ. હંસા ચાલી ગઈ; પરંતુ મીરાં મંદિરના ગર્ભદ્વાર પાસે ધીમે ધીમે આવી ઊભી રહી. તેનું હૃદય, મન, આંખ બધું એક બની હસતી મૂર્તિ–ગિરિધારીલાલ પર ચોંટી ગયાં.

છેટે ઊભેલી રતન મીરાંબા ન જાણે તેમ દૂરથી એકીટશે મીરાંને જોવા માંડી.

ધીમે રહી મીરાંબાએ તેમના નાનકડા હાથે પેલી મ્યાનામાં બેઠેલી વહુરાણીની માફક કપાળ પર ઓઢણી ખેંચી લઈ આખું મોંઢુ ઢાંકી દીધું. લાજ કાઢી રહ્યા પછી, આખું માથું, 'જાણે શરમમાં' નીચું નમાવી દીધું–બરાબર પેલી મ્યાનામાં બેઠેલી વહુરાણી જેમ.

અને પછી,

ધીરે ધીરે, ત્રાંસી આંખે, એકસરખું, એકસરખી હસતી મૂર્તિ તરફ બારીક ઓઢણીમાંથી મીરાં જોઈ રહી.

વરરાજા હસતા હતા.

વહુરાણી હસવા માંડી.

ધીરે, ધીરે.



* મીરાંના કાકા વિરમસિંહનો બેકરો. જે પાછળથી અકબર સામે અપૂર્વ વીરતાથી લડતાં દગાથી અકબરની ગોળીએ માર્યો ગયો.



## ૨ પરણી જ ગઈ

"બાપજી, જરા અંદર પધારો..."

ઉશ્કેરાએલા ચંદનસિંહે ગભરાવી મૂકે તેવી ધાંધલમાં રાવ દુદાને જણાવ્યું. રાજમહેલના અંદરના ચોગાનમાં દુદાજી તેમની હંમેશની ખાસ મંડળીમાં બેસી ભાગવત સાંભળી રહ્યા હતા. વૃંદાવનની કુંજગલીઓમાં કાનુડાની સાથે રાવ રમી રહ્યા હતા એવામાં આ કમબખ્ત ચંદનસિંહે તેમને ખેંચી લીધા. દુદાજી સ્હેજ ચિડાયા; પરંતુ અંતઃપુરનું આવાહન જોઈ ઉતાવળથી બોલી પડયા—"શું છે ત્યાં ?"

"અન્નદાતાર—મીરાંબાનું લગ્ન થાય છે..."

"હેં !" એકી સાથે બધા સાંભળનારા બોલી ઊઠયા. પાંચ–છ વરસનાં મીરાંબાનું લગ્ન ? એકાએક, ઓચિંતું મેડતાની રાજકુંવરીનું લગ્ન મેડતાના રાજમહેલમાં થાય અને મેડતાના રાવને

ખબર સુદ્ધાં ન હોય ! મેડતિયા સરદારો તરવાર પર હાથ મૂકી ઊભા થઇ ગયા. દુદાજી, વૃદ્ધ દુદાજી, બાળકની જેમ ઉતાવળે પગલે અંતઃપુરમાં ગયા. દરવાજામાં પેસતાં જ વૃદ્ધ રતન સ્હામે મળી " અલી રતન ! આ ચંદનીઆનું મગજ ફરી ગયું છે કે શું— શું બકી રહ્યો છે ?........મીરાંબાનું લગ્ન છે ? "

ઘુંઘટ કાઢીને આડું જોઇ ઉભી રહેલી રતને હકારમાં માથું હલાવ્યું. દુદાજી સ્તબ્ધ બની ગયા—ખરેખર ગભરાયા. ચંદનની સાથે સાથે તેમને રતનનું પણ ફરેલું જ લાગ્યું. રતન ચૂપચાપ તેમને ગિરિધારીલાલના મંદિર પાસે લઇ ગઇ.

દુદાજીને હવે ખબર પડી.

હતાં, મીરાંબાઇનાં ખરેખર લગ્ન હતાં.

હતાં જ ?

અરે, થઇ ગયાં હતાં.

ગિરિધારીલાલના નાનકડા મંદિરમાં, નાનકડી મીરાં નાની મોટી છોકરીઓ વચ્ચે બેઠેલી હતી. પુરોહિતની છોકરી હતી અને રતનની છોકરીની છોકરી. સરદાર શાર્દૂલસિંહની છોકરી અને સરદાર રામપ્રતાપની છોકરી.

આખા રાવળાની છોકરીઓ કેવી રીતે આવી અને કોણે બોલાવી તેની અહોરાત જાગતી રહેતી રતનને ય ખબર ન પડી. છોકરીઓએ મીરાંને ક્યારે શણગાર સજાવ્યા, ક્યારે ફૂલ તોરા અને આભૂષણો મૂર્તિ માટે તૈયાર કર્યાં, ક્યાંથી મીંઢળ આવ્યું અને ક્યાંથી લગ્નવેદીનાં ઇંધન આવ્યાં, ઢોલ ને ભૂંગળ* ક્યારે આવી ટપક્યાં અને ગોરબાનું પાથોડું ક્યારે ખેંચાઈ ચાલ્યું આવ્યું—અરે આવી સુંદર તાજી વરમાળા કેમ આવી ક્યાંથી આવી એ પ્રશ્નો વિચારતા દુદાજી એક તરફ અને લાજ કાઢી ઊભેલાં હંસાબા બીજી તરફ જોઈ રહ્યાં,—મોઢું ફાડી, મોઢું વકાસી.

---

* લગ્નપ્રસંગે વાગતું વાદ્ય. ઘણીવાર દરજીઓ જ વગાડે છે, યા ઢોલી કે નોબતીઆઓ.

મંદિરમાં બીરાજેલા રાવ દુદાજીના પ્રાણાધાર મનમોહન ગિરિધારીલાલ તેમનું 'પાષાણી' હાસ્ય હસી રહ્યા હતા.

કોના તરફ ?

લગ્નની વેદી તરફ ? મીરાં તરફ ? મોઢું ફાડી ઊભેલા દુદાજી તરફ ? કે પછી ક્રોધમાં રાતાં પીળાં થઇ રહેલાં ઠકરાણાં તરફ ? કોણ જાણે. પણ હસી રહ્યા હતા જરૂર. અને, લગ્ન ગીતો, નાદાન છોકરીઓ જેમ સમજ્યા વિના, સાચાં જુઠાં, અરધાં મીઠાં અરધાં કાલાં ગાય છે તેમ ગાઇ રહી હતી.

નાની છોકરીઓને મન આ સાચી રમત હતી.

નાની નાની મીરાંને મન એ સાચી વાત હતી.

ગઇ કાલે મહેલ આગળથી પસાર થએલી પેલી મ્યાનાવાળી વહુની પેઠે એણે ખેંચીને ઘૂમટો કાઢયો હતો અને, એકીટશે ત્રાંસી આંખે નાનકડી મીરાં જોઇ રહી હતી...પેલા હસતા ગિરિધારી તરફ...બાપનું પાઘોટું માથે મૂકી બેઠેલી પુરોહિતની છોકરી હસ્તમેળાપ અને સપ્તપદી સુધી તો જેમતેમ શાસ્ત્રોનું ગાડું ગબડાવી લાવી હતી; પરંતુ પ્રશ્ન હવે એ હતો કે પરણેલાં ગિરિધારી–મીરાંનો વરઘોડો કેમ કાઢવો ? પેલી મ્યાનાવાળી વહુની જેમ મીરાંબાને સાસરે તો વળાવવાં જ જોઇએ, નહિ તો લગ્ન પૂરું થયું કેમ કહેવાય ? મહેલની બહાર પડતું મૂકી મરી જવાની બીક આપી મીરાંએ રતન પાસે ચૂપચાપ મ્યાનો અને એક શ્વેત ઘોડો તૈયાર રખાવ્યાં હતાં; પરંતુ મીરાંના વરરાજા પેલા હસતા ગિરિધારીને ઘોડા પર કેમ બેસાડવો ?

ગિરિધારીના હસતા હાસ્યમાં બિલકુલ ખોવાઇ ગએલી મીરાં તરફ રાવ દુદાજી હેતાળ આંખે જોઇ રહ્યા. પોતાના પ્રભુને પોતાની પૌત્રીએ વરરાજા બનાવ્યા જોઇ આ પરમ વૈષ્ણવની આંખને ખૂણે આંસુ છલકાયાં–હળવે રહી, બોલ્યા વિના, આગળ આવી તેમણે ધીમેથી મીરાંને ઉઠાવી હૃદય સાથે ચાંપી દીધી.

"મારો બેટાજી શું કરે છે 'લ્યા ?"

"દાદાજી! હું પરણી ગઈ. મને નજરાણું કરો."

"અરે નજરાણું તો વરવહુએ મને કરવું જોઈએ?"

"કેમ?"

"રાજ મારું છે."

"ઓ–હો, તો–લ્યો."

એટલું કહી સ્હવારે દાદાએ આપેલો હીરાહાર મીરાંબાએ પોતાના કંઠમાંથી કાઢી મેંદી મઢ્યા હાથમાં રાખી દુદાજીના મોંઢા આગળ ધર્યો–"સ્વીકારો."

"અલી આ હાર તો મેં આપ્યો છે!"

"તો આ વેઢ લો–દામણી, ઝૂમણાં...આ બધું..."

"ના, ના, ના બેટમજી એ બધુંય મેં આપ્યું છે!"

"તો પછી શું આપું?"

"મારા ગિરિધારીલાલને પરણી લીધા છે તે પાછા આપ."

"અરે રામ! આવું બોલાય દાદાજી? જો જો હોં—એ તમને નહિ મળે."

"કાં?"

"એટલું ય...?" એટલું કહેતાં મીરાંની નજર છેટે ખૂણામાં વાઘણ જેવી ઊભેલી હંસા બા પર પડી. તરત દાદાજીના ગળાને તેણે જોરથી પકડી લીધું અને દુદાજીના કાન આગળ નમી ધીમે અને બેઠેલા અવાજે બાકી રહેલું વાક્ય કહેવા માંડી: "એટલી ય સમજણ નથી પડતી? હવે એ મારા વરરાજા કહેવાય–આજથી એ મારી એકલીના."

દાદાએ તરત બેઠેલ અવાજે મીરાંના કાનમાં કહ્યું: "પણ લાવ્યો છું તો હું!"

"પણ પરણી છું હું" મીરાંએ ધીમેથી દાદાના કાનમાં કહ્યું.

આ પછી એક એકના કાનમાં શું ઘુસપુસ વાતો થઈ તે ક્રોધમાં મુઠીઓ વાળી રહેલી હંસાબા જાણી ન શકી; પરંતુ થોડીક જ ક્ષણોમાં આ ઘુસપુસ થયેલી વાતોનો ભરમ ફૂટી ગયો—તેના સસરા તેની છોકરીથી ય આગળ વધી ગયા. મંદિરની આગળ મ્યાનો અને ઘોડો લઈ આવવામાં આવ્યાં. રાજમહેલની તમામ દાસીઓને બોલાવવામાં આવી ગિરિધારીલાલજીની પાલખી શ્વેત ઘોડા પર પધરાવી. બુઢ્ઢો રાવ પત્થરના હસતા વરરાજાને દોરવા લાગ્યો. દાસીઓએ ગીતો ગાવા માંડયાં. ઘડીકમાં આમ અને ઘડીકમાં તેમ નમી પડતા વરરાજાને વૃદ્ધ રાવ દોરતો હતો અને તેની પછવાડે પછવાડે મ્યાનામાં મીરાંબાઈ સાસરે જતાં હતાં.

મંદિર આગળથી વરઘોડો નીકળી પાછો મંદિર આગળ તે આવી પહોંચે ત્યાં સુધીમાં તો હંસાબાને કંઇ કંઇ થઇ ગયું; પરંતુ ભક્તિઘેલો સસરો અને વરઘેલી મીરાં માટે કંઇ પણ બોલવું તેને નિરર્થક લાગ્યું. બન્નેનાં મગજ, બન્નેના વિચારો, બન્નેનું હસવું તેમને એક જ રંગે રંગાએલાં લાગ્યાં.

પરંતુ તેમના ક્રોધની અવધી તો ત્યારે આવી કે જ્યારે મીરાંબા વરઘોડાને અંતે માના પગમાં પડવા આવી. આ અસહ્ય હતું. આશીર્વાદ લેવા પગ આગળ નમેલી મીરાંને હંસાબાએ આવેશમાં ઉંચકી લઈ શયનભવન તરફ ચાલવા માંડયું.

રતન દાઇ પછવાડે દોડી અને હંસાબાના હાથમાંથી મીરાંને બળાત્કારે ખેંચી લઇ ભોજનગૃહ તરફ જવા લાગી. હંસાબાને ત્યારે જ ખ્યાલ આવ્યો કે મીરાંએ આખા દિવસથી ખાધું નથી અને હવે સમજાયું કે તે કેમ આખો દિવસ ભૂખી રહી હતી. મન તો થયું કે તેને ભૂખી જ સુવાડવી—પરંતુ રતન, દાઈ હોવા છતાં ઠકરાણી હંસાબાને તેની આગળ નમતું આપવું પડતું હતું. સારૂં હતું કે જયમલ તેના મોસાળે ગયો હતો નહિ તો કાકા કાકાનાં હોવા છતાં સગાં લાગતાં આ ભાઇ બહેને કંઇ જૂદું જ તોફાન કર્યું હોત.

જમીને મીરાં જંપી નહિ. માને મનાવતાં એકની એક લાડલી બેટીને વાર ન લાગી. લગ્ન પછી શું કરવું અને કેમ રહેવાના પ્રશ્નોએ હંસાબાને પાછી અધઘાંડી કરી મૂકી. જિંદગીના મોટા પ્રશ્નો એક નાદાન છોકરીને કેમ સમજાવવા? હંસાબા મીરાંની એક સરખી બકબક સહન ન કરી શક્યાં અને સાથોસાથ ક્રોધ પણ ન દેખાડી શકી. હંસા હારી, થાકી, છેવટે મીઠી મીઠી વાતો કરવા માંડી અને મીરાંનું ધ્યાન ગિરિધારીલાલ અને લગ્ન પરથી ખસેડવા લાગી. અંતે મહા મુશ્કેલીએ, મહા પ્રયત્ને મીરાંને ઊંઘાડી.

"વહુ શા! મીરાંબા પોઢી ગયાં?"

બહારના ખંડમાં ધીમે પગલે પ્રવેશ કરી ઊભા રહેલા દુદાજીએ સંભળાય તેવી રીતે પરંતુ ધીમે અવાજે પૂછ્યું.

"હાં બાવા શા" એટલું કહેતાં હંસાબાએ ઝટ ઊભા થઈ દરવાજા ઉઘાડી દીધા અને લાજ કાઢી ઊભાં. જેને જોવા માટે આંખો ટમટમી રહી છે એવા દાદા દુદાજી મીરાંના પલંગ તરફ હળવે પગલે વળ્યા. હંસાબાએ મીઠો ઠપકો આપતાં કહ્યું, "બાવા શા એ મૂર્ખીને આપ ભગવાનની પ્રતિમા સાથે રમવા દો એ..."

"હાં, હાં બેટા—હાં. બોલશો નહિ. ભગવાનની સાથે એ રમતી હતી કે ભગવાન એની સાથે રમતા હતા? કે પછી મારો શામળીઓ ગિરિધારી આપણા બધાં સાથે રમતો હતો? કંઈ કહેવાય નહિ બેટા, કંઈ કહેવાય નહિ. હું ત્યારનો વિચાર કરું છું કે આ શું છે? ચાલીસ ચાલીશ વરસથી જેના પગમાં માથું મૂકી જેને મેળવવા ફાંફાં મારી રહ્યો છું એ જ મારા વાલીડાને આ છોકરી પરણી ગઈ? એને પોતાનો કરી દીધો? બેટી મા, ખરું કહું? ભગવાનના રસ્તા અલૌકિક છે. જેમને એ લાધ્યા છે તેમના મોંઢા પર પ્રભુપ્રેમ ઝગમગી રહે છે. જૂઓ, અહીં જૂઓ. બાઈ શાના મોંઢા પર નવું જ તેજ ઝળકે છે. અનંતપ્રેમની દીપ્તિ

તેમના મોંઢા પર છવાઇ ગઇ છે. ભગવાનના આશીર્વાદ છે, બેટા આ છોકરી અલૌકિક થશે—"

"બાવા શા..." કંઇ વિરોધનું કહેવા હંસાબાએ મોંઢુ ઊઘાડયું; પરંતુ તે પહેલાં તો વયોવૃદ્ધ વડીલ બોલી ઊઠયો: "બોલશો નહિ બેટા, ભગવાનની સાથે રમનાર અલૌકિક જ હોય. મને જરા જોવા દેશો ?"

હંસાબાએ તુરત રસ્તો કર્યો.

મેડતાનું રાજ્ય સ્થાપનાર પરાક્રમી રાઠોડ વીર રાવ દુદાજી હાથમાં માળા ફેરવતાં પલંગની એકદમ પાસે જઇ નિદ્રામાં હસતી મીરાંના મોંઢા તરફ થોડી ક્ષણ જોઇ રહ્યો અને પછી આંસુ ભરી આંખે બોલ્યો:

"બેટી મા—જૂઓ, જૂઓ. મારા ગિરિધારીલાલે પોતાનું હાસ્ય તેના હોઠમાં ભરી દીધું છે. પોતાનું લાવણ્ય તેના મુખડામાં મૂકી દીધું છે. જુઓ બેટીમા, ભગવાનના તેજે તપતી આ છોકરીને એ નટખટે પોતાની કરી છે—જીવો મારી મા, ઘણું જીવો-ઘણું જીવો."

એટલું કહી દુદાજીએ નાનકડી મીરાંના નાનકડા પગ ધ્રૂજતે હોઠે ચૂમ્યા—ઢાંકયા અને ગિરિધર ગિરિધર કહેતા, માળા ફેરવતા બહાર નીકળી ગયા......આંખો લૂછતાં અને માથું હલાવતાં.

હંસાબાને હવે પૂરેપૂરી ખાત્રી થઇ ગઇ કે ડોસાનું ખરેખર ખસી ગયું છે.





# ૩ ગિરિધારી

નાનકડા ગિરિધારી પેલા શ્વેત ઘોડાપર મીરાં સાથે બેસી જમનાના કાંઠે કાંઠે જતા હતા અને મીરાં તેમની પૂંઠે તેમની કમ્મર પકડી ઘડીકમાં આ બાજુ તો ઘડીકમાં પેલી બાજુ લપસતી વાતો કરી રહી હતી.

"હેં ગિરિધારી ત્યારે મારી બા તો તને કૃષ્ણ કૃષ્ણ કહે છે!"

"હું કૃષ્ણ યે છું ને તારા દાદાનો ગિરિધારી ય છું."

"અં—હં. મારા દાદાનો નહિ હવે તો તું મારો ગિરિધારી."

"કેમ?"

"અરે! એટલું ય સમજતો નથી? આપણાં લગ્ન થઇ ગયાં ને! હવે તું મારો–મીરાંનો ગિરિધારી. કબૂલ છે કે નહિ?— કર કબૂલ."

"કબૂલ."

"જોયું! હવે કેવું બોલે છે? મેં તો નક્કી કર્યું હતું કે જો તું ન બોલ્યો હોત તો..."

"તો શું કરત ?"

"અરે મારત રે! ખૂબ મારત! તે કાંઇ તને એમ છોડી દઉં તેવી હતી ? હું ભટજીની દીકરી જેવી નથી. એ ગાંડી એક દિવસ વરવહુ રમતાં હતાં. રમતાં રમતાં તેનો વર ચિડાઇ ચાલવા માંડયો અને તે મૂઇ કંઇ બોલી નહિ—વરને જવા દીધો. હું જો તેની જગ્યાએ વહુ હોત તો જોઇ લેત કે તે કેવો જાત ?"

"હું જો એ વરની જગ્યાએ વર હોત તો પછી તને મારત."

"તો તેથી શું ? માર ખાત, પણ વરને ન જવા દેત."

"આ ઘોડા પર બેસી ન્હાસી જાત."

"આ તો દાદાજીનો ઘોડો છે !"

"તે શું મને ન લઇ જાત ? જરૂર લઇ જાત."

"તો શું દાદાજી સાથે પણ—આમ, ફરવા જાય છે ?" મીરાંએ આશ્ચર્યથી પૂછ્યું.

"હા, રોજ ફરવા જાઉં છું; પરંતુ દાદાજીને ખબર પડતી નથી."

"તું બહુ મીઠું બોલે છે."

"તું પણ બહુ મીઠું બોલે છે."

"વારૂ, હું તને છોડીને જાઉં તો તું શું કરે ?"

"તું જાય જ નહિ ને !"

"કેમ ?" મીરાંએ આશ્ચર્યથી પૂછ્યું.

"હું ન્હોતો બોલતો ત્યારે તું રડતી હતી અને હું હસતો હતો. હું જાણું છું તું ન જાય."

"ખરેખર હું ન જાઉં, તું મને બહુ ગમે છે બધાં જૂઠું કહેતાં હતાં કે તું પત્થરનો છે."

"હું નથી.—મને બનાવી દીધો છે. તું માને છે મીરી કે હું પત્થરનો છું?"

"જરાય નહિ. બધાં મૂરખ છે."

"બધાં મૂરખ છે" કૃષ્ણ ગિરિધારીએ કોણ જાણે શું હસતાં હસતાં કહ્યું.

"ભલા જોને! તું પત્થરનો હોય તો આમ બોલે! દાદાજી ય નથી માનતા."

"તું મને બહુ ગમે છે" માખણચોરે કહ્યું.

"તું પણ" એમ કહી ચિત્તચોર નાનકડી મીરાંએ જોસપૂર્વક કૃષ્ણને પછવાડેથી દબાવી લીધો. વ્હાલનું જોર અજબ હોય છે.

પરંતુ તેથી તો નાનકડો કૃષ્ણ ઘોડાપરનું સમતોલપણું ગુમાવી બેઠો અને બન્ને જણ ઘોડાપરથી નીચે ગબડી પડયાં.

"અરે વાહ! મને વાગ્યું કેમ નહિ?" મીરાંએ આશ્ચર્યથી ઊભા થતા કૃષ્ણને પૂછ્યું.

"મારી સાથે છે ને વળી તને વાગે? ઊભી થા." હજુ સુધી જમીનપર પડી રહેલી મીરાંને બેઠી કરતાં ગિરિધારીએ કહ્યું. મીરાં ઊભી થઇ અને બન્ને એક એકનો હાથ પકડી ચાલવા માંડયાં. જમના મીઠે રણકે વહી રહી હતી. નદીને પેલે પાર દૂર દૂર ક્ષિતિજમાં મહેલોની હારમાળા દેખાતી હતી. તે તરફ જતી ગાયો અને વાછરડાં મોં ફેરવી આ બન્નેને ચાલતાં જોઇ રહ્યાં. એક મોટા મહેલ તરફ આંગળી ચીંધી મીરાં બોલી.

"પેલું તારું ઘર?"

"હા, એ મારું ઘર, તેં કેમ જાણ્યું?"

"જો પાછો. તને કેટલી વખત કહું? હું તારી વહુને! મને તારા ઘરની ઝટ ખબર પડે; પરંતુ હેં ગિરિધારી! દાદાજી તો કહેતા હતા તું વૃંદાવનમાં રહે છે."

"તે, આ વૃંદાવન જ છે!"

"એમ? તો બતાવ, ક્યાં છે નંદયશોદા?"

"તારે તેમને જોવાં છે કે રાસલીલાને! જમનાની પેલી બાજુએ ઘર છે. આ બાજુ હું છું. તારે ક્યાં જવું છે?" મીરાં આ સવાલથી તેના સ્હામું જોઇ રહી. નટખટે વહાલથી મીરાંનો હાથ પકડી ખેંચ્યો અને બોલ્યોઃ

"આમ આવ, બેસ."

મીરાં બેસી ગઇ. તેણે આસપાસ જોયું. તેનું નાનું હૃદય કોઇ અનેરા આનંદથી છલકવા લાગ્યું. પત્થરનો ગિરિધારી અત્યારે તેના જેવો જીવતો જાગતો જણાતો હતો. રાધાકૃષ્ણની મધુર મધુર વાતો અત્યારે તેને જીવતી થતી જણાતી હતી. નદી, વૃક્ષો, ફળ, ફૂલ દાદાજીએ કહ્યું હતું બરાબર તેમ જ દેખાતાં હતાં. એક વિશાળ ઝાડની છાયામાં તે બેઠી હતી. પૂંછડાં વીંઝતી ગાયો અને માને બેટવાં મારતાં વાછરડાં રહી રહી મીરાં–ગિરિધારીને જોઈ રહ્યાં હતાં. મોર, પપીહા અને અન્ય પક્ષીઓએ ધીમે ધીમે મીઠો કલરવ શરૂ કરી દીધો હતો. એવામાં એક મીઠો અવાજ સંભળાયો—કુહૂક. મીરાંએ ઊંચે જોયું. તેમના માથા પર ઝાડની ડાળીઓમાં એક નહિ અનેક કોયલો બેઠી હતી. પોપટ, ચક્રવાક અને મેના જે ડાળી પર તે બેઠાં હતાં, તેમના પર ઝુલતાં આનંદમાં એક એકને બોલી રહ્યાં હતાં. મીરાંએ બે હાથની તાળીઓ પાડી થોડીવાર તેઓને જોયાં કર્યું પછી બોલીઃ "દાદાજી કહેતા હતા એ જ આ કદંબનું ઝાડ ને? કહેતા હતા એની નીચે બેસી તું હંમેશાં મોરલી વગાડે છે!"

"એટલે તો બેઠો છું. બેસ મારી પાસે."

"પરંતુ રાધા ક્યાં છે! મારે જોવી છે."

"તને દાદાજીએ નથી કહ્યું કે હું મોરલી વગાડું, ત્યારે જ રાધા ને ગોપીઓ આવે છે."

" અરે હું મૂર્ખી, ભૂલી ગઇ. હેં ગિરિધારી તો પછી વગાડને મોરલી. "

" તું મારી પાસે બેસે તો વગાડું. "

" લે, આ બેઠી. "

" એમ નહિ, મને અડીને, વળગીને. "

" પછી રાધા આવશે તો ?"

" આવવા દે ને ! ભલે જૂએ. તું મને પરણી ખરી કે નહિ ?"

" હાસ્તો. "

" બસ તો તું હવે મારી ગોપી. "

" મારા ગિરિધારી. તું કેટલું મીઠું બોલે છે ! મેડતામાં કોઇ આવું નથી..." પરંતુ મીરાં આગળ બોલે તે પહેલાં તો હસતા નાનકડા કૃષ્ણે બંસી હોઠ પર મૂકી ને એક સૂર છેડયો... જવાબમાં વાતાવરણે ધીમે ધીમે રંગ બદલ્યો...પવન ઝાડપાનને મીઠું મીઠું નચાવવા માંડયોઃ બગીચાનાં ફૂલ મહેંકવા લાગ્યાં. કાલિન્દીનાં પાણીની લહેરો મીઠી મીઠી મોરલીની ધૂને નાચવા માંડી. મીરાંના હાથ અને પગમાં સળવળાટ થવા લાગ્યો. એકાએક પૂર્વ ને પશ્ચિમ, ઉત્તર ને દક્ષિણથી ઝાંઝરના મીઠા ઠુમકા સંભળાવા લાગ્યા. મીરાંએ ચમકી ચારે બાજુ જોયું. તેના જેવી, તેના જેવડી છોકરીઓ ધીમે પગલે હસતી, ચીડતી, ચીડાવતી આગળ આવવા લાગી. મીરાંની આંખમાં ઘેન આવવા લાગ્યું. મોરલીના તાને તેનું શરીર ડોલવા લાગ્યું. જોતજોતામાં કૃષ્ણને ને કદંબ ઝાડને ગોપીઓએ ઘેરી લીધું. ગોપીઓ પાછળ ગોપ આવ્યા. મૃદંગ પર ધરડી ગોવાલણોના હાથ પડવા લાગ્યા. તા તા થૈ, તા તા થૈ, રાસ શરૂ થયો, ઝીલાવા લાગ્યો. પગના ઠુમકા, હાથની તાલી, દાંડિયાના આઘાતો એકધૂન, એકરસ, એકતોફાનમાં જાણે ઓતપ્રોત થવા માંડયાં.

કૃષ્ણની રાસલીલા મંડાઇ. કૃષ્ણની આસપાસ તેની બંસી સર્વથી ઊંચી સૌથી મીઠી વાતી હતી. મીઠી મીઠી ગોપીઓના મીઠા મીઠા સૂરોને દબાવી દિક્‌પાલો અને વસુઓ, યક્ષો અને કિન્નરો જાણે વાદળાંની પાછળ ભરાઈ જઈ વાદળાંને નચાવવા લાગ્યા.

"મીરાં બેસ નહિ, નાચ, તું ગોપી છે." કૃષ્ણે બૂમ પાડી.

"પરંતુ મને નાચતાં નથી આવડતું." મીરાંએ નિરાશ થતાં કહ્યું.

"ગોપી થઇને નાચતાં નથી આવડતું ? અરે, ચાલ હું શીખવાડું."

કૃષ્ણ ઊભા થયા. નૃત્યનો પ્રારંભિક અભિનય હજુ તો કરે તે પહેલાં સૌથી મોટી ગોપી આગળ ધસી મીરાંને કુંડાળામાં લઇ ગઇ. મોરલી પાછી વાગવા માંડી. પેલી મોટી ગોપી હસતાં હસતાં બોલી "હજુ મને ન ઓળખી હું રાધા. મને પણ પહેલ વહેલાં નાચતાં ન્હોતું આવડતું; પરંતુ મોરલી વાગતાં હું ઊભી થતી અને તરત, આપોઆપ મારા પગ અને હાથ કંપવા માંડતા."

"મારા પણ કંપે છે." મીરાં તુરત બોલી પડી.

"બસ ત્યારે તું નાચે છે એમ જ સમજી લે."

"એમ !" એટલું કહી મીરાં આસપાસ જોવા લાગી તો કુંડાળામાં એ કયારની ય ઘૂમતી હતી. તેના હાથ અને પગ મોરલીના નાદે અને મોરલીની ધૂને અનેક વળાંક લેતા હતા. તેના શરીરમાં કોઈ અજબ ચેતના પ્રસરી રહી હતી. રાસનો વેગ વધવા માંડયો. રાધા જોરથી ઘુમરીઓ લેતી ગઈ. મીરાંએ પણ પોતાની ગતિ વધારી. ધીમે ધીમે તે એટલી વધી કે નૃત્ય, નાદ, સંગીત ને અભિનય એક થઈ ગયાં. પૃથ્વી ને બ્રહ્માંડ તેને ફરતાં દેખાયાં, વધુ ગીત, વધુ લય, વધુ મસ્તી, ફરતાં હતાં.–મીરાં પોતાની જાતને હાથમાંથી સરકતી અનુભવવા લાગી.

તેણે સમતોલપણું ગુમાવ્યું, કાબૂ ગુમાવ્યો. એક મહાન ચકાવામાં તે જાણે એકલી ચકાવે ચઢી તેણે જોરથી ચીસ પાડી, " ગિરિધારી! ગિરિધારી! બસ. બસ. મારાથી નથી સહન થતું. નથી નચાતું નથી...નથી..."

કહેતાં કહેતાં તે ધબ લઈને કૃષ્ણના ખોળામાં પડી, થોડીવાર રહી મીરાંએ સ્હેજ આંખો ઊઘાડી અને જોસથી કૃષ્ણને વળગી પડી. ફરતું બ્રહ્માંડ આસ્તે આસ્તે શાંત થયું. મીઠો મીઠો પવન અને ગુલાબ ચંપાના છોડના એક એક સાથે ઘસાવાથી થતા બહુ ધીમા ધીમા અવાજ તેને સંભળાવા લાગ્યા. ધીમે ધીમે મીરાંએ આંખ ઉઘાડી. પેલું પત્થરનું હાસ્ય હસતો ગિરિધારી તેના ગાલ પર હાથ ફેરવતો જોઈ રહ્યો હતો. ધીરેથી ઊભી થઈ મીરીએ આસપાસ દૃષ્ટિ નાંખી.

ગોપી ન હતી. ગોપ ન હતા. મૃદંગ ઝાંઝ વગાડતી વૃદ્ધ ગોવાલણ અને દૂર દૂર મોં મલકાવતા ખેડૂતો—કોઇ ન હતું.

"લુચ્ચા!" મીરાં એકદમ અલગ થઇ જઇ ત્રાડુકી ઊઠી. "દાદા ખરૂં કહેતા હતા—તું નટખટ છે. ક્યાં ગઈ રાધા?"

"જવા દે, એને. રાધા સાથે બહુ નાચ્યો. હવે હું તારી સાથે નાચીશ. આવ, પાસે. તને મોરલી શીખવાડું." કહેતાંક નાનકડા કૃષ્ણે મીરાંને છાતી સરસી ખેંચી લીધી અને પોતાની એંઠી મોરલી મીરાંના મોંઢે મૂકી. હજુય હાંફી રહેલી મીરાંએ મોરલીને ઝટ ખેંચી લીધી અને કૃષ્ણને હળવો ધક્કો માર્યો.

"ચલ, હું મારે હાથે એકલી શીખીશ. તારી મોરલીથી બધાંને નાચવું પડે છે!"

"અને પછી પડે છે–" ખંધા કૃષ્ણે કહ્યું.

"હાં." મીરાંએ છણકો કર્યો. "મારે નાચવું જ છે, પડી જવું નથી."

"પરંતુ તું પડી તો મારા ખોળામાં ને?–મેં બચાવી ન લીધી?"

"તો શું તું દર વખતે મને બચાવવા આવીશ ?"

"દરેક ગોપીને બચાવું છું."

"તું આખો એક ને હજાર ગોપીઓને કેમ બચાવી શકે ? —જારે જૂઠા !"

"તો પછી આપી દે મારી મોરલી."

"નહિ આપું—તારી વસ્તુ એ હવે મારી વસ્તુ છે, તું મારો વર છે."

"આપે છે કે નહિ ?" એમ કહેતાં કૃષ્ણે જોરથી મોરલી ખેંચી લઇ મીરાંને ધક્કો માર્યો.

"ઊભો રહે, એ મોરલી મારી છે. હું તારી વહુ છું. રતન કહેતી હતી. દરેક વસ્તુ વરવહુ બન્નેની હોય છે.–" કહેતાં કહેતાં જોરથી કૃષ્ણને ધક્કો મારી મીરાંએ તેની મોરલી ખેંચી લીધી; પરંતુ તેણે એટલા જોરથી ખેંચી કે મોરલી સાથે તે જમીન પર પડી અને સાથોસાથ કૃષ્ણ ઊંચો ઊછળ્યો અને નીચે ઊંડે વહેતી કાલિન્દીમાં પડ્યો. મીરાંએ એક કારમી ચીસ નાંખી. –ગિરિધારી–મારા ગિરિધારી ! જંગલ પહાડમાંથી વળતો પડઘો આવ્યો, "ગિરિધારી–મારા ગિરિધારી !" એણે એટલા જોરથી ચીસ પાડી હતી કે પોતે જ તેનાથી ડરી ગઇ અને આંખો બંધ કરી દીધી. ચીસનો પડઘો ધીમે ધીમે શમી ગયો એટલે ધક્ધક્ થતી છાતીને દબાવી તેણે હળવે–રહી આંખો ઉઘાડી.

તેની આંખોએ અજબ કૌતક જોયું. પોતે પોતાના પલંગ નીચે પડી છે ને હાથમાં એક નાની મોરલી પકડી છે. સ્વપ્ન હતું ?

ના.

હા.

મીરાંની ચીસથી હંસાબા ગભરાઇ બેઠાં થઇ ગયાં અને બૂમ પાડી–"શું છે મીરી ? શું થયું બેટા ?"

મીરાં સ્તબ્ધ બની ગઈ. એ ક્યાં હતી? શું થઈ ગયું? હંસાબા ઝટ પલંગ પરથી હેઠાં ઉતર્યાં; પરંતુ તે પહેલાં મીરી જોસથી ઊભી થઈ અને બહાર નાઠી.

"મીરી–મીરી–ઊભી રહે! અરે રતન! કોઈ છે? દોડો..." હંસાબા ચીસ પાડતાં પાડતાં મીરાં પૂઠે ધાયાં. દાસીઓ અને વડારણો ઝબકી ઝબકી ઊભી થઈ ગઈ અને આંખો ચોળતી ઓઢણી વગરના દેહે હંસાબા પછવાડે દોડવા લાગી. હંસાબા દોડતાં દોડતાં ગિરિધારીલાલના મંદિર આગળ આવી અટકી ગયાં. મંદિરના દરવાજા ઉઘાડી મીરાં ગિરિધારીલાલને જોસથી બાઝી પડી ડુસકાં મૂકી રડવા લાગી.

હંસાબાની પૂઠે હાંફતી હાંફતી ઊભેલી રતનને યાદ આવી ગયું કે ગઈ રાતે જમતી વખતે રતને કૃષ્ણ અને મોરલીની અનેક વાતો મીરાંને કહી હતી અને ગિરિધારીલાલની મોરલી લઈ જ સુઈ રહેવા મીરાંએ કરેલી જીદ હંસાબાને યાદ આવી.

એ જ મોરલીને પકડી મીરાં ગિરિધારીલાલની આગળ ડુસકાં ભરી રહી હતી.

"બોલ ગિરિધારી, બોલ. તું મને માફ કરીશ કે નહિ? હવે કોઈ દિવસ તને ધક્કો નહિ મારૂં–બોલ. હું તને બોલાવીશ. તારે બોલવું જ પડશે. હવે હું તારી વહુ છું. તને માફ કરૂં છું. બોલ ગિરિધારી બોલ. હું તને બોલાવીશ–જરૂર બોલાવીશ."

હંસાબાનું મન ભરાઈ આવ્યું. આગલી રાતે એકની એક છોકરી ઉપર બહુ સખ્તાઈ વાપરી હતી, તેનું જ આ પરિણામ છે સમજી હળવે રહી તેઓ મીરાં પાસે આવ્યાં અને વહાલથી મીરાંને ઊંચકી છાતી સરસી ચાંપી લીધી. મીરાં એકદમ થાકી ગઈ હતી. થાક અને ઊંઘનું ઘેન ચઢતું હતું.

"બા, ભુલ મારી છે. મેં એને જોરથી ધક્કો માર્યો અને ગિરિધારી કાલિન્દીમાં પડી ગયો..."

શયનગૃહ તરફ ચાલ્યાં જતાં હંસાબાના ખભા ઉપર પડી પડી મીરાં અર્ધઘેનમાં બોલી રહી હતી. તેના શબ્દો સંભળાતા

બંધ થયા ત્યારે એક વિશાળ સ્થંભ પછવાડે અત્યાર સુધી પીઠ કરી ઊભા રહેલા દુદાજી ધીમે રહી હસતા ગિરિધારીલાલ તરફ ફર્યા અને પાસે આવી પ્રણામ કરતાં બોલ્યાઃ

"વાહ મારા વાલીડા! આ અભણને તો તેં તરવાર પકડતાં જ શીખવાડી? પિસ્તાળીસ વરસના સતત અનુભવ પછી પણ આ દુષ્ટ હાથને માળા ફેરવતાં ય ન આવડી! પછી એ હાથની સેવા તું શેં સ્વીકારે? પરંતુ મારી છોકરીના હાથના ધક્કા તને મીઠા લાગે છે! વાહ મારા પ્રભુ! વાહ! રમ. બધાંની સાથે રમ. મારી સાથે ન બોલવાનું રમ. મીરી સાથે બોલવાનું રમ; પરંતુ આજે તને કહી દઉં છું. હું હારીશ પરંતુ એ તારી આગળ નહિ હારે. તને તે બોલાવશે. જરૂર બોલાવશે. તેના હૃદયમાં તું રમતો થયો છે. રમ, રમતો રહે–રમતો રહે મારા નાથ–મારા ગોવિંદ!"

અને મંદિરના ઉંબરાને આંસુથી નવડાવતો મેડતાનો મહાપરાક્રમી વૃદ્ધસિંહ દુદાજી ગિરિધારીલાલના પ્રેમમાં ઝૂરી રહ્યો.





## ૪ વાદ અને વિવાદ

“અલી, તને પુરુષ થવું ગમે કે સ્ત્રી?” તોફાની કાશીએ પૂછ્યું.

“મેર રાંડ! એવું તે પૂછાતું હશે!” પદમાએ છણકો કરતાં જવાબ આપ્યો.

“હવે રાખ! ખબર છે મોટી ભોળી બની ફરે છે તે. આવું આવું સાંભળવામાં જાણે કંઈ મજા જ આવતી ન હોયને!”

“મૂઈ તું. મને તો કાંઇ જ સમજ નથી પડતી.”

“પદમડી! મીરાંબા પાસે રાતદિવસ રહેવાથી જો મીરાંબા થવાતું હોત તો હું ય રાતદિવસ તેમની પાસે રહું છું, હું ય દાસી છું ને તું ય દાસી છે; પરંતુ હું મીરાંબા નથી અને થવું ય નથી.” તારુણ્ય અને યૌવન વચ્ચેના ઉંબરા પર પગ મૂકી ઊભેલી તોફાની કાશીએ મોંઢેથી ઠરેલ પરંતુ હૃદયમાં ગલગલીઆં અનુભવતી પદમાને ડોક વાંકી કરી કહ્યું. બન્નેની આંખમાં યૌવનની મસ્તી ઝબકારા મારતી હતી. પહેલે દિવસે ચોરી કરવા નીકળેલો ચોરનો બેટો જેમ અનહદ આનંદ અને ભય એકસાથે અનુભવે તેવી સ્થિતિ બન્નેની હતી. એટલું કે કાશી બોલકણી

હતી, પદ્મા અબોલા. બન્ને મીરાંબાની છાયાઓ હતી. માત્ર પૂજા વખતે જ મીરાંબાથી દૂર રહેતી. વર્ષો તો જલદીથી વહી જાય છે; પરંતુ છોકરીઓનાં વર્ષો કેમ જલ્દીથી વહી જાય છે તેનો તોડ કોઇએ કાઢયો નથી. આ કાશી અને પદ્મા દસ વરસ પહેલાં નાની બચુકડીઓ નાનકડી મીરાં સાથે રમતી હતી. આજે દસ વરસ પછી તેમની ખુમારી એવી છે કે જાણે તે કદાપિ બચ્ચાં જ ન હતાં. એ જ વિશાળ મહેલ છે. એજ મારવાડી અને ગુજરાતી જૈન શિલ્પીઓના નમૂનારૂપ આંખો ખેંચી રાખે તેવી બારીક કોતરણીઓથી ભરેલું અંતઃપુર છે. એ જ ઝરૂખા છે અને મંદિર પણ તે જ છે. છતાં છોકરીઓ બદલાઇ છે. તેમનું શરીર, તેમનું મુખ, તેમનું રૂપ, તેમની આંખ, જી હા, સાવ બદલાઇ ગયાં છે. રોકી શકાય નહિ તેવી મસ્તીમાં તેઓ છબછબે છે. એક નાનકડા ઝરૂખામાં ફૂલની માલાઓ ગૂંથતી રતનની આ બે ભાણેજો વાદવિવાદ કરી રહ્યાં છે. વખત થયો છે મીરાંબા સાથે બહાર જવાનો, છતાં કાશી વાતે ચઢી જાય છે.

"છાની મર કાશલી!" પદ્માએ અંતે ગભરાઈ આસપાસ જોઇ કહ્યું.

"તું મર છાની–ડરપોક." કાશીએ નાક ફુલાવી કહ્યું. "હોઠ પર કંઇ, હૈયામાં કંઈ! મારો મેરૂ જ્યારે મને મળવા આવે છે ત્યારે છાનેમાને રાંડ તાકીને તો તું જોઇ રહે છે! એ તો મેરૂ મારા કબ્જામાં છે અને તારામાં એકલું રૂપ જ બળ્યું છે નહિ તો મારા મેરૂને તેં કયારનોય ધરમાં ઘાલી દીધો હોત."

"ભૈસાબ તારે પગે પડું છું. હવે મોંઢુ વશ કર." ગભરાએલી પદ્મા ઊભી થઈ જતાં બોલીઃ "આપણે સાત તો પે દાસ. મોટાઓની માફક આપણાથી ન બોલાય"

"શિરોતરી! વાત બદલતાં કેવી આવડે છે?" એટલું કહી કાશીએ પદ્માનો હાથ ખેંચી નીચે બેસાડી "કહે જોઉં, તને મારો મેરૂ ગમે છે?"

"બળ્યું પાછી એની એ વાત !" જરા કંટાળો દેખાડતાં પદ્મા બોલી.

"આ ઉમ્મરેય આવી વાતો ન થાય તો પછી પળિયાં આવે ત્યારે થાય ?"

"મારે નથી સાંભળવી" પાછી ઊભી થઈ જતાં પદ્મા બોલી.

કાશીએ વધુ ઝટકો આપી તેને ખેંચી બેસાડી–"રાંડ, મનમાં તો તને મારી વાતોમાં બહુ મજા પડે છે અને ઉપર ઉપરથી ઉંહ–આંહ ? સાંભળ, તું મેરૂ ઉપર જ લટ્ટુ નથી, મેરૂ જેવા ગમે તે જવાન ઉપર તું લટ્ટુ બની જવાની–એટલું જ કે એવા વાલમાઓની નજરે તું પડવી જોઈએ; પરંતુ ખાટલે ખોડ એક જ છે."

"શું ખોડ છે?" છણકો કરી સ્રીસહજ ઉત્સુકતાથી પદ્મા બોલી પડી.

"તેં દેખાવ એવો કર્યો છે—મીરાંબા જેવો. જુવાન છતાં ગંભીર, ગુણ છતાં છેટી, રૂપ છતાં અળગી, મધુર છતાં અબોલ. ઉપર ઉપરના દેખાવે તો તું મીરાંબા, બિલકુલ મીરાંબા છે."

"તારી જીભપર તંગલાઓ પડે કાશલી ! તું અન્નદાતારની મશ્કરી કરે છે ?"

"જંખણી ! હું મીરાંબાની વાત નથી કરતી. મીરાંબા જેવી તું ફરે છે તેની વાત થાય છે. મીરાંબા જેવી તું એકલી એકલી રહે છે ને ફરે છે. એટલે પેલો રંગલો, માનીયો, ચંદનીયો બધા ભાગતા ફરે છે. બાઈ મીરાંબાની વાત જુદી છે. દસ દસ વરસથી ખડે પગે આપણે જોતાં આવ્યાં છીએ કે એ જ મૂર્તિ આગળ એ જ મીરાંબા, સવાર, બપોર, સાંજ જ્યારે વખત મળે ત્યારે વાતો કરતાં હોય છે–જાણે ભગવાન અબઘડી તેમની સાથે વાતો કરશે પણ એમ તે પત્થરના ભગવાન વાતો કરતા હશે ?"

"અલી તને પગે લાગું...તું..." પદ્મા એકદમ ગભરાઈ તે કાશીને બોલતી બંધ કરવા વિનવવા લાગી.

"મીરાંબા પગે લાગી લાગી ને એકને બોલાવવા રાતદિવસ એક કરી રહ્યાં છે ત્યારે હું, બોલતીને તું બોલવા બંધ કરે છે!

તું મીરાંબા જેવી જરાય નહિ થાય. સાંભળ પદમડી! સાત તો પણ તું છે મારી મશીઆઈ! આપણે મીરાંબા સાથે જ મોટાં થયાં; પરંતુ તેમનું મન સમજતાં સમજતાં હંસાબા ગયાં, રતન બાપજી સ્વર્ગે સિધાવ્યા અને, રાવદાદાને ઘણી ખમ્મા હજો, એમની ય કમ્મર વાંકી વળી ગઈ પણ હજુ મીરાંબાને સમજી શકતા નથી."

"આટલી વાત તેં સાચી કહી." પદમા ઠાવકુ મોઢું રાખી બોલી "ભણાવ્યાં એટલાં પુસ્તકો મીરાંબા ભણ્યાં. વહીવંચાઓ પાસે ઇતિહાસ અને ચારણો પાસે ચરિત્રો સાંભળ્યાં, કથા વારતા સાંભળી, નાચ શીખ્યાં, ગીત શીખ્યાં, મહારાણી બનવા જે શીખવું જોઇએ તે બધું શીખ્યાં–પણ કોણ જાણે ભગવાનની મૂર્તિ પાસે જતાં શું થઇ જાય છે–મીરાંબા મીરાંબા રહેતાં જ નથી."

પદમાની આ વાત સાંભળી કાશી છંછેડાઈ અને બોલી: "એમના મનની વાત એ જાણે કે પથ્થરરૂપ ગિરિધારી જાણે."

"હાય હાયરે! તારી જીભમાં કાંટા કેમ નથી વાગતા ભગવાનને આવું કહેતાં?" પદમા દાંત ભીંસતા બોલી.

"રાંડ! મીરાંબા જેવી રૂપરૂપનો અંબાર ભરજોબનાઇવાળી સુલક્ખણી રાજકુંવરી, સવાર, બપોર ને સાંજ લળી લળી નમતી આવે, છતાં માત્ર દાંત કાઢી હસી રહેલા ગિરિધારી ભગવાન, એના ભાવને ય ન જાણે, એને ય ન જાણે અને તેની સાથે ન બોલે કે ન રમે તો પછી એ ખરેખરા પત્થર કે બીજા કાંઇ?"

અજ્ઞાન કાશીના શબ્દોમાં પદમાને થોડુંક સાચું જણાયું. પ્રેમઘેલી મીરાંની સ્હામે ભગવાન હસતા હતા જરૂર. પરંતુ પ્રત્યક્ષ ન્હોતા થતા અને તે ય આજકાલની વાત થોડી છે! પૂરો એક દસકો વહી ગયો. એ એક જ દસકામાં શું શું થઈ ગયું?

મારવાડના ત્રણ રાજકુંવરો. નવલખા, નવલોહિયા, જોધાજીએ જોધપુર સ્થાપ્યું. તેમના પુત્ર વીકાજીએ બીકાનેર બાંધ્યું

અને બીજા પુત્ર વીર વૈષ્ણવ દુદાજીએ મેડતાની ઠકરાતની પુનઃ સ્થાપના કરી મજબૂત કરી. તેમના આવ્યા પછી મેડતામાં કાં શૂરવીરો કાં ભક્તો ઉત્પન્ન થવા લાગ્યા. બત્રીસલક્ષણા બે પુત્રો દુદાજીને ભગવાને આપ્યાઃ વીરમસિંહ અને રત્નસિંહ. વીરમસિંહને જન્મ્યા જયમલ, રત્નસિંહને ભગવાને આપી મીરાં. બન્ને ભાઈઓ રણક્ષેત્રમાં અને બન્ને ભાઈ બ્હેન દાદાજીની છત્રછાયા નીચે રમવા માંડયાં. વીરમજી પડયા અને ભાઈનું વેર લેવા મીરાંના પિતા કુંવર રત્નસિંહે રણક્ષેત્રમાં જ ઘર કર્યું. પતિવિયોગમાં ઝૂરતી હંસાબાએ મીરાંને દાદાજીના હાથમાં સોંપી આ દસકામાં જ પરલોક પ્રયાણ કર્યું. છેલ્લાં આઠ વરસથી જયમલ મોસાળમાં જ મોટો થતો હતો, એટલે મેડતાના મહાલયમાં વયોવૃદ્ધ દુદાજી અને ગિરિધરઘેલી મીરાં જ પ્રમુખપણે વિહરતાં હતાં. બન્ને એકલાં અને બન્નેને ગિરિધરલાલની લગન! મીરાંને જે જોઈતું હતું તે દાદાએ આપ્યું; પરંતુ વન ઉપવન, ચાંદ તારા, ફળ ફૂલ, યૌવન, તનમનાટ, આભૂષણ, આવરણ બધું ય મીરાંને કૃષ્ણ અને ગોપીઓનાં દર્શન માટે વધુને વધુ ખેંચતાં રહ્યાં. પાણીમાં રહેતા કમળની માફક, કમળ પર રહેતા જલબિંદુ જેમ, મીરાં સંસારમાં સંસાર સાથે રહી અલિપ્ત રહેવા લાગ્યાં.

છતાં મીરાંબાઈ હસતાં હતાં.

અને જ્યારે તે હસતાં હતાં ત્યારે સૌંદર્ય હસતું હતું. પ્રેમ હસતો હતો. નિર્દોષ આનંદ હસતો હતો. રાજકુંવરી મીરાંએ દસકામાં આટલું મેળવ્યું હતું. એટલે કાશી જેવી બધી દાવડીઓ અને સરદાર કન્યાઓ એ હાસ્ય અને સૌંદર્ય વેડફાઈ જતું હતું તેમ માનતી હતી. મીરાંબા તેમની સાથે રમતાં હતાં, રમાડતાં હતાં, છતાં અંતે છોકરીઓ નિરાશામાં જ માથું ધૂણાવતી. રજપૂત કન્યા મીરાં જ્યારે ધનુષ્યબાણ લેતી ત્યારે રણભેરીઓ વાગતી. અભિસારિકા મીરાં જ્યારે પ્રભુ મંદિરે જતી ત્યારે ઘંટા ઝાંઝર બજતાં. પ્રેમમયી મીરાં જ્યારે ભજન ગાતી ત્યારે વીણા-

વાળ છેડાતાં; પરંતુ તે પ્રત્યેક કાર્યમાં મીરાંનું હૃદય અને મન કોઈ ઊંડાણુમાં સરકી પડતાં. તેના હોઠ પર હાસ્ય અને આંખમાં દુઃખ ઉતરતાં. હૃદયની વેદના ગીતમાં ઝણુઝણુતી અને હોઠ પર તરવરતી.

ગિરિધારીની મીરાંએ દસકામાં આ પણુ મેળવ્યું હતું.

મીરાંબા જે કંઇ કરે છે તે જ સારું છે એમ માનનારી બીરૂ પદમાએ મસ્તીખોર કાશીને આખરે ડરતાં ડરતાં પૂછ્યું.

" તારામાં મીરાંબાનું રૂપ હોત તો તું શું કરત ?"

" શું કરત ?"

ફુલનો હાર બાજુ મૂકી દઈ આગળ નમતાં કાશીએ કહેવા માંડયું, " ચૌદ ચોકડીનું રાજ કરત—અને જે જુવાન છોડી અથવા છૈયો એકએકથી ભાગતાં ફરતાં રહેત તેમને ફાંસીએ ચઢાવત અને તારા જેવી મોંઢે કંઈને પેટમાં કંઇ જેવી બગલીઓને વાઘડાં આગળ ફડાવી નાખત—"

" હાય બાપ રે ! વંતરી ! આટલું બધું બોલતાં તને કોણે શીખવાડયું ? "

" મારા મેરૂએ " આંખો નચાવતાં કાશી બોલી.

" હેં ? " આંખો ફાડી પદમા બોલી.

" ગમાર ! મારા મેરૂ પાસેથી શીખી ! સમજી ? એટલે તો કહી રહી છું કે તને પુરુષ થવું ગમે કે સ્ત્રી ? "

" પુરુષ " થોડીક વાર વિચાર કરી પદમા બોલી.

" રોઈ ઊઠયા !—તને શું થવું ગમે 'લી ? પુરુષ ? હટ ! મને તો સ્ત્રી જ થવું ગમે " કાશીએ છાતી કાઢી ત્રાંસી આંખે જોઇ ડસ્સાથી કહ્યું.

" કાશલી, જરા ધીમું બોલ. કહે તો—પુરુષ થવું કેમ ન ગમે ?" પદમાએ જરા ગંભીર બની પૂછ્યું.

"ગમાર રે ગમાર! પુરુષ ન્હાય આભલા જેટલો ઊંચો અને ભગવાન જેટલો મોટો હોય પણ નમવાનો આખર સ્ત્રીને! મારો મેરૂ મારા વિના પાણી નથી પીતો. કારણ?—જાણે છે?—હું સ્ત્રી છું એટલે. પુરુષ હોત તો મારા સ્હામું ય કોઇ જોઈ રહેત?"

"બળ્યો સ્ત્રીનો અવતાર!—પરવશ! પારકો."

"ખરી વાત. તારા જેવી અબુધ માટે તો બળ્યો સ્ત્રીનો અવતાર."

"બૈસાખ; તારે પગે પડું. હવે બસ કર. બા આજે ડુંગરીના કૃષ્ણમંદિરમાં જવાનાં છે—યાદ છે? મૃદંગ કોણ વગાડશે, અને વીણા?"

બન્ને સખીઓ કંઇ યાદ આવ્યું હોય તેમ એકાએક ઊભી થઇ ગઇ અને જેવી પગ ઊપાડવા ગઇ કે તેમના પગ જમીન સાથે ચોંટી ગયા. તેમની સામે ભેંસ જેવડા ડોળા કાઢતી રતન ડોશી ક્યારની ય કમ્મરે હાથ રાખી ઊભી રહી હતી.

—ના, હજુ તે મરી ન્હોતી ગઈ. જીવતી હતી. વર્ષો પૂર્વે રાવ દુદાજીનાં મહારાણીએ મરતાં મરતાં રતનને પોતાની પાસે બોલાવી કહ્યું હતું—"રતની, મહારાજાને ખાવે પીવે જરાય દુઃખ ન પડે—સંભાળજે." એટલે રાજભક્ત રતન દાઇને દુદાજી ખાતર જીવવું પડયું હતું. કમ્મર વાંકી થવા આવી હતી—પરંતુ થોડીક. હાથ ધ્રુજતા હતા, પરંતુ થોડાક. માથું સફેદ વાળથી ધરડું થયું હતું પરંતુ થોડુંક. હજુ વૃદ્ધાની આંખો શકરા જેવી હતી.

"રાંડો" રતન ડોસી બૂમ પાડી ઊઠી. "પેટનાં છો એટલે સમજો છો મૂકી દઇશ? ટાંટીયા તોડી નાંખીશ—"

રતન એટલું કહેતાં કહેતાં અટકી ગઇ...ધીમો ધીમો, મધુર, સુમધુર, અતિ મધુર, અતિપરિચિત અવાજ હવાને ભેદી રતન દાઇના કાનમાં રેડાવા લાગ્યો—અવાજનાં સ્પર્શે જ ડોસીની આંખો ખેંચાઈ—શરીર ટટ્ટાર થયું અને અવાજ જ્યાંથી આવતો

હતો તે દિશા તરફ ધ્રૂજતા પરંતુ મજબૂત પગો ધીમે ધીમે મૂકવા લાગી.

નાનકડા મંદિરના ગુંબજથી ઘેરાઇ, વીણામિશ્રિત ધ્વનિ ક્રમશઃ સ્પષ્ટ થવા માંડયો—

**દરસ બિન દૂખન લાગે નૈન !**
**જબસેં તુમ બિછુરે પિય પ્યારે,**
**કબહું ન પાયો ચૈન ॥**
**શબ્દ સુનત મેરી છતિયઁા કાંપૈ,**
**મીઠે લાગેં બૈન ।**
**એક ટકટકી પંથ નિહારૂઁ,**
**ભઇ છમાસી રૈન ॥**
**બિરહ–બિથા કાસોં કહૂઁ સજની,**
**બહ ગઇ કરવત નૈન ।**
**મીરાઁકે પ્રભુ કબહૂઁ મિલોગે,**
**દુઃખ મેટન સુખ દૈન ॥**

મીરાં કે પ્રભુ ?

હારતો. મીરાંના એકલીના પ્રભુ–એ ગિરિધરગોપાલને મીઠા ઠપકાથી રીઝવતી મીરાં, વિયોગિની મીરાં, ગાઈ રહી હતી. મંદિર પાસે આવી ઊભી રહેલી રતન ડોસી પોતાની આંખો લૂછતાં લૂછતાં ગણગણીઃ 'દરસ બિન દૂખન લાગે નૈન!' પરંતુ આંખોનું પાણી અટકયું નહિ. હૃદયને વલોવતી મીરાંની પ્રાર્થના હંમેશાં એક નવું ગીત બની જતી. મીરાંનો અવાજ તેની વૃદ્ધ આંખોને લીલી જ કરી દેતો. એને છૂપાવવા ડોસીએ આમતેમ જોયું અને બાજુમાં ઊભી રહેલી કાશીને જોઈ દબાએલા અવાજે પરંતુ ચ્હીડાઇને બોલી–" કાશલી ! તલવાર વેલમાં મૂકી દીધી ? "

" ક્યારની ય મૂકી આવી માશી..."

" રાંડ જુઠ્ઠી ! તેં મૂકી હતી કે હું મૂકી આવી હતી...મને જુઠ્ઠી સમજે છે..."

પરંતુ ડોશીના શબ્દો પૂરા થતા પહેલાં તો કાશી અને પદમા છૂપ લઇ નાઠાં. જરા છેટે ઊભેલી રતને, પછી દૂર, ગિરિધારીના મંદિરમાંથી સૌંદર્ય અને તેજની મૂર્તિ બહાર નીકળતી જોઇ—અને ચૂપ થઈ ગઇ. અ હા હા હા ! મીરાંબાનું આટલું રૂપ ! હમણાં હમણાં રતનને હડકવા લાગ્યો હતો. મીરાંને જોતાં તેનું પેટ ભરાતું જ નહિ. બસ, જોઈ જ રહેતી. જાણે કે સમસ્ત મારવાડમાં મીરાં જેવી રાજકુંવરી ન થઇ હતી કે ન થવાની હતી !

મીરાંના મોંઢા પર શાંતિ હતી, મધુર હાસ્ય હતું. રતન તેમને ભીની આંખે જતાં જોઇ રહી પછી પોતાના જ શબ્દો પર હસવા માંડી અને બોલી: "બુઢ્ઢી તો ખરી જ તો—હે ગિરિધારી ! સિત્તેર વરસે ખોળિયું બદલતો હોત તો છાયાની માફક મારી મીરાંબાની સાથે સાથે ફરત."

"સિત્તેર વરસે જવાન થવું છે રતની ?"

વૃદ્ધ દુદાજીનો ઘેરો પરંતુ સ્હેજ મશ્કરીભર્યો અવાજ સંભળાયો. રતન દાઈ, સિત્તેર વરસે ય આધું ઓઢી, સજ્જડ થઈ ગઇ અને પછી કાંપતી જીભે બોલી "અન્નદાતાર...મેં કહ્યું ...આજની ઉછાંછળી છોકરીઓનો મને જરાય વિશ્વાસ નથી આ કાશી અને પદમા......એટલે..."

રતન આગળ ન બોલી શકી. આટલી ઉમ્મરે ય રતન શરમાઇ, ધ્રૂજી, ઊભી રહી. "નીચે બેસ." એટલું કહી વૃદ્ધ ધીમે રહી ગોપાલગિરિધારીના મંદિરની પગથાર પર બેઠા અને ઘેરે અવાજે ધીમેથી રતનને ઉદ્દેશી બોલ્યા–"પછી કાંઇ ખબર પડી ?"

આજ્ઞાધીન રતન થોડેક છેટે જમીન પર બેઠી અને એક નાના દીવાની વાટ ખંખેરતાં બોલી–"ના, અન્નદાતાર !"

"હું !" વૃદ્ધ દુદાજી વિચારમાં પડતાં બોલ્યા: "આજે પેલાં રાજકુમારોનાં ચિત્રો દેખાડયાં હતાં ?"

" હા, અન્નદાતાર."

" પછી ?"

" મીરાંબાએ તો એક પીંછી લીધી અને આખો દિવસ એ બધાં ચિત્રોની ખોડખાંપણ દૂર કાઢવામાં કાઢયો. એકે ય ચિત્રને જોઈ-તેમણે પૂછ્યું નહિ કોણ છે, કેવો છે! બાપજી! મીરાંબાને સમજવું મારે મન ભગવાનને સમજવા જેટલું અઘરું છે."

વૃદ્ધ દુદાજી રતનના છેલ્લા છબ્દો પર ધીમે રહી મંદિરના ગર્ભદ્વાર તરફ ફર્યા અને હંમેશ મુજબ માથું નીચું નમાવી દેતાં બોલ્યા, "વાહ રે, મારા વાલીડા, વાહ! તને કોણ સમજી શકે? મારી છોકરી વિના નંદલાલ, તમને કોણ સમજી શકે?"

પરંતુ, ડોસાના વાલીડાએ જવાબ ન આપ્યો.

એ તો પોતાનું હંમેશનું મધુર હાસ્ય હસતાં ઊભો રહ્યો હતો.





## ૫ એ કોણ છે ?

ચતુર્ભુજજીના મંદિરથી થોડેક દૂર, નગર બહાર એક જૂના કૃષ્ણમંદિરનો જીર્ણોદ્ધાર થયો હતો. નગરની કુંવારિકાઓ ખાસ દિવસોએ અહીં ભેગી થતી અને ઉજાણીઓ કરતી. પ્રત્યેક મહિનાના પ્રારંભમાં અહિં દર્શન કરી જવાનો મીરાંબાએ નેમ લીધો હતો. અહીંના કૃષ્ણ ભગવાન કાળા તો હતા જ, મંદિર પણ કાળું હતું...મંદિર પછવાડેની નાની ટેકરી પણ કાળાશ તરફ ઢળતી હતી અને છતાં આ કાળાં, કામણ કરતાં હતાં. મંદિરની સામે પથરાએલો બગીચો તેનાં હળવા રંગનાં વિવિધ પુષ્પોથી મંદિરને અનેરું આકર્ષણ અર્પતો હતો અને તેથા આશામયી કલ્પાભોગી કુમારિકાઓનું આ માનીતું સ્થળ હતું.

આજે મીરાંબા આવવાનાં હતાં તેથી મંદિરનો કાળો મંડપ રૂપરૂપની સફેદ કુમારિકાઓથી ઊભરાઇ જતો હતો. મંદિરના ગર્ભદ્વાર પાસે માથું નમાવી મીરાં બેઠાં હતાં. વૃદ્ધ પૂજારી અને જુવાન કુમારિકાઓ નમેલી આંખે રાજકુંવરી મીરાંને જોઇ રહ્યાં હતાં. તોફાની કાશીએ ધીમે રહી તરવાર બાજુએ મૂકી દઈ વીણા હાથમાં લીધી.

પદમાએ તરવાર બાજુમાં મૂકી મૃદંગ હાથમાં લીધું... વીણાના મંદમંદ સૂર અને મૃદંગપરની હળવી થાપો કુમારિકાઓના હાથને સચેત કરવા માંડયાં.

## "બસો મેરે નૈનનમેં નંદલાલ !"

ધીમે ધીમે મીરાંબાનો સ્પષ્ટ અવાજ વીણાના તારોને ઝણઝણાવતો સંભળાવા લાગ્યો. સખીઓએ, આશ્ચર્યમય અને આતુર આંખે મીરાં તરફ મીટ માંડી. પુરોહિતની છોકરીએ વાત ફેલાવી હતી કે મીરાંબા જ્યારે ભગવાનની ભક્તિમાં મુગ્ધ બને છે ત્યારે આપોઆપ ગાવા માંડે છે અને જે કંઇ ગાય છે તે કોઇનું ગાએલું નથી હોતું. તેમની એકાંતપ્રિયતા અને તેમના ઓછા બોલવાનું કારણ, તેમનાં ગીતોમાં સ્પષ્ટ થાય છે. કુમારિકાઓની સાથે સાથે, પરણી ગએલી પરંતુ દૂર દૂરનાં સાસરાંથી પિયેર આવેલી સખીઓ પણ એ સાંભળવા આતુરતાથી આવી હતી.

કૃષ્ણની મૂર્તિ સ્હામે આંખ મેળવી બેઠેલાં મીરાંબાનો અવાજ ફરીથી સંભળાયો:

**બસો મેરે નૈનનમેં નંદલાલ !**

**મોહની મૂરત, સાँવરી સૂરત, નૈના બને બિસાલ**
**અધર સુધારસ મુરલી રાજત, ઉર બૈજંતી માલ ॥૧॥**

**ક્ષુદ્ર ઘંટિકા કટિતટ શોભિત, નૂપુર સબ્દ રસાલ**
**મીરાँ પ્રભુ સંતન સુખદાઈ, ભગત બછલ ગોપાલ ॥૨॥**

છોકરીઓએ રાજકુંવરી મીરાંને પોતાની જાતને ગાવામાં ભૂલી જતાં જોઇ. એ જ કૃષ્ણ જ્યારે તેમને જોતો હતો અથવા તો તેઓ તેને જોતાં હતાં ત્યારે તેમના મોઢા પર એ વ્યથા, એ રંગ ન્હોતો દેખાતો જે મીરાંના મોઢા પર ચમકતો.

એ ચમક અત્યારે વધારે જણાતી હતી. બધાંની આંખ અનિમેષ બની મીરાંના મુખારવિંદ પર ચોંટી હતી. ગીતે ભૂખ ઉઘાડી. બધીય સખીઓ વધુ આતુર બની જોઇ રહી. કેવળ કૃષ્ણની મૂર્તિને જ જોઇ રહેલી મીરાં સ્હેજ ડોલવા લાગી હતી. ધીમી ધીમી વીણા ડોલાવી રહી હતી. તેના હોઠ ફરીથી ઉઘડયા:

કોઇ કહિયો રે પ્રભુ આવનકી ।
આવનકી મનભાવનકી ॥
આપ ન આવે લિખ નહિં ભેજે
બાણ પડી લલચાવનકી ।
એ દોઉ નૈણ કહ્યો નહિં માનૈ
નદિયાઁ બહે જૈસે સાવનકી ॥
કહા કરૂં કછુ નહિં બસ મેરો
પાઁખ નહિ ઉડ જાવનકી ।
મીરાં કહે પ્રભુ કબહૂઁ મિલોગે
ચેરી ભઇ હૂં તેરે દાંવનકી ॥

મીરાંના પરવાળાશા હોઠમાંથી શબ્દો ઝરતા હતા અને સખીઓ ઝીલતી હતી. સંગીત, શબ્દ, તાલ, રસ, બધાં હેલે ચઢયાં હતાં—એવામાં પુરોહિતની છોકરીએ અને પદમાએ એક સાથે કારમી ચીસ પાડી. કાશી વિદ્યુતવેગે વીણા નાખી તલવાર લઇ ઊભી થઈ ગઈ. બધી છોકરીઓ બેબાકળી બની મંદિરની જમણી બાજુ જોઇ રહી. મીરાંએ ચમકી તે તરફ જોયું. એક વિકરાળ સિંહ છલંગ મારી મીરાં પર ઠેકયો હતો. છોકરીઓ ડઘાઇ આઘીપાછી ખસી પડી.

કાશી પદમાએ તલવારો ખેંચી. પરંતુ હજુ તેમની તલવારો સિંહ પર પડે યા સિંહ મીરાંને પંજામાં લઇ લે તે પહેલાં બે તીરોએ જૂદી જૂદી દિશાએથી સિંહને ભેદી નાખ્યો. મીરાં બે ડગલાં પાછળ હટી ગઇ. ત્રાડ મારી સિંહ જમીન ઉપર પછડાયો પરંતુ ઊભો થાય તે પહેલાં કાશી પદમાની તલવારો સિંહની ગરદન પર ફરી વળી.

તેમની તલવારો હતી?

ના. તેમની તલવારો તો તેમના હાથમાં જ હતી! સિંહની ગરદન પર પડી ચૂકેલી બે તલવારો પારકી તલવારો હતી. બે જુવાન રજપૂતોની.

મીરાં અને આખો સખી સમૂહ અવાક્ બની ઓચિંતા આવી ઊભેલા જુવાનોને જોઈ રહ્યો. આ બધું એટલી ઝડપથી બની ગયું હતું કે વિચારની પણ તક નહોતી રહી.

મીરાં ઘડીભર બે તલવારોવાળા બે નવજુવાનો તરફ જોઈ રહી. એક મોટો હતો. એક નાનો હતો. નાનો નવજુવાન મોટા નવજુવાનને બોલ્યો:

"રાઠોડના તીર પહેલાં સિંહના પેટમાં તમારું તીર પેઠું છે એટલે તમે હમારા મહેમાન!"

મોટાએ સ્મિત કરી જવાબ આપ્યો:

"પરંતુ સિસોદિયાના કરતાં રાઠોડનું તીર સિંહના પેટાળાને આરપાર ભેદી ગયું છે—તમે વીર છો."

"વીર છો તે આવું બોલો છો." નાના રાઠોડે પ્રશંસા કરતાં કહ્યું; પરંતુ મોટો સિસોદિયો જોઈ રહ્યો હતો, મીરાં તરફ —અને મીરાં, સિસોદિયા પરથી નજર હટાવી મરેલા સિંહને જોઈ રહી હતી.

એવામાં મીરાંના ધ્યાનનો ભંગ કરતો એક ધીમો અવાજ આવ્યો:

"બહેન!"

મીરાંએ ચમકીને પોતાના જમણા હાથ તરફ ઊભેલા મોટા સિસોદિયા તરફ જોયું. તરત જ, મુગ્ધ બનેલા સિસોદિયાએ નકારમાં આંગળી હલાવી મીરાંને તેની ડાબી બાજુએ જોવા ઇશારો કર્યો. મીરાં નાના રાઠોડ તરફ ફરી.

નવલોહિયા નવમૂછિયા રાઠોડે ફરીથી આશાભરી આંખોએ કહ્યું, "બહેન! તેં મને ઓળખ્યો નહિ? હું—જયમલ."

"જયમલભાઈ!" મીરાંએ હેતથી તેનો હાથ પકડી લેતાં કહ્યું. મીરાં અત્યાનંદમાં આવી ગઈ. આઠ વરસ બાદ જવાન થએલા, સગા કાકાના છોકરાને આજ પહેલી વાર બરાબર

જોયો. બાળપણનાં ભેરૂ. એકએક પર અસીમ પ્રેમ. દુ:સાખ્યા મર્યા ત્યારે રડતી મીરાંનો હાથ પકડી સાથે રોનાર જયમલ. અને જયમલનો પિતા રણક્ષેત્રમાં અપ્સરાને વર્યા ત્યારે છૂપાં આંસુ સારતા જયમલનો હાથ પકડી ગિરિધારીના મંદિરમાં કલાકો સુધી આશ્વાસન આપી બેસી રહેનાર મીરાં જ. સગાં જ જન્મવા સર્જાએલાં આ ભાઇ-બ્હેન પૂર્વજન્મની કોઇક ભૂલે થોડાંક છેટે હતાં છતાં બન્ને વચ્ચે અનહદ પ્રેમ હતો અને તેનું મૂળ કારણ પેલો મંદિરવાળો ગિરિધારી અને ગિરિધારીવાળો દાદો દુદાજી હતા. મીરાં અત્યાનંદમાં આવી બોલી: "ભાઇ-મોસાળથી ક્યારે આવ્યા ?"

"અબઘડી ચાલ્યો આવું છું. મેડતામાં સિંહો પેંધા પડવા માંડયાં છે શું ?"

"મેડતાના સિંહરાજ તેને જવાબ આપવા ઊભા જ છે !" મીરાંએ વહાલથી બોલતાં કહ્યું, "ભાઈ તમે ન આવ્યા હોત તો બે-ચાર નિર્દોષ કુમારિકાઓનું લોહી ભગવાન સમક્ષ છંટાત—અરે, હું તમને બિલકુલ ઓળખી જ ન શકી ?"

"મને ય ઓળખવાની જરૂર છે ! નિર્દોષ કુમારિકાઓને બચાવવામાં મેં પણ થોડી સેવા અર્પી છે..." વાચાળ સિસોદિયો વચમાં જ કામણ કરતાં બોલ્યો. અંત:પુરમાં જ વિહરનારી કુંવરી, જેનું મોં જવલ્લે જ જોવા મળે તેને અનાયાસે જોતાં સિસોદિયો સુધબુધ ભૂલ્યો. જે રીતે મોરાં ઊભી હતી, જે રીતે મીરાં બોલી હતી...સિસોદિયા જુવાન માટે બહુ બહુ હતી.

માત્ર પુરાણીની કથાઓમાંથી જ સાંભળવા મળે એવી એક તક તેને મળી હતી. કલ્પનાસુંદરી તેની સ્હામે ખડી હતી. લજ્જાવતી, શીલવતી, રૂપવતી. અલભ્ય તકને તેને જતી ન્હોતી કરવી.

મીરાંએ જમણી બાજુ તરફ ઊભેલા મોહક સિસોદિયા તરફ નજર કરી. જુવાન સિસોદિયો ભગવાનની મૂર્તિને ઢાંકતો,

ભગવાન અને પોતાની વચ્ચે ઊભેલો મીરાંએ જોયો. જવાન નિઃસંદેહ જયમલથી મોટો હતો. ઊંચો, સુંદર, સમાંગી, હસમુખો એવા જુવાન પુરુષ સાથે આવો નિકટ પરિચય મીરાંને આ પહેલો હતો. સંજોગો એવા હતા કે અબોલા ન રહેવાય. છૂટથી બોલવામાં મર્યાદા-ભંગ હતો. મીરાં સિસોદિયાને ઝટ જવાબ ન દઈ શકી. સિંહના મૃત્યુએ તેને રસભંગ કરી હતી. નિર્મળ પ્રેમ પ્રેરતા કૃષ્ણમંદિર આગળ સિંહના મૃત્યુથી મીરાં નિઃસંદેહ રુચિભંગ થઈ. જુવાનને જોઇ જાણે ભાવનાભંગ થવા માંડી. ગભરાયા વિના, શાંતિથી રાજપૂત કુંવરી સિંહને જોઇ રહી હતી; પરંતુ સિસોદિયાનું મીઠું હાસ્ય, તેની નાની વાંકડી મૂછો, અને નવયૌવનાને પરાણે આકર્ષતી તેની આંખોમાં ચમકતી લાપરવાહી મીરાંબાને પોતાની તરફ ઘડીભર ખેંચી શકી. સિસોદિયાના હસતા મોંઢા પછવાડે તેને પોતાનો મંદિરવાળો કૃષ્ણ છૂપાઈ ગએલો દેખાયો. મીરાંને તે ન રુચ્યું. નજર સ્હેજ નીચી કરી બાજુમાં ઊભેલા ભાઈ પાસે સ્હેજ સરકી મીરાંએ જવાબ વાળ્યો,

"મારો જીવ બચાવવા એ પ્રયત્ન હોય તો—ઉપકાર."

"અને એમ ન હોય તો ?" સિસોદિયાએ વધુ મન મોકળું કરવા હસીને પૂછ્યું.

"મંદિરમાં બેઠેલા ભગવાનનો ઉપકાર—એમણે મને હજી કોઇના ઉપકારમાં નાખી નથી."

રાઠોડ ભાઇ સન્મુખ રાઠોડ બહેનને પરાયા સાથે વાત કરવામાં મર્યાદાભંગ થતો જણાયો. સિસોદિયો કોઇ રાજવંશી હતો—મોંઢું જ કહી દેતું હતું; પરંતુ મીરાં ભગવાનને નમન કરી ભાઇ તરફ ફરી અને બોલી—"ચાલો."

"મહેમાનને વિવેક કર્યા વિના ? તમે ચાલવા માંડો—હું હમણાં જ પૂંઠે આવું છું." જયમલ બોલ્યો.

મીરાં જયમલ સાથે વધુ રકઝક કર્યા વિના સીધી ચાલવા માંડી અને વેલમાં આવી બેઠી. ગભરાયેલી અન્ય સખીઓ પણ

સ્વસ્થ બની ચાલવા માંડી. કાશી પોતાની વીણા મંદિરમાં ભૂલી જઇ વેલમાં બેઠી હતી પરંતુ યાદ આવતાં જ્યારે તે વીણા લઇ આવી ત્યારે તલવાર મંદિરમાં મૂકી આવી. પદમા પોતાની ચૂંદડીનો છેડો આંબળતાં આંબળતાં બળદનું પૂંછડું આંબળતી, મીરાંબાને જોઈ રહી. પુરોહિતની છોકરી મંદિરમાં પડેલી કાશીની તલવાર ઊઠાવી ઘડીકમાં સિસોદિયા અને ઘડીકમાં મીરાંને જોતી જોસથી દોડતી દોડતી વેલ પાસે આવી ઊભી. કાશીએ જોરથી તેને ઝૂંટવી લીધી.

કાશીના શરીરમાં ગાંડપણ આવ્યું હતું. લોહિ ને શ્વાસ જોસભેર ક્રિયા કરી રહ્યાં હતાં. સિંહનું મરવું, સિસોદીયાનું આવવું, મંદિરમાં જ ભેગાં થવું તેને મન ભાટ–બારોટની અદ્દભુત કથાઓ કરતાં પણ વધુ ચમત્કારિક પ્રસંગ હતો. તેની આંખો ને તેનું હૃદય અનેક વાતો કહેવા તડપી રહ્યું હતું. પદમા, પુરોહિતની પુત્રી, અન્ય સાહેલીઓ, સહચરીઓ અને દાસીઓ આંખેથી અનેક વાતો એક એકને વગર ઇશારે કરી રહ્યાં હતાં. મીરાંબાએ, સહજ કુતૂહલથી એક વખત મંદિર તરફ, ભાઇને જોવા નજર કરી અને પછી વેલની એક નાનકડી થાંભલીને અઢકી બેઠાં. ઉકળતા હૃદયને જોરથી દબાવી રાખતાં કાશીએ ગાંઠ વાળી કે બસ, કાલથી ગિરિધારીલાલના મંદિરમાં પૂજાપાઠ પોતાને જ કરવાં પડશે. પદમાએ મનમાં નક્કી કરી લીધું કે પોતે જ મંદિરને તાળું લગાડી આવશે. મીરાં વિષે બધાંએ અનેક તર્કો કરવા માંડયા; પરંતુ મીરાંબા સમક્ષ મોઢું ઉઘાડવાની કોઇની હિંમત ચાલી નહિ–કાશીની પણ નહિ.

સૌથી વિશેષ તરંગે ચઢયો હતો સિસોદિયો. કોણ હતો એ?

"આપે હજુ કહ્યું નહિ–આપનું શુભ નામ?" જયમલે સિસોદિયાને પૂછ્યું.

"ભોજરાજ" સિસોદિયાએ હસતાં હસતાં જવાબ આપ્યો, એ જ લાપરવાહીથી.

"યુવરાજ ભોજરાજ ? રાણા સાંગાના વીર પુત્ર ? પધારો ! પધારો ! યુવરાજ !–તો અત્યાર સુધી આપ મારી પરીક્ષા કરતા હતા ?" જયમલ જરા ક્ષોભ અને ગભરાટથી બોલ્યો.

"ના, વીરને શોધતો હતો. આપના જેવો વીર મારી પડખે હોય તો દુનિયાના કોઈ પણ ભાગને હું જીતી લઉં. રાઠોડ–સિસોદિયા ઘણી વાર મળ્યા છે; પરંતુ આ મળ્યા તે ભગવાન કરે દુનિયા જોઈ રહેશે."

"વધુ પડતી પ્રશંસા થઇ જાય છે યુવરાજ ! સિંહના કાળ થવું એ જ ક્ષત્રિયનો સાચો ધર્મ છે–એમાં શું મોટી વાત ?"

"એમાં જ બહુ મોટી વાત છે—ખેર, આગળ જોવાશે. મારે હમણાં જ ચિતોડ રવાના થવું છે." એટલું કહી યુવરાજ વાતે વળગ્યા. યુવરાજને મન થયું કે મીરાંબાઈ વિષે જેટલું પૂછાય તેટલું પૂછી લઉં—આકાશ વાટે ઊડી રાણાને મળું અને તેમની અનુમતી લઈ પાછો આકાશમાં ઊડી અહીં આવું અને મીરાંનો હાથ પકડી પાછો ચિતોડ ઊડી જાઉં. ભોજરાજના મન, તન,–અણુ અણુમાં મીરાંના નશાના ચિહ્ન પ્રજ્વળતાં રહ્યાં.

તેને જરૂર જરૂર, જરૂર કંઇ થઈ ગયું હતું.

સરહદ પર મોગલોના એક નાનકડા ઝુંડને હંફાવી ભૂલો પડેલો ભોજ, અહિં ઠેકાણે આવી પહોંચી, પાછો ભૂલો પડયો. પહેલાં તો ભાન હતું પોતે દુનિયામાં છે ને આસપાસ દુનિયા છે પરંતુ આજે જ તેને ખબર પડી પોતે છે જ નહિ અને છે તો ખબર નથી પોતે કોણ છે–કયાં છે–કેમ જાય છે બસ, એટલું જ કે જાય છે.

જયમલે મીરાં વિષે ઘણું ઘણું સાંભળ્યું હતું; પરંતુ ભગવાન પછવાડે ભાનચૂક થયેલી મીરાં વધે કે મીરાં પછવાડે ભાન–ચૂક થએલો આ યુવરાજ વધે તેનું તે નિરાકરણ કરી શકયો નહિ.

છતાં ભોજરાજ તેને પસંદ પડયો અને તેને મેવાડ તરફ વળાવી દાદા દુદાજીને ખુશખબર સંભળાવવા ઉતાવળે પગલે મહેલ તરફ વળ્યો—જ્યાં મીરાં તેના ગિરિધારીલાલના એ ચરણ પકડી નીચું મોઢું કરી બેસી રહી હતી.

રાત પૂરી જામી ચૂકી હતી. મીરાંએ હળવે રહી આંખો ઊંચી કરી અને ગદ્‌ગદ્‌ કંઠે કોઇ ન સાંભળે તેમ કહેવા માંડી:

"ગિરિધારી ઘણું કર્યું, ઘણું કહ્યું, પરંતુ મારી વિનંતિ તેં ન જ માની! દયા–માયા–સ્નેહ તેની શું તને જરા ય પડી નથી? બોલ દયામય! એક વખત બોલ! મારી સાથે તું બોલે છે કે નહિ–હું તને બોલાવીશ. બોલાવ્યા વિના નહિ રહું. ઉત્તર આપ. એને તેં કેમ મોકલ્યો? એ કોણ છે? કેમ આવ્યો છે? મારી તારી વચ્ચે તેને કેમ મૂકવા ઇચ્છે છે પ્રભુ? કે શું–આખર એ જ તારી ઇચ્છા છે? ગિરિધારી! હું છું માનવી, અબળા! હું કેટલું સહન કરી શકીશ? કયાં સુધી સહન કરી શકીશ? એને દૂર રાખ–મારાથી દૂર રાખ મારા પ્રભુ–દૂર રાખ."

કહેતાં કહેતાં મીરાંએ ભગવાનના ચરણ ચૂમવા લોહિફૂટયા હોઠ નીચે નમાવ્યા.

પરંતુ નફફટ ગિરિધારી, તેના સ્થિર હાસ્યથી હંમેશ મુજબ, હસી રહ્યો.





# ૬ હૃદયમંથન

"બા, હવે બધાય ફાંફાં છે–કુંવરજી નથી માનતા."

"શું કહે છે ઉદા? ભોજ માનતો નથી?"

"ના બા. બુંદિ નહિ, માલવા નહિ, અંબર નહિ, સાંભર નહિ."

"એક એક કુંવરી સિસોદિયા કુટુંબને શોભાવે તેવી છે," રાજમાતા આશ્ચર્ય દર્શાવતાં બોલ્યાં, "છતાં ભોજ કુંવરને એક પણ ગળે ઊતરતી નથી!"

"બા કોઈ એમ માનીને જ બેસી જાય કે દુનિયામાં માત્ર એકલું મેડતા જ છે તો પછી બા એને એમજ સમજવા દેવું કે..."

"શું સમજવા દેવું?" રાજમાતા કારમેતીજીએ એટલા જ આશ્ચર્યથી પૂછ્યું.

"...કે દુનિયામાં એકલું મેડતા જ ગામ છે, બીજું બધું ઉજ્જડ, વેરાન છે!"

ઉદાએ ઠાવકું મોઢું રાખી, ઠાવકો કટાક્ષ કરતાં કહ્યું. રાજમાતા ગંભીર બની સાંભળી રહી હતી. એચિંતું તેમણે પૂછ્યું, "કુંવરીનું નામ તેં શું કહ્યું ?"

"મીરાંબાઈ—મેડતાના રાવ દુદાબાની પૌત્રી—વળી રાઠોડ, પછી પૂછવું જ શું ?"

"કાંઇ નહિ." માએ માથું હલાવ્યું.

"ચિતોડ પર રાઠોડોએ ક્યાં કાંઈ કર્યું જ છે ?" પૂર્વનું વેર તાજું કરવા સ્હેજ કટાક્ષ કરતી ઉદા બોલી. રાજમાતા ચમકી અને સ્હેજ ઉતરતે ભાવે બોલી: "રાઠોડોએ કુંવરીઓ આપી સિસોદિયાની રાજગાદી છીનવી લેવા ઓછું નથી કર્યું."

"પરંતુ બાપ્પા રાવળ અને ખૂમાનના વંશજોને શ્રી એકલિંગજી બાવજીનો સાથ છે, નહિ તો......"

"બા પણ આ દુદાજી તો પૂરા વૈષ્ણવ છે અને દાદાજી*ય પરમ વૈષ્ણવ હતા..." જરા મોટી ઉમ્મરની અને થોડીક દૂરની ભોજની વિધવા ભાભી રૂપાએ બચાવમાં કહેવા માંડયું.

"ભાભી ભગત ભગતમાં ય ફેર હોય છે. ભગવાનનું ધ્યાન ધરતા ઠંડા પાણીમાં એક પગે ઊભા રહેતા બગલાઓ ય ભગત છે."

"ભૂલ થાય છે, ઉદાબા !" સાચાબોલી પરંતુ સાદાભોળી ભાભી તુરત બોલી પડી. તે સમજી, ઉદાબા દુદાજીને નિર્માલ્ય ભગતડા સમજી બેઠી છે. એટલે જરા વધારે ભારપૂર્વક બોલવા માંડી "મોટી ભૂલ થાય છે. રાવ દુદાજી માટે તો અહિંયાં ય બોલાય છે કે તેમના હાથમાં જ્યારે માળા નથી હોતી ત્યારે એક જ વસ્તુ હોય છે..."

"કઇ ?" ઉદા દાઢી પર આંગળી ટેકવી વ્યંગમાં બોલી.

"તલવાર." ભોળી ભાભી ગંભીરાઈથી સ્હમજાવતાં બોલી. "મેડતાને મેડતા બનાવનાર રાવ દુદાજી એકલા ભગત નથી બા;

* રાણો કુંભો. રાણા સંગનો દાદો.

સાચા ભગત છે. વૃંદાવનના કૃષ્ણને માનનારા અને કુરુક્ષેત્રના ય કૃષ્ણને માનનારા. અધર્મ દેખી ભાઇને ય ખાંપી નાખતાં વાર ન કરે."

"તો મીરાં ય તેવાં જ હશે તો—ખાંપી નાખતાં વાર ન કરે." ઉદાએ તેના કટાક્ષપૂર્ણ સહજ સ્વભાવથી કહ્યું: જાણે કે દુદાજીનાં સંતાનો ખૂની હોય !

"લોહી તો એ જ ને!" ભોળી ભાભી એટલું બોલી એકાએક કાંઈ સમજી હોય તેમ એકદમ ચૂપ થઈ ગઇ. તેને લાગ્યું તેના સરળભાવનો ઉદા ઉંધો અર્થ કરશે.

"હાસ્તો!–લોહી તો રાઠોડનું ને!" ઉદાએ તરત વ્યંગ કર્યો.

"બા સિસોદિયા રાજવંશમાં રાઠોડ રજપૂતાણીઓનાં લોહી રેડાયાં છે–અને છંટાયાં પણ છે." ભોળી ભાભી આવેશમાં આવી ગર્વભર્યા અવાજે બોલી.

"તે કોણ ના પાડી શકે તેમ છે—નીચે માથે કબૂલ કરવું પડશે"

મારવાડના રાવ રિડમલ્લે પોતાની એક કન્યા મેવાડના રાણાને આપી હતી અને તે ભરજુવાનીમાં વિધવા થતાં તેના બાલકુમારને સંભાળવા તેઓ મેવાડ આવ્યા હતા અને પછી મેવાડના ભાવિ બાલરાણાને દૂર કરી પોતે મેવાડની ગાદી પચાવી પાડવા ખટપટ કરતાં સિસોદિયા વીર ચંદ્રે તેમને મારી નાખ્યા હતા એ ઘટનાનો ઇશારો કરતાં ઉપર પ્રમાણે ઉદા બોલી.

વીર દુદાજી એ જ રિડમલ્લનો પૌત્ર હતો. ભોળી ભાભી આથી જરાય પાછી ન પડતાં જુસ્સાથી રાજમાતાને ઉદ્દેશી બોલી "બા, ઘેર ઘેર લાકડાં જ બળે છે; પરંતુ એ જ લાકડામાં ચંદન પણ હોય છે. પારખી લાવવું જોઈએ."

"ઓ...હો! તો ભાભીશા લાકડામાં ચંદન ગોતવા બેઠા છે!"

"ગોતી કાઢયું છે, બા!" ભાભી જરા વધુ જુસ્સાથી બોલી.

રાજમાતાએ વાદવિવાદને ત્યાં જ અટકાવી દીધો.

"દુર્ગે ! દુર્ગે !" કરતાં રાજમાતા ઊભાં થયાં અને સંધ્યાનો વખત નજીક આવતો હતો તેથી કુળદેવીના મંદિર તરફ વળ્યાં. માને છોકરીની ભૂલો નથી જણાતી. રાજમાતાને ય ઉદા વિષે કંઇ વાંધાભર્યું ન જણાયું; પરંતુ વિધવા વહુના શબ્દો ય તેમને સાચા લાગ્યા. ભોજ પરણે એ સૌથી વધારે મહત્ત્વની વાત હતી. યુવરાજ છતાં મેવાડની ભાવિ મહારાણી બને તેવી રાણી હજુ ભોજ ન્હોતો લાવ્યો. રાણા સાંગાના ત્રણે પુત્રો ભોજ, કર્ણ અને રત્નસિંહની મા અત્યારની રાજમાતા ન હતી પરંતુ મારવાડપતિ રાવ જોધાજીની પૌત્રી ધનબાઇ હતી. રાજમાતા કારમેતી આથી ભોજની સાવકી મા હતી છતાં તે પોતાની શૉકયના મરણ બાદ વિક્રમ વગેરે પોતાના પુત્રો અને ભોજ વચ્ચે ભેદભાવ ન્હોતી રાખતી. કુળદેવી દૂર્ગા પર તેમની અત્યંત આસ્થા હતી એટલે ભોજરાજની ઇચ્છા જલ્દી સફળ થાય એ શુભ ભાવનાથી રાજમાતા કુળદેવીને રીઝવવા સીધી મંદિર તરફ ચાલવા માંડી; પરંતુ તોફાની ઉદા મા સાથે ન જતાં ભોજરાજના ખંડમાં આવી પહોંચી.

ખંડમાં પગ મૂકતાં વેંત બોલકણી બોલી ઊઠી,

"ભાઇ શા, મીરાં આવ્યાં છે ?"

"હેં ?" વિચારમાં ખોવાઇ ગએલો ભોજ એટલું કહી એકદમ ઊભો થઈ ગયો; પરંતુ બહેનની મસ્તીખોર આંખો જોઇ નિશ્વાસ નાંખતાં બેસી ગયો.

"ઓ...હો ! વાત અહીં સુધી વધી ગઈ છે ?" હસ્સાથી ભોજ પાસે આવતાં ઉદા બોલવા માંડી. "હોય જ ભાઇ !— વૈષ્ણવી છે. મેડતાને મેડતા બનાવનાર રાવ દુદાજી એકલા ભગત નથી સાચા ભગત છે. એમની પૌત્રી કાંઇ ગાંજી જાય તેવી થોડી હશે ?"

ભોજ બહેન તરફ દુર્લક્ષ કરી ચૂપ રહ્યો.

"વૃંદાવનના કૃષ્ણ અને કુરુક્ષેત્રના ય કૃષ્ણને માનનારાં સાચાં ભગત છે એ!"

ભાઇને છંછેડવા ઉદા જરા ઊંચે અવાજે બોલી. પણ, ભોજ મૌન રહ્યો.

"કેટલી સુંદર! સાચી વૈષ્ણવી જ આવી મોહિની..."

"બહેન! મારું માથું દુઃખે છે." ઉદાને મૂક કરવા ભોજ ચિડાઇ બોલ્યો.

"બસ! એકલું માથું જ! આશ્ચર્ય છે તાવ સુદ્ધાં પણ નથી આવ્યો તાવ આવવો જ જોઇએ. મહાશ્વેતા કાદંબરીમાં..."

"બહેન-તું અહિંથી જા." એકદમ કંટાળી ભોજ બોલ્યો.

"વગર કહે. હવે બહેનની થોડી કિંમત છે? પારકી ઘરમાં આવશે એટલે ઘરની પારકી જ થવાની તો! હવેથી અમારું કહેવું તમારું માથું જ દુખાડશે!"

"ઉદા, લાગે છે આજે તું લડવા આવી છે-લઃ લે, આ સાંભળવા બેઠો. બોલ શું કહે છે?—મીરાં? હા. મીરાં. પરણીશ તો એને—નહિ તો કોઇને નહિ. બસ?"

"બસ."

"બીજું કાંઇ પૂછવું છે?" ભોજ ક્રોધથી ઊભો થઇ ઉદાનો હાથ પકડતાં તેની સ્હામું જોઇ બોલ્યો—"હા, હા, હા. એનો વિચાર કરતો હતો. એનો જ વિચાર કરું છું. એનો જ વિચાર કરીશ."

જાણે ભોજની પાદપૂર્તિ કરતી હોય તેમ થોડુંક સ્મિત ફરકાવતાં ઉદા સાથે જ બોલી: "અને પરણીશ તો યે અને નહિ પરણું તો યે; પરણ્યા પહેલાં અને પરણ્યા પછી-એનો જ, માત્ર મીરાંનો જ વિચાર કરીશ!"

"હા." ભોજે ગર્જના કરી તેનો હાથ છોડી દેતાં કહ્યું-

"ચંદન લેપ લાવું? તવે તાવ ચઢવા માંડયો છે."

ઉદાએ જાણે કોઇ ગંભીર વાત હોય તેમ ભોજના કપાળ પર હાથ મૂકી ખોટો દેખાવ કરતાં પૂછ્યું. ભોજ હોઠ ભીંસી બહેનને જોઇ રહ્યો. પોતાનું માથું દબાવતી ઉદાના હાથ તરફ ય તેની નજર ન ગઈ.

ઉદા હંમેશાં ભાઇઓને ચીઢવતી. એની એ આદત હતી. ઉદા હંમેશાં જડબાંતોડ બોલતી–એ એની ઉણપ હતી. બાકી હંમેશાં એ હસમુખી અને ટીખળી દેખાતી. ભોજનું મોઢું પોતાના ભણી ફેરવી તે બોલી: "ચાર ચાર દિવસથી તમે દુર્ગા આરતી વખતે નથી આવતા. રાજમાતા કેટલી ગુસ્સે થાય છે? તમને તો ખબર છે, આરતી વખતે ન જવું પોતે કેટલું અપશુકનિયું માને છે!–ચાલો." એટલું કહી ભોજનો હાથ ખેંચતી ઉદા ચાલવા લાગી. ભોજ જવાબ વાળ્યા સિવાય ચાલવા લાગ્યો. ઉદા થોડીવાર તેના મોઢા સ્હામું જોઇ ચાલતાં ચાલતાં પાછી બોલવા માંડી: "હેં ભાઇ, ખરું કહેજો. શું મીરાં ય તમને આટલા યાદ કરતી હશે?"

ભોજ અચકાઇ ઊભો રહ્યો; પરંતુ જવાબ ન આપી શક્યો. એ પોતાની વાત જાણતો હતો, મીરાંની નહિ.

× × ×

જ્યારે એકબાજુ બહેન ભાઇને આમ પૂછી રહી હતી, ત્યારે...
બીજી બાજુ, ભાઇ બહેનને પૂછી રહ્યો હતો.
જયમલ, મીરાંને.

અને મીરાં બોલ્યા વિના બેસી રહી હતી. મીરાંને દૂધ આપવા રતન ધ્રૂજતે હાથે તેનાં ઝાંઝર ઠીક કરતી ભોંય પર બેઠી હતી અને જયમલ, બુદ્ધિબળથી શક્ય તેટલું, બહેનનું અગાધ હૃદય ઉકેલવા પ્રયાસ કરતો હતો.

મીરાંને કોઇ ઓળખી શક્યું ન હતું. મા, બાપા, કાકા, રતન કે કાશી–કોઇ નહિ. પછી યુદ્ધશાળામાં જ મસ્ત રહેનાર જુવાન જયમલ તો શું જ સ્હમજી શકે?

મીરાં શાંત હતી—શાંત પડેલા અગાધ સમુદ્ર જેમ. એટલી શાંત કે સપાટી પરની ઝીણીઝીણી લહેરો સુદ્ધાં અદૃશ્ય હતી.

વાત એક જ કુંડાળામાં ફરી રહી હતી.

ભાઇ પૂછતો હતોઃ કુમાર ગમે છે ?

બહેન વિચારતી હતી: શા માટે ગમવો જોઇએ ?

રતન સમજી રહી હતી: શા માટે ન ગમવો જોઈએ ?

× × × ×

દસ દિવસ પછી મીરાં એ જ સ્થળે એવી રીતે બેઠી હતી. એટલું કે આ વેળા તેનું માથું નમેલું હતું. બાજુમાં રાવ દુદાજી બેઠા હતા અને દેખાય નહિ પરંતુ સાંભળી શકે તેવી રીતે, થોડેક દૂર રતન બેઠી હતી.

વૃદ્ધ દાદાજી બોલી રહ્યા હતા.

"બેટા, આપણાં મોટાં ભાગ્ય ! વર્ષો પછી પાછા રાઠોડ–સિસોદિયા રાજવંશો વધુ નજીક આવશે. રાણા સંગની હાલ નાજુક સ્થિતિ છે. યુવરાજ ભોજે પરણવાની હઠ લીધી છે. ન કરે ગોવિંદ ને રાણાજીને રણક્ષેત્રમાં ઓવારણા લેવાય તો ભોજરાજ કુંવારા હોઇ મેવાડની ગાદી પર મોટી વિડંબના ઊભી થાય, ધર્મ-સંકટ છે બેટા, એક સ્ત્રી માટે મહાન રાજ્યની પણ પરવા ન કરનાર રાજકુંવર જેવો તેવો ન હોય. બેટા, ગોવિંદાએ પોતાનું વહાલ બરાબર દેખાડયું છે. મારી બેટી રાજરાણી બનવા લખાઈ છે! ગોવિંદાની આજ્ઞા છે, રાજરાણી બનો."

મીરાં ઊભી ન થઈ ગઇ. બોલી ય નહિ.

"તો બેટા, આવેલું માગું ન નકારાય. તમે તૈયાર છો..."

દાદાએ સ્હેજ આગળ નમી બહુ પ્રેમપૂર્ણ અવાજે પૂછયું. જો કે, તેમાં વિયોગનો આછેરોક કંપ જણાતો હતો.

મીરાંએ માથું ઊંચું ન કર્યું; પરંતુ વિચારમંથનમાં પડેલી મીરાં સ્વસ્થ બની અને ધીમે રહી અવિચળ ભાવે બોલી:

"દાદાજી! મારે પરણવું જ જોઇએ?"

"બેટા!" વૃદ્ધ મીઠે અવાજે આશ્ચર્યથી કહેવા માંડયો, "દરેક કુંવારિકા પરણે છે!"

"મારાથી નહિ પરણાય." પૂર્વવત્ સ્થિતિમાં, માથું ઊંચું કર્યા વિના મીરાં બોલી.

"બેટા! એ શું બોલ્યાં? દરેક કુંવારિકાનો ધર્મ છે."

વૃદ્ધ દુદાજી સ્હેજ ધ્રૂજી, આશ્ચર્ય પામી બોલ્યા.

"પરંતુ હું કુંવારિકા નથી."

"શું બોલ્યો બેટા! શું કહે છે?"

વૃદ્ધ આંખો ખેંચી, ગભરાઇ જઇ બોલી ઊઠયો.

"હા, દાદા. હું કુંવારિકા નથી. પરણેલી છું."

"ક્યાં?—ક્યારે?—કોને?"

વૃદ્ધ દુદાજી, વૃદ્ધ રતન અને દૂર ચૂપચાપ આવી બેસી રહેલો જયમલ ઉચ્ચાર કર્યા વિના આશ્ચર્યથી પૂછી ઊઠયાં. છેવટે વૃદ્ધે ધ્રૂજતે હોઠે પૂછ્યું—"કોને મીરી? ક્યાં?"

"સામેના મંદિરમાં—બાર વરસ પહેલાં. ગિરિધારીને."

વૃદ્ધ ઘડીભર થંભી ગયો. મીરાં ગાંડી તો ન્હોતી થઈ? પછી ધીમે રહી, મીરાંનો હાથ હેતથી પોતાના હાથમાં લીધો અને પંપાળતાં પંપાળતાં બોલ્યા "બેટી મા, એ વાલો-ડાના દાસ થવું કોને ના ગમે? હૈયામાં વસેલો એ, દરેકનો નાથ છે, પ્રાણ છે, પતિ છે. પરંતુ આ સંસાર છે. સંસારની વહેલ ધર્મ અને ફરજરૂપી ચક્રોથી ચાલે છે. પરણવું કુંવારિકાની ફરજ છે. પરણી ગૃહસ્થાશ્રમ માણવો પરણેતરની ફરજ છે અને ગૃહ-સ્થાશ્રમદ્વારા સંસારને સુખી કરવો સ્ત્રીનો ધર્મ છે. ધર્મ અને ફરજ વિના સંસાર ચાલે નહિ. માણસાઇ મરી જાય. ગોવિંદાએ સંસારમાં સંસારીયાં મૂક્યાં છે, માણસાઇ સફળ કરવા—મીઠાવવા

નહિ. નહિ બેટી મા, પરણવું ભગવાનનો આદેશ છેઃ પુરુષને અને સ્ત્રીને. તમારે પરણવું જોઇએ. એક રાજ્યને છિન્ન ભિન્ન થતું બચાવવા–મૃત માતાના અને પિતાના આત્માને પૂરી મુક્તિ આપવા તમારે પરણવું જોઇએ—હા. કહો બેટા......"

"દાદા! પરંતુ હું કોઇને સુખી ન કરી શકી તો?".

"હરિ, હરિ, બેટા! ગોવિંદાની લાડલી બીજાને સુખી ન કરી શકે? તો તો પછી નદીનાં પાણી અવળાં વહે. મેરૂ હિમાલય ચળવા માંડે—સમુદ્ર માઝા મૂકે—નં માનું. જરાય ન માનું. ...તો પછી તૈયાર છો બેટીમા?"

"આપને જેમ યોગ્ય લાગે તેમ કરો."

માથું ઊંચુ કર્યા વિના, દાદાની મીરી, પૂર્વવત્, બેઠાં બેઠાં બોલી. મીરાંની પીઠ પંપાળતો દાદાજીનો વૃદ્ધ, ધ્રૂજતો હાથ લંબાયો અને મીરાંને દાદાજીએ છાતી સરસી ચાંપી લીધી.

જોનારાએ જોયું હોત તો જણાત કે રાવ દુદાજીની જ આંખોમાં આંસુ ન હતાં— રાજભક્ત રતન પણ ગુપ્ત રીતે રડતી હતી. માત્ર જયમલ જ આનંદમાં કૂદતો બહાર ચાલ્યો ગયો હતો—વધાઇ કહેવા......

* * * *

હો ગયે શ્યામ દૂજકે ચંદા ।।
મધુબન જાય રહે મધુબનિયા,
હમ પર ડારો પ્રેમકો ફંદા ।।
મીરાંકે પ્રભુ ગિરિધર નાગર,
અબ તો નેહ પરો કછુ મંદા ।।

તે રાત્રે શયનઆરતી પછી મીરાં તેના ગિરિધારી પાસે બેસી ગણગણી રહી.

પરંતુ બીજનો ચાંદ બનેલા ગિરિધારી રોજ હસતા હતા તેમ હસી રહ્યા. બાર બાર વરસથી રાત અને દિવસ ગોવિંદાના

ચરણમાં માથું મૂકી મીરાંએ પોતાને એક વખત દર્શન આપવા અસંખ્યવાર પ્રાર્થના કરી હતી; પરંતુ મીરાંનાં ઊનાં આંસુઓમાં પોતાના ચરણ પખાળતો ગોપાલ ગિરિધારી બાર બાર વરસ રોજ હસતો હતો તેમ હસી રહેતો.

મીરાંએ આજે પણ ગોવિંદજીનાં ચરણ આંસુઓથી ધોયાં અને ભીની પાંપણો ઊઠાવી આર્દ્રસ્વરે કહેવા લાગી,

"તારી ઇચ્છા છે તો હું પરણીશ...પરંતુ ગિરિધારી એટલું તો સમજાવ, શા માટે ? ધર્મ શું ? ફરજ શું ? એક જ વખત, એક જ ક્ષણ મારી સમક્ષ આવી બોલ—પછી જિંદગી ભર તું કહીશ તેમ કરીશ. માત્ર એક વખત તારા મધુર શબ્દ સાંભળવા દે ! એક વખત બોલ સખે ! એક વખત ! એક જ વખત !"

પરંતુ ગિરિધારી ન બોલ્યો.

પત્થરની મૂર્તિ હૃદયંગમ હાસ્ય, પૂર્વે વેરતી હતી તેમ, વેરતી રહી અને ઘેલી મીરાં ગિરિધારીના ચરણો અશ્રુથી ભીંજવતી રહી. કદાચિત એ નરમ થાય–માની જાય, બોલે, પરંતુ...... પરંતુ............





# ૭ કુલદેવી

દસ દિવસ તો ગયા, બીજા દસ દિવસને વીતતાં વાર ન લાગી અને મેવાડની જાન મેડતાની રાજકુંવરીને લઈ વાજતે ગાજતે રાજમહેલમાં પહોંચી ત્યારે લોકોએ જાણ્યું, કુંવર ભોજ મેડતિયાં મીરાંબાઈને લઈ આવ્યા.

રાણા સાંગાની હાક ગુજરાતથી પંજાબ અને સિંધથી બંગાળ સુધી સંભળાતી હતી. તેની શક્તિ આગળ પરદેશીઓ ઝાંખા પડયા હતા. તેની વીરતા આગળ ભલભલાનાં પાણી ઉતરી ગયાં હતાં. રાજપૂતાનાનો એકએક રાજપુત્ર તેમના પર ઓવારી જતો; પરંતુ મોગલોનાં નવાં ધાડાં અને પઠાણોનાં જૂનાં ઝુંડ રાજપૂતાનાની સીમા પર હેકારા દઈ ઊછળી રહ્યાં હતાં. રાજકુટુંબની ભીતરમાં ભયંકર કુસંપ પેઠો હતો અને રાણાની ધાકને લઈ વધુ શાંત રહેતું હતું છતાં, તેમનું સ્વાસ્થ્ય અને અન્ય બાબતો ધ્યાનમાં લેતાં મેવાડની સ્થિતિ નાજુક હતી. સરહદ પર ધમસાણ ચાલુ હતાં.

રાણો સાંગો પુત્રના લગ્ન માટે ચિતોડમાં જ હતો; પરંતુ તેનો જીવ સરહદો પર ભટકતો હતો.

એટલે રાણાની નાજુક સ્થિતિની ખાસ ધ્યાન રખાય છતાં યુવરાજનો લગ્નમહોત્સવ છાનો ન રહ્યો. ભાટ, ચારણ ને કવિ, શરણાઈઓ અને રાજવાદ્યોએ, ધાંધલ ન કરવાની ખાસ આજ્ઞા હતી છતાં, ધાંધલ કરી જ મૂકી. આનંદોત્સવની સીમા રાખવા છતાં પ્રજાજનોમાં ન રહી. ઊંચીનીચી આડીતેડી ફાટતી ઉદા ભાભીને જોવા તલપાપડ થઈ રહી હતી.

વયોવૃદ્ધ રાજમાતાના ચરણમાં નમેલી મીરાં જ્યારે ઊભી થવા માંડી તે વખતે ઉદાએ ભાભીને પેટભરી જોઈ લીધી. રાઠોડો પ્રત્યે ઉતરતું જોવાની તેની આંખોએ ઉતરતી આંખે જ મીરાંને જોવા માંડી; પરંતુ જ્યારે મીરાં તેને ભેટી ત્યારે તે લાગણી અદશ્ય થઈ ગઈ. આશ્ચર્ય થયું. મીરાં જાદુગરણી હતી? મીરાંની આંખો ને એના મોંઢા પર અજબ ચમક હતી. રાજપરિવારમાં જેઓનો સ્વભાવ અંતઃપુરમાં નવા આવનાર પ્રત્યે દુશ્મન થઈ જવાનો જ પડી ગએલો છે તેવી નવી જૂની અને નાની મોટી સર્વે સ્ત્રીઓ મીરાંના રૂપ અને વિનયમાં ભોઠાં પડી ગયાં. મીરાં રજપૂતાણી ખરી પરંતુ અહંકાર ન્હોતો દેખાતો. ક્ષાત્રતેજ ખરું; પરંતુ ખુમારી નહિ. આ તે કેવી રાજકુમારી!

પોતાના કરતાં બીજાં બધાંમાં કંઇ ઉણપ અને ઓછાપણું જોવાની આદતવાળી રાજમાતા પણ ઘડીવાર ચૂપ રહી; પરંતુ બોજ જેના પાછવાડે છેકથી ગયો હતો તે છોકરી સોના–હીરાની હુંલો જોગએ એવી તેમની કલ્પનાને કંઈ આઘાત જરૂર પહોંચ્યો. મીરાંમાં શું હતું? રાજમાતા વિચાર કરવા લાગી. પોતાની જુવાનીમાં પોતે મીરાંથી જરાય કમ ન હતી. મીરાંથી ઝાંખી પડેલી રાજમાતાએ એવી રીતે પોતાના મનને વાળ્યું. છતાં તેમને મીરાં ગમી. અલબત્ત, સૌથી વધારે ખુશી થઇ હતી એક ખૂણામાં સંતાઇ ઊભેલી વિધવા ભાભી રૂપાં.

× × ×

સાંજ પડવા આવી હતી. દુર્ગા આરતીનો સમય થયો હતો. રાજકુટુંબને મળ્યા પછી મીરાંને તેમના રંગમહેલમાં લઈ જવામાં આવ્યાં. જ્યાં પદ્મા અને કાશી ગિરિધારીનો પહેરો ભરતાં એક ખંડમાં રાહ જોઈ રહ્યાં હતાં.

હાસ્તો ! ગિરિધારી વિના, પોતાના ગિરિધારી વિના, મીરાં સાસરે આવે ? ના...મીરાંને પરણી હરતા ગિરધારીને ય સાસરે આવવું પડયું હતું.

નિયમ મુજબ મીરાં પૂજા તૈયાર કરવા મંડી પડી અને છેટે ઊભાં ઊભાં પદ્મા-કાશી છોભાં પડી મદદ કરવા લાગ્યાં. તેમના મનમાં ગભરાટ હતો કે કદાચ યુવરાજ ઓચિંતો આવી જશે તો તેમની મીરાંબાને ભજન કરતાં જોઈ શું સમજશે ?— સાસરિયાની પહેલી રાતે ?

રાજમાતાના મહેલમાં કુલદેવી દુર્ગાનું સ્થાપન હતું. નિયમિત તેની પૂજા થતી હતી અને કુલદેવતા એકલિંગજી મહાદેવની સાથોસાથ શુભકાર્યમાં કુલદેવી દુર્ગાની પૂજા અને આશીર્વાદ પણ લેવાતાં.

સંધ્યા દર્શનની તૈયારી થઈ. રાજકુલનો નિયમ હતો કે નવવધુએ પહેલે દિવસે કુલદેવીને પ્રણામ કરી સંસારનો પ્રારંભ કરવો. સમય થતાં વિવિધ શણગારો સજેલી રાજકુલની બધી સ્ત્રીઓ મંદિર તરફ આવવા માંડી. રાજમાતા અને બટકબોલી ઉદા પણ આવી પહોંચ્યાં. ન દેખાઈ માત્ર મીરાં.

"જાઓ મેડતીજીને* કુલદેવીના આશીર્વાદ માટે બોલાવી આવો."

રાજમાતાએ ઉદાને જોઈ આજ્ઞા કરી. ઉદા બે ત્રણ ભાભીઓને લઈ ઠુમક ઠુમક ચાલતી મીરાંની નવી હવેલીમાં પહોંચી.

---

* મીરાં

સમય થઇ ગયો હતો એટલે મીરાં ગિરિધારીલાલની સેવામાં મશગુલ થઇ ગઇ હતી. ઉદા આવી પહોંચી પરંતુ તેનું ધ્યાન એમના ભણી ન ગયું. ઉદાએ ઝીણી આંખે જોયું અને પછી મીરાંનું ધ્યાન ખેંચવા જરા જોરથી પગ પછાડતી થોડાંક ડગલાં આગળ આવી ઊભી. પરંતુ મીરાંનું ધ્યાન પૂજામાં જ રહ્યું. ઉદા જરા વધારે પગ પછાડતી મીરાંની એકદમ નજીકમાં આવી ઊભી. મીરાં હજુય ન ચલી. ઉદાનું મન સ્હેજ ધવાયું. પરંતુ સંયમ રાખી ધીમા અવાજે બોલીઃ "ભાભી સા! રાજમાતા બોલાવે છે."

"મને ?–ક્યાં ?" આશ્ચર્યમાં ચમકી મીરાંએ ઉદા ભણી જોઇ પૂછ્યું. અને પછી ધીમે રહી બોલીઃ "પધારો."

"તમને કોઇએ કહ્યું નથી ?" ખોટું આશ્ચર્ય દેખાડતાં માર્મિક ભાવે ઉદા બોલી, "ખરું જ તો! તમને કોણ સમજાવે! કાંઈ નહિ. રાજમાતા આપને કુલદેવીના આશીર્વાદ લેવા બોલાવે છે—પધારો."

"બ્હેનજી હું ગિરિધારીલાલની પૂજા કરવા બેઠી છું." જરા સંકોચમાં પરંતુ વિનયપૂર્ણ મૃદુ અવાજે મીરાં બોલ્યાં.

"એટલે...તમારાથી નહિ અવાય...નહિ ?" સ્હેજ હસવાનો ડોળ કરતાં ઉદા બોલી.

"મેં હમણાં જ પૂજા શરૂ કરી છે. પૂરી પૂજા કર્યા સિવાય મેં કદાપિ આસન છોડયું નથી."

"મતલબ કે તમે નહિ આવો. કંઈ નહિ." જૂઠું હાસ્ય હોઠ પર રમાડતી ઉદા એટલું બોલી અને પછી પોતાની ભાભી કમલાકુંવર તરફ મોં ફેરવી બોલી, "કુલદેવી કરતાં ગિરિધારીલાલની મૂર્તિ વધુ દેખાવડી છે—નહિ ?"

કમલા ગભરાઇ ગઇ અને પોતાની જાતને સંભાળતાં બોલી, "બ્હેન બા તમને ગમે તે જગને ગમે!"

"તમને મારા ગિરિધારીલાલ પસંદ છે?" ભોળા ભાવે, પ્રોત્સાહિત થઇ મીરાંએ ઉદાને પૂછ્યું.

"કેમ નહિ?" ઉદાએ ચટ, પરંતુ માર્મિક જવાબ વાળ્યો "તમને ગમે છે એટલે મને ય ગમે છે."

"એમ તે કહેવાય ઉદા બા!" બીજી ભાભીએ ટકોર કરી.

"કેમ નહિ?" વ્યંગભર્યાં બનાવટી આશ્ચર્યથી ઉદા બોલી, "મેડતીજીને ગિરિધારી ગમે છે. મારા ભાઇને મેડતીજી ગમે છે અને મને મારો ભાઇ ગમે છે. એટલે મને ગિરિધારી ગમે જ ને? ચાલો ત્યારે ભાભીશા, જે ગિરિધારીલાલ, અમારે ય દર્શનનો સમય થયો છે." એટલું કહી હાથને જરા વધારે લાંબા કરી પ્રણામ કરીને ઉદા, ભાભીઓને લઇ ત્વરિત પગલે મા પાસે ચાલી ગઇ.

"એકલાં કેમ? મેડતીજી ક્યાં છે?"

આશ્ચર્ય પામતાં રાજમાતાએ જરા સત્તાવાહક અવાજે ઉદાને પૂછ્યું.

સ્રીમંડળ ચમકીને રાજમાતા તરફ જોવા માંડયું. ઉદાએ તણખાને ભડકો કરવા ઠંડે અવાજે કહ્યું:

"બા, મેડતીજી નહિ આવે."

"નહિ આવે?" રાજમાતા ઊંચે અવાજે બોલ્યાં. સ્રીઓએ શ્વાસ ઊંચા લઇ લીધા.

"હા બા, એ ગિરિધારીલાલની પૂજા કરવા બેઠાં છે. કહે છે કે નહિ આવું."

"કહે છે કે નહિ આવું?" રાજમાતાએ રાડ પાડી.

"હા બા, એ નહિ આવે. ગિરિધારીલાલની મૂર્તિ આપણી કુલદેવી કરતાં વધારે દેખાવડી છે—કેમ ભાભીશા?" ઉદાએ કમલાને પૂછ્યું. કમલા તતફફ થઇ ચૂપ રહી ગઇ. ઉદા બોલવા માંડી, "બા, ગિરિધારીલાલને છોડી કુળદેવીને નમવા કોણ આવે?"

"ચૂપ રહે છોકરી!" રાજમાતાએ ગર્જના કરી.

તણખાનો ભડકો થઇ ચૂકયો:

દાંત દબાવી રાજમાતા બોલવા માંડી, "સિસોદિયાની કુલદેવીને મેડતીજી નહિ નમે એમ ? સિસોદિયાની કુલવધૂ બની આ રાજગૃહમાં પગ મૂકનાર કોઈ પણ રાજકુમારીએ હજુ સુધી કુલદેવીને પગે લાગવાની ના નથી પાડી અને આ, આજનાં આવ્યાં, દૂરથી જ ના કહી દે છે ? મહારાજ !–" દેવીની પૂજા કરતા વૃદ્ધ પૂજારી પાસે આવી રાજમાતાએ અતિશય ક્રોધમાં કહ્યું, "આરતી શરૂ કરી દો અને ઉદા, બોલાવો રાજકુમાર ભોજને–અબઘડી..."

"પરંતુ માતાજી..." ઉદા વચમાં બોલવા માંડી–જાણે નિર્દોષ બની મીરાંનો બચાવ કરતી હોય ને ? પરંતુ, રાજમાતાનો ક્રોધ પ્રજ્વળી ઊઠ્યો હતો. રાજમાતા તરીકેનું ગુમાન ! રાણા સાંગાની પત્ની હોવાનું અભિમાન ! અને આખા સ્ત્રીમંડળમાં અતિમાન ! તેવીની આજ્ઞા લોપનાર આ આજકાલની છોકરી કોણ ? રાજમાતાને પોતાનું સ્વમાન, સત્તા, ઘવાતાં દેખાયાં. કુલદેવીને પ્રણામ કરવા ન આવવા કરતાં પોતાની આજ્ઞા ન માનવા માટે રાજમાતાને મીરાં પર વધારે ક્રોધ ચઢ્યો. ક્રોધે સાન ભૂલાવી, ભાન ભૂલાવ્યું. તેમણે જોરથી બૂમ પાડી નિશ્ચયાત્મક અવાજે કહ્યું, "છાની રહે છોકરી ! સિસોદિયાની કુલદેવીને ન નમનાર સ્ત્રી મારા રાજમહેલમાં ન જોઈએ."

બધાં સમસમી ઊઠયાં.

ઉદા પ.

"જુઓ છો શું ? આરતી શરૂ કરો."

રાજમાતા ફરી ત્રાડુકી અને વૃદ્ધ પૂજારી ગભરાતાં ગભરાતાં મંત્રો બોલી આરતી પેટાવવા લાગ્યો.





# ૮ અંતઃપુરમાં

આખાંનો કેફ ઊતરી ગયો.

કુલદેવીની વાતને રાજમહેલમાં અને રાજમહેલની વાતને રાજ દરબારમાં પ્રસરતાં વાર ન થઈ. લગ્નોત્સવમાં રંગે ચઢેલા ભાટ ચારણો અને ગવૈયાઓ એકદમ ચૂપ થઈ ગયા. કસુંબલ રંગે ઝૂલતા સામંતો સડાક થઈ સીધા બેસી ગયા.

રાણો સાંગો શાંત થઈ ગયા. વાત એકાએક કેમ બહાર આવી ગઈ? દાસદાસીઓની જીભો કાયમ કાબૂમાં રહેતી છતાં વાત આટલી ઝડપથી કેમ પ્રસરી? તો પછી દિવા હેઠળ અંધારું કેમ કહ્યું છે? રાણાએ શાંતવૃત્તિએ ગૃહના કજેતાને મનમાં જ દબાવી રાખવા પ્રયત્ન કર્યો. જે ગૃહમાં એકતા ન હોય, બે સ્ત્રીઓ યા બે પુરુષો એક જ છપ્પર નીચે એક ન રહી શકે તે ઘરની હસ્તી ક્યાં સુધી? રાણાને નવવધૂના કરતાં જૂનાંઓ માટે વધુ દુઃખ ઊપજ્યું; પરંતુ ત્રીજની વાત તેમણે છૂપાવી દીધી.

હૃદયમાં ઊઠતા ક્રોધ અને ક્લેશ એકદમ દબાવી દીધાં. તેઓ શાંત બેસી રહ્યા.

તેમનો બીજો પુત્ર રત્ન પણ શાંત રહ્યો; પરંતુ તેમનો ત્રીજો પુત્ર વિક્રમ શાંત બેસી રહે તેવો ન હતો. ભરદરબારમાં રાણાજીને શાંત થવું પડે એ નીચું જોવા બરાબર કહેવાય અને પુત્રો છતાં, એકલિંગજીના દિવાન* રાણાસાંગાને નીચું જોવું પડે તે તેમના પુત્રોને ડૂબી મરવા જેવું જ કહેવાય. આજ્ઞાધીન છતાં વિક્રમે ક્રોધ ભરેલી આંખે યુવરાજ ભોજ તરફ જોયું. યુવરાજ હજીસુધી આભો બની શાંત બેસી રહ્યો હતો.

જ્યારે તમામ રાજદરબાર શાંત થઇ ગયો, ત્યારે ભોજ તલવાર લઇ એકદમ ઊઠયો અને પિતાજીને નમન કરી અંતઃપુરમાં ઉતાવળે પગલે ચાલવા માંડયો.

"હાં, હાં. જરા ધીમે. લગ્નને પહેલે જ દિવસે સિસોદિયાની કુલવધૂ પર યુવરાજે ક્રોધ કરવો એ મહાન્ અપશુકન કહેવાય!" બળતામાં ઘી હોમનારી ઉદા, ભોજરાજ અંતઃપુરમાં પેઠો કે તરત સ્હામે મળી અને બોલી. ભોજ તેને કાંઈ પણ ઉત્તર આપ્યા વિના માતાને મળવા ચાલતો થયો. ઉદા એક વાત માટે આશ્ચર્ય પામી. ભાઇને ખબર આપવા પોતે જ આવતી હતી અને તે કયાંથી ખબર મેળવી ચાલ્યો આવ્યો? માની આજ્ઞા પાળવામાં ઉદા જરા આઘુંપાછું જોતી હતી તેને લઈને તો આમ નહોતું થયું?

"અપશુકન! હં, જાણે સિસોદિયાની કુલદેવીને ન નમવું એ તો અપશુકન જ નથી!"

ભોજરાજ ચાલ્યા ગયા પછી તેમની પૂઠે આવી ઊભો રહેલો વિક્રમ બહેન તરફ નજર કર્યા વિના તેની પાસે આવી તેના બોલેલા શબ્દો ચાવતાં બોલ્યો. બહેને ચમકીને

* ચિતોડના કુલદેવતા એકલિંગજી. ચિતોડના રાણાઓ પોતાને શ્રી એકલિંગજીના દિવાન માને છે.

વિક્રમ તરફ જોયું. તેની આંખોમાં અપાર ક્રોધ હતો. યુવરાજ ભોજ સાવકો ભાઇ હોવા છતાં વિક્રમને તેના પ્રત્યે ભક્તિ હતી. ભોજની થએલી કફોડી સ્થિતિ તેની પોતાની કફોડી સ્થિતિ થયેલી જણાઇ. ઉદાએ તેને ચીડવવા કહ્યું:

"તે તમે કેમ તપી જાઓ છો ?—જાઓ, દરબારમાં બેસો."

"કયે મોંઢે બેસવું ?"

"મોઢાને શું થયું છે ?" નિર્દોષભાવ દેખાડતાં ઉદા બોલી. "દિવાનજીનું મોંઢુ પડી ગયું છે." વિક્રમે દાંત ભીસી કહેવા માંડયું, "પહેલે જ પગલે મહારાણાનું મોંઢુ નીચું કરી નાખનાર આ કુલવધૂ શું નહિ કરે ? આજે કુલદેવીને નમવા ના પાડે છે. કાલે કુલદેવતાને નમવા ના પાડશે."

"જે જેની ભક્તિ, ભાઇ !" ઉદાએ જાણે મીરાંનો બચાવ કરતી હોય તેવા ભાવે કહ્યું. રે નણંદ !

"કુલદેવતા એકલિંગજીનું અપમાન કરનારને હું જાતે કાપી..."

"હેં...હેં...હેં ! ભાઇભાભીના ઝગડામાં આપણાથી માથું ન મરાય. જાઓ, દિવાનજી પાસે જાઓ."

એટલું કહી ભાઇભાભીના ઝગડામાં માથું ન મારવાનું કહેનાર બહેન, વિક્રમને દરબાર બાજુ વાળી ભાઇભાભીના ઝગડામાં ઊંડું માથું મારવા કુલદેવીના સ્થાનપર આવી પહોંચી.

રાજમાતા ક્રોધથી ધ્રૂજતાં હતાં અને માનું સંપૂર્ણ આજ્ઞાપાલન કરનાર પુત્ર ભોજ નીચું માથું કરી સાંભળી રહ્યો હતો. ઉદા દૂર જ રહી ચૂપચાપ સાંભળવા માંડી. રાજમાતાએ છેલ્લી આજ્ઞા કરીઃ

"કાં તો એ અહિંયાં નહિ, કાં તો હું નહિ. બનાવી આપ એ રાઠોડ પુત્રીને જૂદો મહેલ–એના અને એના ગિરધારી માટે.

અને તું બુંદી કહેણ મોકલાવ કે ચૌહાણી અમને મંજૂર છે. મને એ ભગતની ભગતાણી બેટી ન ખપે."

એટલું કહી ક્રોધમાંને ક્રોધમાં રાજમાતા પૂજારી તરફ ફર્યાં અને ચ્હીડાઈ પડયાં: "કેમ મહારાજ? આજે ઉપવાસ કર્યો છે કે શું? આરતી કેમ મંદમંદ થાય છે?"

ગભરાએલો પૂજારી આરતી બરાબર ઉતારતો હતો, છતાં રાજમાતાના ધ્રૂજારાથી વધુ અભિનય દર્શાવવા લાગ્યો. દાસી ઢોલણોએ શંખધ્વની અને આરતીનાં વાદ્યો વધુ જોરથી વગાડવા માંડયાં અને ધમાલમાં દેવીને નમી આઘાત અનુભવતો યુવરાજ ભોજ પોતાના મહેલ તરફ ચાલવા માંડયો.

ઉદાએ ભોજને જોવા બાજુમાં ફરી જોયું તો વિક્રમ દરબારમાં જવાને બદલે પોતાની પાછળ જ આવી ઊભો હતો. ઉદા બોલ્યા વિના ત્યાંથી ખસી અને ઉતાવળે જતા ભોજરાજની પૂંઠપૂંઠે તેની નજર ન પડે તેટલું અંતર રાખતી તેના ખાનગી મહેલમાં આવી પહોંચી અને પોતાને કોઇ ન દેખે તેવી રીતે એક ખૂણામાં લપાઈ જઈ ભાઈભાભીની હારજીત જોવા ઊભી રહી.

યુવરાજ ભોજ જ્યારે ગાનતાનના રંગે ચઢેલા દરબારમાં બેઠો હતો, ત્યારે પ્રત્યેક ક્ષણ તેને ખેંચાએલી લાગતી હતી. તેનું હૃદય મીરાં પાસે જવા શરીરમાંથી ઉછળી ઉછળી બહાર પડતું હતું. મીરાં પછવાડે યુવરાજ દિવાનો થઇ ગયો હતો એમાં તો જરાય શંકા નહિ. એનું માથું ગગનમાં હતું. એના પગ સ્થિર નહતા. એના હાથ કોઇ વસ્તુને મેળવવા અધીરા બની તડપતા હતા. પરંતુ જ્યારે દેવીવાળી વાત તેણે સાંભળી ત્યારે પિતા આગળ ઝંખવાણા પડી કુલદેવીના મંદિરમાં રાજમાતા આગળ માથું ઊંચું ન્હોતો કરી શકયો. ભોજ વીર હતો પરંતુ પ્રેમમાં ભાન ભૂલેલાનું આંધળાપણું અને તેની કમજોરી તેના હૃદયમાં હતાં. પત્નીને મળવા તેનું હૃદય બહુ તડપતું હતું જો કે હવે

એક બીજા જ કારણસર, રાત થવા પહેલાં, તે પત્નીને મળવા જતો હતો.

તેના પગ જોરથી ઉપડતા હતા. તેના મુખ પર આહત હૃદયનો ક્રોધ હતો. યુવરાજે જુસ્સાભેર પોતાના શયનમંદિરમાં પ્રવેશ કર્યો પરંતુ......

અટકી ગયો.

અંધપ્રેમની સહાનુભૂતિ તેના હૃદયમાં ઉછળી આવી. થોડીક ક્ષણ તે તેમ જ ઊભો રહ્યો. પછી, નિશ્ચય કરી તલવારની મૂઠ પર હાથ રાખી જે ખંડમાં મીરાં પૂજા કરતી હતી તેમાં ધસી ગયો.





## ૯ પ્રભુની મીરાં

એકાએક ભોજના પગ અટકી ગયા. અંધારામાં ચૂપ-કીથી જોઇ રહેલી ઉદા ચમકી ઊઠી. ભોજ દરવાજામાં આંખો ખેંચી ઊભો હતો. પદ્મા અને કાશી તલવાર ને ગરદન ઝુકાવી ઊભી રહી.

એ હાથમાં આરતી લઈ મીરાં ગિરિધારીલાલની આરતી ઊતારી રહી હતી. મીરાંના મોઢા પર રમતા આરતીના પડછાયા એક અજબ પ્રભાવ નાખ્યે જતા હતા. મીરાં અધબીડી આંખે ડોલી રહી હતી અને ભગવાન ગિરિધારી તેને હસતા હસતા જોઇ રહ્યા હતા.

ભોજ આંખો ખેંચી જોઇ રહ્યો—ખાસ કરીને પેલા ગિરિધારીને: ન જાણે કેમ, તેને ગિરિધારીનું હસવું ન રુચ્યું !

અદેખાઇ ?

બે દાસીઓ મંદમંદ અવાજે ઘંટા અને શંખ વગાડી રહી હતી, સુગંધીત દ્રવ્યોવાળા ધૂપ, દીપ અને પુષ્પહાર સુવાસ ફેલાવી રહ્યા હતા. એક ધૂન—નશો, ચઢાવતું વાતાવરણ જામી રહ્યું હતું. ભોજે કુલદેવીની ઘોંઘાટમય આરતી જોઇ હતી અને જાણે તેથી

દેવી અતૃપ્ત થઇ, ક્રોધમાં લાલ થઇ ગએલી તેને ત્યાં જણાઇ હતી. જ્યારે અહીં મસ્ત બની ભાન ભૂલેલી મીરાં તરફ તેના હસતા ગિરિધારી કોઈ જુદી જ અસર ઉપજાવતા હતા.

પ્રેમી દીવાનો હોય જ છે. ભોજને આરતીમય બનેલી મીરાં સુંદર, અતિસુંદર જણાઇ. મીરાંની તન્મયતા અને આરતીની આભામાં ચમકતું તેનું મુખ ભોજને આવતાંવેંત થંભાવી શકયાં.

યુવરાજનો ક્રોધ કંઇ નરમ પડયો. આરતી ચાલતી હતી— આરતી પૂરી થઇ. મીરાં ધીમે રહી આરતીને બાજુએ મૂકી અને નફ્ફટ હસતા ગિરિધારીના ચરણ આગળ માથું નમાવી ઝૂકી પડી.

થોડીવાર મીરાં એમ જ પડી રહી. પછી, આંખો ઉઘાડી જેવી તેણે આરતી પર નજર નાખી તો આરતીની બાજુમાં જ કોઈના બે પગ જોયા.

ચમકીને મીરાંએ ઊંચે જોયું, કમ્મરે હાથ દઇ યુવરાજ ભોજ તેની અડોઅડ ઊભો હતો. તરત મોંઢા પર ઓઢણી ખેંચી મીરાં ઊભી થઇ ગઇ અને બે હાથ જોડી નત મસ્તકે સ્વામીના પ્રશ્નની રાહ જોવા લાગી.

સખ્તાઇ અને ક્રોધ ભોજના મોંઢા પરથી સરી જતાં જણાયાં. થોડીવાર ભોજ મીરાંને જોઇ રહ્યો. દરબારમાં ઉછાળા મારતું હતું તેમ ભોજનું હૃદય ફરીથી ઉછાળા મારવા માંડયું. મીરાંએ સ્હેજ નજર ઊંચી કરી અને ખચકાઈ. મેડતાના કૃષ્ણમંદિરમાં બન્યું હતું તેમ, અહીં પણ યુવરાજ ભોજ પોતાની અને તેના ગિરિધારીની વચમાં ઊભો હતો. ભોજે ધીમે રહી તેના બે હાથ પકડી લીધા. દાસીઓ બધી બહાર ચાલી ગઇ. સંતાઈ ગએલી ઉદા ય પાનીયેથી ઊંચી થઈ અંધારામાં પડતી એક નાની બારીમાંથી ધડકતે હૈયે જોવા માંડી.

ભોજે ધીમે રહી, પરંતુ, મક્કમ અવાજે મીરાંને પૂછવા માંડયું,

"વૈષ્ણવ છો. ભગવાનના આગળ ઊભાં રહ્યાં છો. સાચું કહો,-કુલદેવીને નમવાની તમે ના પાડી હતી?"

મીરાં મર્માહત બની ભોજ તરફ જોઇ રહી. પતિના મોંઢા પર સહાનુભૂતિ અને એક પ્રકારનું ઝનૂન તેને દેખાયાં. હળવે રહી તે બોલી:

"જી ના. પરંતુ......"

"પરંતુ શું?"

"પૂજામાં બેઠા પછી તેને પૂરી કર્યા વિના હું ઊઠતી નથી-નિયમ છે."

"મારે માટે પણ નહિ?"

"આપની આજ્ઞા હોય તો અધુરી પૂજાએ ઊભાં થઈ જવું મારો ધર્મ છે—પરંતુ મને બોલાવવામાં આવી હતી તે આપની આજ્ઞા ન હતી."

"ગોખાવેલું બોલતાં તો નથી? વારુ, કુલાચારને માનવો એ પણ ધર્મ જ છે."

"મેં દર્શને આવવાની ના નથી પાડી. પૂજા પૂરી કરી આવવા ઇચ્છતી હતી. અગર આજ્ઞા હોય તો આપની સાથે હમણાંજ ..."

"નહિ. હવે કુલદેવીનાં દર્શને જવાનો કાંઇ અર્થ નથી.'

"કેમ? અર્થ તો દર્શન કરવામાં છે!"

"ના. હવે તો સારા નગરમાં વાત પ્રસરી ગઇ હશે કે તમે કુલદેવીને નમવા ના પાડો છો. દર્શન કરવા જશો તો ય નિરર્થક છે. પ્રસરેલી વાત ખોટી નહિ ઠરે."

"તો પછી આપ જે આજ્ઞા કરો..."

મીરાંએ અસહાય બની શરમમાં માથું નીચું કરી દીધું. યુવરાજે એકાએક જોરથી મીરાંના હાથ દબાવ્યા. મીરાંએ નજર

નીચી જ કરી દીધી—તેનો ગિરિધારી હસતાં હસતાં આ ખેલ જોઈ રહ્યો હતો. મીરાંએ અચાનક મૂર્તિ તરફ જોયું અને શરમમાં મોઢું ફેરવી દીધું.

યુવરાજ તેને શયનમંદિર તરફ ખેંચી ગયો.

"વાહરે! મેડતીજી, વિદ્યાધરીઓ ય તારા આગળ જખ મારે. મારા વીરાને જોતજોતામાં બકરી બનાવી દીધો!"

ઉદા જાણે પોતાને સંભળાવતી ધીમે રહી બડબડી અને કોઇ ચોર રસ્તે ભાઇભાભીની ખેંચઢીલ જોવા ફાંફાં મારવા માંડી પરંતુ શયનમંદિરમાં ડોકીયું કરવા તેને કોઇ ચોરબારી ન જડી. આખરે થાકી શયનમંદિરના મુખ્ય દ્વાર આગળ બેસી ગઇ, બેસી રહી.

\+ \+ ×

દરબારની ઘંટા બજી ત્યારે ઉદાને બેઠાં બેઠાં અર્ધો પ્રહર વિતી ગયો હતો પરંતુ ઉદાએ ભાઇની ચોકી છોડી ન હતી. રાજમહેલમાં બહુ નાજુક સ્થિતિએ ધાંધલ મચી ગઈ હતી. મહારાણા સ્હેજ દુઃખી હતા. વિક્રમ આકળો ઊનો થઇ ગયો હતો. રાજમાતાએ માત્ર અગ્નિમાં પડવાનું જ બાકી રાખ્યું હતું. નવવધૂ–વરની આખરી આવકાર ક્રિયા હજુ ન્હોતી થઇ છતાં વર કે વધુ બન્નેમાંથી એકે ય શયનમંદિરની બહાર ન્હોતાં આવતાં. શું નફ્ફટાઇ!

રાજમાતાથી વધુ ન રહેવાયું. ક્રોધવિવશ લાલ લાલ આંખો દેખાડતી તે આખરે શયનમંદિર આગળ આવી ઊભી. ઉદાએ ઊભાં થઇ આગને ભડકો કરવા ઠંડે પેટે કહેવા માંડયું:

"ચાલો મા—હવે કંઇ પણ કહેવું મીથ્યા છે."

"પરંતુ રાજકુલના આચાર હજી બાકી રહ્યા છે." રાજમાતાએ ગર્જતાં કહ્યું કે જેથી અંદર બેઠેલાં વરવહુ સાંભળી શકે.

કોઇએ સાંભળ્યું નહિ. ઉદાએ એ જોઇ માને વધુ ઉશ્કેરવા કહ્યું:

"કુલદેવીના આચાર પૂરા કર્યા નથી તો પછી કુલના આચારનો મોહ શો ? બા, ચાલવા માંડો અહીંથી. ભાભી, ભાઈને જીતી ગઈ. એક પ્રહરથી અહીં પગથિયાં પર બેઠી છું પરંતુ બન્નેમાંથી એકે ય બહાર આવવાની ઈચ્છા નથી કરતું. શરમ ને લજ્જાની ય અવધી આવી ગઈ!"

"પરંતુ હજી ભોજન..."

"પ્રેમનાં પાગલોને તે વળી ભોજન કેવું ? એક જણુ ભાવના ભુખ્યાની દાસી છે. બીજો પ્રેમ પિપાસાનો ગુલામ છે. એમને તે વળી ભોજનની જરૂર હોય ? ચાલો, આપણે તો મનુષ્યાચાર પ્રમાણે પેટ ભરીયે ?"

"બ્હેન એક વાત તો હમણાં જ..." વિક્રમ ગર્જના કરી બોલવા માંડયો. તે રાજમાતાની પછવાડે જ આવી ઊભો હતો. ઉદા તેને અટકાવતાં વચમાં જ બોલી ઊઠી:

"હીશ્ શ્ શ્ શ્ ! ઉતાવળે બોલવામાં કાંઇ ફાયદો નથી. એમને કંઇ સંભળાશે નહિ. નહિ તો, એમની વાતો બેઠાં બેઠાં મેં સાંભળી ન લીધી હોત !"

રાજમાતાને ચાલ્યાં જવું જ ઠીક લાગ્યું, કુલની ખાતર નહિ, સ્વમાનની ખાતર. રાજમાતા ચાલવા માંડી.

ક્રોધમાં પગ પછાડી વિક્રમ ત્યાં જ ઊભો રહ્યો હતો. ઉદાએ હળવે રહી તેનો હાથ પકડયો અને તેને માની પૂંઠે ખેંચવા લાગી.







કુંવર ભોજરાજ જરૂર વહુ પછવાડે ભાન ભૂલી ગયો હતો. પરંતુ મેડતીજી, વર પછવાડે ભાન ન્હોતી ભૂલી ગઈ. અડધા પ્રહરથી યુવરાજ ભોજ મીરાંને ભાન ભૂલાવવા પ્રયત્ન કરતો હતો પરંતુ બધું મિથ્યા થયું.

મીરાંની આંખમાં અને તેમના હોઠ પર અજબ આકર્ષણ હતું–માત્ર દૂરથી જોવા માટે. તેમના મુખારવિંદ પર અજબ તેજ હતું–માત્ર દૂરથી અંજાવા માટે.

રૂપઘેલો, યૌવનઘેલો ભોજરાજ મીરાંની પાસે જ બેઠો હતો છતાં પોતાને તે છેટો સમજતો હતો. વધૂ પાસે જવા તેને કોઈ રોકતું હતું; અને તેથી તેની વધૂ નિકટ જવાની ઇચ્છા વધુને વધુ તીવ્ર થતી હતી.

મીરાંના તેણે હાથ પકડયા, શરીર ઢંઢોળ્યું, બોલ્યો, હસ્યો છતાં ભોજરાજને, મીરાં તેના જીવતા જાગતા શરીરમાંથી ક્યાંઇ દૂર ન્હાસી ગએલી દેખાઇ. દેખાવા છતાં, અનુભવાય છતાં મીરાં ન પકડાય તેવી હતી.

અરધા પ્રહરમાં ભોજરાજ ખરેખર બદલાઈ ગયો હતો. મીરાંના શબ્દોમાં સરળતા હતી. નિર્દોષતા હતી. નિર્ભયતા હતી. અરધા પ્રહર પછી ભોજરાજને મીરાં નિર્દોષ અને બીજાં બધાં દોષિત જણાયાં. મીરાં ખરી અને બીજાં ખોટાં. મીરાં ઊંચી બીજાં બધાં નીચાં.

ઘેલો, ખરેખર ઘેલો !

યૌવનના નશામાં રત થએલી તેની આંખો મીરાં તરફ ઉત્કંઠાથી મંડાઇ રહી હતી; પરંતુ તેના શરીરનું ચેતન અને ઉત્કંઠા પત્થર પર પછડાતા નિરર્થક પાણીની માફક અથડાઇ પાછાં વળતાં હતાં. મીરાં, ભોજને જોતી હતી પરંતુ જે રીતે તે જોતો હતો તેમ નહિ. મીરાંના હાથ પકડતાં તે હાથ ખેંચી લેતાં ન્હોતાં. મીરાંને સ્પર્શતાં તેઓ નવવધૂનો સહજ સંકોચ જરૂર દર્શાવતાં પરંતુ દૂર ઊભાં થઇ જતાં ન્હોતાં. એટલું જ નહિ, પોતાના પૂછેલા દરેક પ્રશ્નનો ઉત્તર બહૂ જ મીઠા અવાજે ધીમે ધીમે આપતાં હતાં.

ભોજને તે દરેકમાં નવયૌવનના ઉમળકા કરતાં પત્નીનો ધર્મ વધુ દેખાતો હતો. યૌવનની તાલાવેલી ન્હોતી, નવપ્રસ્ફુરિત અજ્ઞાત યૌવનાની પ્રેમ ઉષ્મા ન્હોતી.

ભોજનનો સમય થઈ ગયો. શયનમંદિરમાં જ ભોજન આવ્યાં. મીરાંએ સ્વહસ્તે કુંવરને ભોજન પીરસ્યું–નવવધૂ પંખો લઇ બેઠાં. કુંવરે હાથ પકડી નવવધૂને પોતાની પાસે ખેંચી લીધી. ખાધું, ખવડાવ્યું.

છતાં,

ભોજને તે દરેકમાં નવયૌવનાના ઉમળકા કરતાં પત્નીનો ધર્મ વધુ દેખાતો હતો. તેનો વહેમ ખોટો નહતો. મીરાંબા પોતાનો ધર્મ બજાવતાં હતાં. પતિને રાજી રાખવો પોતાનો ધર્મ છે માટે તેઓ તેને રાજી રાખતાં હતાં. બોલતાં હતાં. ચૂપ થઈ જતાં હતાં.

ભોજન પૂર્ણ થયું.

રાત ખાસી વીતી ચૂકી હતી. કદાપિ નીરસ ન થનારી સોહાગની એ પહેલી અમૂલ્ય રાત, વીતી ચૂકી હતી. કુંવર ભોજનું હૃદય થનગથનગથન થનગી રહ્યું હતું. એક, રાજપુત્ર. બે, ભર-ચુવાની. ત્રણ, રૂપસુંદરી સાથે એકાંત અને ચાર, પ્રથમ રાત. એટલે ભોજે મીરાંની જૂદી જ કલ્પના કરી હતી. મીરાંના શબ્દો અને મીરાંનો સંકોચ તેણે સામાન્ય સંસારીની જેમ કલ્પ્યાં હતાં... પરંતુ, બધું, બધું જ ફોકટ, નિરર્થક ! મીરાંએ જૂઠા હાવભાવથી કુમારની રસવૃત્તિ તીવ્ર ન કરી. રજવાડી શબ્દ વિવેકથી સ્વામિને આસ્માનમાં ન ઊડવા દીધો. ભોજન પહેલાં કુમારના ચરણસ્પર્શ કરી મીરાંએ કુમારની મોજડીયો કાઢી દૂર મૂકી પરંતુ તે પત્નીનો ધર્મ છે એ હિસાબે. ભોજન પછી મેંદી રંગેલા હાથે મીરાંએ કુમારને તાંબુલ આપ્યાં પરંતુ તે પત્નીનો ધર્મ છે એ હિસાબે.

મીરાંના અંબાર વેરતા રૂપમાં સર્વસ્વ ભૂલેલો યુવરાજ તેના ક્ષણિક નશામાંથી આખરે જાગૃત થયો. તેને પોતાનું પુરુષત્વ અને રાજપૂતી ખુમારી ઘવાએલાં જણાયાં. છતાં ય અંધપ્રેમે બુદ્ધિને એકદમ પાસે ન આવવા દીધી. મૃગજળ પછવાડે દોડતો મુસાફર પડે, જાગૃત થાય, પરંતુ લોભવશ થઈ પુનઃ દોડવા માંડે તેમ કુમારે મીરાંને તેની ગુપ્ત સુષુપ્તિમાંથી જાગૃત કરવા, થાકીને ફરી એક પ્રયત્ન કરી જોયો.

"મેવાડ નથી ગમતો લાગતો ?" તેણે વ્હાલથી પૂછયું:

"રાજસ્થાનના હૃદયને હતભાગી જ ઉવેખે." મીરાંએ એટલો જ મીઠો પ્રત્યુત્તર વાળ્યો.

" એટલે ?"

"મારવાડ ભુજાઓ છે તો મેવાડ, રાજસ્થાનનું હૃદય છે."

" મહિયરને ઉવેખો છો ?–કે, સાસરિયાની ખોટી પ્રશંસા કરો છો ?"

"ઘેર ઘેર જે કહેવાય છે તે કહું છું."

"કહો જ છો–માનતાં નથી." રાજકુમારે મીરાંને છંછેડવા પ્રયત્ન કર્યો.

"આપ એમ કાં બોલ્યા? મ્હારા હૃદય સુધી..."

મીરાં આગળ બોલતાં અચકાઈ.

"હું નથી પહોંચ્યો એમને?" કુમારે પ્રોત્સાહિત થઈ બોલવા માંડયું, "પરંતુ તમે પહોંચવા જ કયાં દો છો ?"

મીરાં ચૂપ રહ્યાં. શાંત કુમારને પોતાના શબ્દો અસ્પશ્ય બની ઊડી જતા જણાયા. તે થાકયો. મૂઢ બની વિચાર કરવા લાગ્યો. આટલી સુંદર, આટલી યુવાન ક્ષત્રિયાણી છતાં આટલી શાંત કાં–આટલી નિર્લેપ કેમ ? "

"તો પછી હું નથી...ગમતો લાગતો !" કુમારે નિરાશ થતાં કહ્યું.

"સૂર્યવંશી સિસોદિયા રાજકુમારને કોઇ અતિ ભાગ્યવંતી..."

"બસ, બસ, બસ–બસ. 'જે કહેવાય તે' કહો છો–માનતાં નથી. અને આટલું જાણવા માટે મારે પોતાને આપના હૃદય સુધી પહોંચવાની જરૂર પણ નથી." કુમાર વચમાં જ બોલી પડયો.

"હું આપને દુઃખ આપું છું ? મીરાંએ કુમાર સામે પ્રથમવાર સીધી નજર મેળવતાં પૂછ્યું. કુમારે તરત ઊંચે જોયું તો મીરાંની આંખમાં નિર્વિકાર–સરળતા હતી. સાચી વિજ્ઞપ્તિ હતી.

" જરા ય નહિ. " કુમાર ઝટ પાસે બેસી જતાં આશાભેર બોલ્યો.

"કહેવાય છે મેવાડીયો મીઠી મશ્કરી કરવામાં મશહુર છે એટલે મેં..." મીરાંએ શરમાઇ માથું નીચું નમાવ્યું. કુમાર હવે વધુ સહન કરવા અશક્ત હતો. તેણે ઝડપથી મીરાંને ઝાલી અને છાતી સરસી દબાવી.

મીરાંએ વિરોધ ન કર્યો.

પરંતુ એક પળમાં જ યુવરાજ ભોજનો જુસ્સો નરમ થઇ ગયો.

મીરાંના સ્પર્શે તેને લાગ્યુંઃ મીરાં પત્નીની ફરજ બજાવતી હતી. યૌવનની તાલાવેલી અને મીઠી બેચેની–ન હતાં, ન જ હતાં. તેને હવે ખાત્રી થઇ કે પોતાની અને મીરાંની વચમાં કોઇ ઊભું હતું. મીરાંમાં એ ઉત્તેજન ન હતું એ રંગ ન હતો.

કુમારે હળવે રહી મીરાંને પોતાના બાહુમાંથી મુક્ત કરી અને પુષ્પાચ્છાદિત, રત્નજડિત સોનૈયા પલંગમાં ધીમો નિશ્વાસ નાખી પડયો. મીરાં ઝટ પંખો લઇ પવન નાખવા માંડયાં.

ભોજને વધુ ખાત્રી થઇઃ મીરાં પત્નીનો ધર્મ બજાવતી હતી. 'જે કહેવાય' તે કહેતી હતી. 'જે સમજાવ્યું" તે કરતી હતી.

કુમારે થોડીક ક્ષણુમાં ઊંઘી જવાનો ડોળ કર્યો. મીરાં પતિના લટકતા પગ પથારીમાં હળવે રહી મૂકી ઊભી થઈ અને ગિરિધારીલાલના ખંડમાં ચાલી ગઈ.

તુરત જ કુમાર ઊભો થઇ ગયો. કોણુ હતું એ, જે મીરાં ને પોતાનાથી દૂર રાખતું હતું? કુમાર વ્હેમાયો હતો. પ્રેમનું એ ભયંકર સ્વરૂપ જાગૃત થયું. રે રે ! પ્રેમને આંખો અને જુવાનીને બુદ્ધિ હોત તો ?...

પલંગ પાસે આમથી તેમ ભોજરાજે થોડીવાર આંટા આર્યા કર્યા. સ્ત્રીચરિત્રની કેટલીક પુરાણુકથાઓ એકાએક તેના મગજમાં ઉભરાઇ જવા લાગી.

ઝડપથી માથા પાસે રાખેલો એક નાનો જમૈયો ભોજરાજે ખેંચી બાથમાં સંતાડયો અને દબાતે પગે શયનમંદિર તરફ વળ્યો તો...

મીરાં ગિરિધારીલાલના ચરણ આગળ માથું ઢાળી નિદ્રાવશ થયાં હતાં. બે ઘીની શમાઇઓ અજવાળું આપી રહી હતી. કુમારે ચીડાઇ આખા ખંડમાં નજર ફેરવી અને પછી મીરાંના ગિરિધારીલાલ તરફ જોયું.

જોયું, અને એક ડગલું પાછળ હટી ગયો.

નફફટ ગિરિધારી તેની સ્હામું જોઈ હસી રહ્યો હતો. કુમારે એક જ ક્ષણમાં જોઈ લીધું તેનો હરીફ કોણ હતો.

કુમારે એક દીર્ઘશ્વાસ નાખ્યો, થોડીવાર નિદ્રાધીન મીરાંના મુખને તે અવલોકી રહ્યો અને પછી ધીમે પગલે પોતાના પલંગ પાસે આવી, હૃદયમાં ધૂંધવાઇ રહેલા ક્રોધને કોણ જાણે શા કારણથી દબાવી, બેસી રહ્યો.

ના. ઊંઘ્યો નહિ.





## ૧૧ સ્વપ્ન—સત્ય

"છોડો, છોડો. મને છોડી દો !" છાતી સાથે એકદમ ભીંસાએલી મીરાંએ અકળાઈ જઈ કહ્યું.

"સુંદરીને કોઇ પકડે તે છોડી દેવા માટે નહિ." તે બોલ્યો.

"નિર્દય !" મીરાં બોલી.

"આજે ખબર પડી ?" તે બોલ્યો.

"કોઇ જોઇ જશે." મીરાં ગભરાઈ.

"જોવા દે !" તે હસ્યો, "જોનારાઓ એ સિવાય બીજું કંઇ કરી શકતા નથી."

"નિર્લજ્જ !" મીરાં બેબાકળી બની બોલી.

"હવે ખબર પડી ?" તે છંછેડતાં બોલ્યો." છટક જોઉં મારા હાથમાંથી..."

"એમ ! નિષ્ઠુર હું કોઈ દિવસ તમારું..."

એટલામાં તો તેણે હાથની પકડ છોડી દઈ મીરાંને હળવો ધક્કો માર્યો. મીરાં હાંફતી, જમીનપર પટકાઇ પડી. તે મોઢું ફેરવી બેઠો. મીરાં ધીમેથી ઊભી થઇ તેની પાસે આવી, બેઠી, અને તેના ખભા ઉપર મીઠા રોષથી હાથ મૂકયા. તેણે ગુસ્સેથી તેના હાથને દૂર કરવા ઝટકો માર્યો; પરંતુ મીરાંએ તેને વધારે જોસથી પકડ્યો. તેણે વધુ મોઢું ફેરવી લીધું. મીરાં સ્હેજ તેના મોંઢા આગળ નમી અને બોલી:

"પુરુષો આટલા રિસાળ અને ક્રોધી શા માટે હશે ?"

"તારા જેવી સુંદરીના આવી રીતે ખભે હાથ વળગાડવા."

મીરાં વીજળીની જેમ તેની પાસેથી ઊભી થઈ ગઇ. તેના સ્હામું જોયા વિના અને બોલ્યા વિના.

ગિરિધારી પણ ઊભો થઇ ગયો.

થોડીક ક્ષણ માટે ગિરિધારી મીરાંની પાસે ઊભો રહી જોવા લાગ્યો. મીરાંએ તેના સ્હામું ન જોયું. ગિરિધારીએ મોઢું મલકાવ્યું. ધીમે રહી પાછો નીચો બેસી ગયો. ધીમે રહી તેણે મોરલી કાઢી અને ધીમે રહી મોઢે મૂકી.

વેરણ મોરલી !

ત્રણ લોકને ય ચકડોળે ચઢાવનાર, ઋષિમુનિઓનાં વ્રત તોડનાર અને ઘેલી ગોપિકાઓને સાનભાન ભૂલાવી કૃષ્ણ પાસે ખેંચી-લાવનાર મોરલી ધીમે ધીમે વાવા લાગી. સંગીતના મીઠા સૂરે તાલ ઝીલાવા માંડયો. આસપાસ, પશુ, પંખી, ફૂલ, ફળો તાલ ઝીલવા માંડયા. પ્રત્યેક ચલિત વસ્તુઓનું હલનચલન તાલબંધ થવા માંડયુ. ક્રોધે ભરાઇ ઊભી થઇ ગએલી મીરાં તેમાંથી છૂટી ન શકી. ધીમે ધીમે મોરલીની ધૂનમાં તે પણ વહેવા લાગી. ડોલવા લાગી. સ્વત્વ ગયું, ક્રોધ ગયો, ક્રોધમાં છૂપાએલો પ્રેમ

પ્રકટ થયો. તેના હૃદયની એકેએક રક્તવાહિની, એકેએક ઊર્મિ તેના કંઠ ભણી આવવા લાગ્યાં—કંઠ છૂટયો. આંખો બંધ કરી ડોલતી મીરાં ગાવા લાગી ઊભાં ઊભાં નહિ. ડોલતાં ડોલતાં, નાચતાં નાચતાં:

**તો સોં લાગ્યૌ નેહ રે પ્યારે નાગર નંદ–કુમાર !**
**મુરલી તેરી મન હરયૌ, બિસરયૌ ઘર–બ્યૌહાર ॥તોસોં॥**

**જબતેં શ્રવનનિ ધુની પરી, ઘર આગણા ન સુહાય !**
**પારધિ જયૂં ચૂકૈ નહિં, મ્રિગી બેધી દઈ આય ॥૧॥**

**પાની પીર ન જાનઇ જયોં, મીન તડફ મરિ જાય !**
**રસિક મધુપકે મરમકો નહીં, સમુજત કમલ સુભાય ॥૨॥**

**દીપકકો જો દયા નહિ, ઉડી ઉડી મરત પતંગ**
**મીરાં પ્રભુ ગિરિધર મિલે જૈસે પાણી મિલિ ગયો રંગ ॥૩॥**

ગિરિધારી મ્હાત્ થયો. મોરલી બંધ કરી ગાતી મીરાંને તેણે ઉમળકાથી પકડી લીધી.

"સખી કેટલું મીઠું તું ગાય છે ?"

"તારી મોરલીને લઇ—સખે ! " મીરાં મસ્ત બની બોલી.

"મોરલીને લઈ તું મીઠું ગાય છે કે તારે લઇ મોરલી મીઠી વાગે છે ?

"મને ન પૂછ."

"કાં ?"

"તારી પાસે આવ્યા પછી હું બધું ભૂલી જાઉં છું..."

"એક વાત નથી ભૂલતી !"

"કઇ ? ન મળવાનું ?"

"ના, લઢવાનું."

"એ તો સ્ત્રીઓનો સ્વભાવ છે. સ્ત્રી ન લઢે તો પુરુષ સુધરે કેમ ?"

"ત્યારે, મને સુધારવા આ બધું છે?" કનૈયાએ મીરાંને ચૂંટી ખણતાં કહ્યું.

"હા અને હજાર વાર હા." મીરાંએ જરા ખસી જતાં કહ્યું.

"મતલબ કે પુરુષો વાંકા છે."

"તું તો છે જ. બોલતે વાંકો. ચાલતે વાંકો. સમજતાં વાંકો. સમજાવતાં વાંકો. કનૈયા તને સુધારવા કેટલી સખીઓએ પોતાનાં જીવન વ્યતીત કર્યાં? પરંતુ તું—વાંકો તે વાંકો."

"એટલે, હવે તું સુધારવા આવી છે, એમ ને?"

"બચપણથી તો મથી રહી છું છતાં હજી તું...અરે કનૈયા! ખરેખર તું કેટલો મોટો થઇ ગયો છે!"

"અને તું? જાણે છે કેટલી મોટી થઇ છે?"

"હાં રે! બહુ મોટી થઈ ગઈ છું, નહિ? મને નથી ગમતું..."

"કાં?"

"મને લાગે છે તું મારાથી દૂર દૂર થતો જાય છે."

"સાસરે આવેલી છો ને? થાય જ."

"તે હું જ પહેલી થોડી સાસરે આવી છું? રાધા ન હતી? અન્ય સખીઓ સાસરે ન હતી? તેમનાથી તો તું દૂર ન રહ્યો!"

"હું કોઈનાથી દૂર નથી રહેતો."

"આ હા હા!" મીરાં કટાક્ષમાં બોલી ઊઠી.

"સખી! મનથી મને દૂર માનનારાના હૃદયની હું વધારે નજીક હોઉં છું."

"અરે રે! તું ન જ સુધર્યો! તારું બોલવું હું કયારે સમજીશ? નાનો હતો ત્યારે પણ જે બોલતો હતો તે ન્હોતી સમજતી. હવે મોટો થયો..."

"કહે કે જુવાન થયો છું"

"જવાન થયો છે તો યે જે બોલે છે તે નથી સમજતી. ગિરિધારી ! તું શું છે ?"

"આ મારી મોરલી જોઇ ?—તે છું. તેવો છું. વગાડો તો સંગીતના સૂર, ન વગાડો તો છિદ્રવાળું લાકડું."

"પણ હું તો તારી મોરલી સાંભળી શકું છું."

"એટલે જ તું મને જોઇ શકે છે." કનૈયો વ્હાલથી તેના હાથ પકડી બોલ્યોઃ

"જ્યારે તું મોરલી નહિ સાંભળી શકે ત્યારે હું દેખાઇશ પણ નહિ"

"ના, ના, સખે ! ના. એમ ના બોલ. મને ન છોડીશ કનૈયા ! આપણે તો બાળપણાનાં સાથી, બચપણથી સાથે ઉછર્યાં..."

કનૈયો હસી પડયો, એકદમ જોસથી. અને એકાએક તેણે મોરલી મોંઢે મૂકી. સૂરો હવામાં ગૂંજતાં જ મીરાંના શરીરમાં વિદ્યુત્ સંચાર થયો. હૃદયને વીંધતી મોરલીએ તેની આંખમાં આંસુ આણ્યાં અને કદંબના ઝાડ નીચે બેઠેલા કનૈયાના પગમાં બેસી પડી........

**સાંવરા મ્હારી પ્રીત નિભાજયો જી ॥**
**થે છો મ્હારા ગુણ રા સાગર**
**ઔગણ મ્હારૂં મતિ જાજયો જી ।**
**લોકન ધીજૈ (મ્હારો) મન ન પતીજૈ**
**મુખડારા સબદ સુણાજયો જી ॥૧॥**
**મૈં તો દાસી જનમ જનમકી**
**મ્હારે આંગણ રમતા આજયો જી ।**
**મીરા કે પ્રભુ ગિરિધર નાગર**
**બેડા પાર લગાજયો જી ॥૨॥**

કનૈયો વહાલથી ગાતી મીરાં પાસે બેસી ગયો અને બોલ્યોઃ

"મીરી તને આવું ગાતાં કેમ આવડે છે?"

"ગોપાલ તને આવું વગાડતાં કેમ આવડે છે?"

"તું છે એટલે"

"હું પણ તારી નિકટમાં હોઉં છું ત્યારે જ ગાઇ શકું છું. ખબર નથી પડતી કેમ ગાઉં છું–ગવાઇ જ જવાય છે. મને ભાન આવે છે ત્યારે ગીત પૂરું થઇ જાય છે. લુચ્ચા! તું જ ગવડાવે છે અને તું જ પૂછે છે."

"સાસરામાં ગાતી રહેજે."

"તને મારા સાસરિયાંની આટલી કેમ ચિંતા થાય છે?"

"જો પાછી ગુસ્સે થઇ?"

"તારાથી તો હાથ જોડયા."

"માત્ર શબ્દો. જોડતી તો છે નહિ."

"લે!" મીરાંએ ધબ દઇ હાથ પછાડયા. કનૈયાએ ઉછળી તેને ચૂમી લીધા. મીરાંએ તરત ખેંચી લીધા અને આંખોને ખૂણેથી ગંભીર બની જોઈ રહી. કનૈયો પાસે આવ્યો. મીરાંએ મોઢું ફેરવી લીધું.

"ગાઇશને સખી?"

મીરાંએ તેના ભણી જોયા વિના 'ના' માં માથું ધુણાવ્યું.

"કેમ?" અવાજ કાઢયા વિના હળવે રહી મીરાં તરફ ઢળતાં કાનુડો બોલ્યો.

"તું નથી ત્યાં અવાજ જ નથી નિકળતો." કનૈયા સામું જોયા વિના, અવાજ કાઢયા વિના મીરાં બોલી.

"પણ હમણાં તો પાસે છું–અવાજ કેમ નથી નિકળતો" કનૈયાએ અવાજ કાઢયા વિના પૂછ્યું.

મીરાં હસી પડી, પછી ગંભીર થઇ બોલી "ગિરિધારી! શું કરું?"

"શાનું" અવાજ બદલી કનૈયો બોલ્યો.

"કોઇ કોઇના પછવાડે ગાંડુ બને તો શું કરવું?" હજુ ય સામું જોયા વિના મીરાં બોલી.

"હું શું કરું છું હમણાં? તું તે કર."

"મને ન ચીડાવ." છંછેડાઇ મીરાં બોલી.

"હું નથી ચીડવતો."

"તો પછી?" મીરાંએ આંખો ફેરવી તેની રહામું જોયું.

"કોઈના પ્રેમની આડે આવવું પાપ છે."

કનૈયો મીરાંનો હાથ પકડી ચાલવા માંડયો અને બોલ્યો.

"પ્રેમ એટલે?" મીરાંએ સાથે ચાલતાં ચાલતાં તોફાની ગિરિધારીને પૂછ્યું.

"પ્રેમ એટલે મીરાં. પ્રેમ એટલે ભોજ."

"મેં પાપ કર્યું છે કનૈયા–હું એમને પરણી છું."

"તેં એક પ્રેમીની જિંદગી બચાવી છે–હવે એને સંભાળ."

"પરંતુ કેમ સંભાળું?"

"મને સંભાળે છે તેમ."

"હું તને પરણી છું."

"અને તું એને પરણી છે"

"પરણાવી છે. મેં પાપ કર્યું છે."

"તેં પૂણ્ય કર્યું છે."

"એ સારા છે. કુલીન છે. વીર છે. પરંતુ એ શું ઇચ્છે છે એની મને સમજણ નથી પડતી."

"પડશે."

"હું તેમને દુઃખી તો નથી કરતી?"

" પ્રેમીને પ્રિયતમાનાં દુ:ખ જ સુખ છે." એક નાની શીતળ ટેકરી પર ઊભાં રહેતાં કનૈયો બોલ્યો અને ગુલાબનું એક તોડેલું ફૂલ તેના અંબોડામાં મૂકી બીજું ફૂલ લેવા નીચે વળ્યો. મીરાંએ તેના બે ખભા પકડી પોતાના ભણી ફેરવતાં કહેવા માંડયું.

"તને પગે પડું છું. મને સમજાવ–હું શું કરું ?"

કનૈયો ફૂલ તોડવામાં જ રોકાઈ રહ્યો. મીરાં ચીડાઇ બોલી:

" સાંભળે છે ? નિર્દય–હું દુ:ખી છું, થાકી છું."

"બસ ? તું થાકી ગઇ ?" એટલું કહી મસ્તીખોર ગિરિધારી એક ફૂલને મીરાંના મોઢા પર હળવે રહી મારી ઉતરવા માંડયો.

" ના. ના. નથી થાકી," મીરાં તેની પૂઠે દોડતી તેને પકડવા મથતી બોલવા માંડી " સાંભળ, ઊભો રહે–સખા, પ્રિતમ ! નાથ ! કનૈયા ! ગિરિધારી ! ગિરિધારી ! "

મીરાં જેમ જેમ ગભરાઈ બૂમો પાડતી દોડવા લાગી તેમ ગિરિધારી આગળ ને આગળ દોડતો ગયો છેવટે કદંબના ઝાડ નીચે તે ઊભો રહી ગયો. મીરાં, દોડતી, હાંફતી, રોતી...બોલતી બોલતી તેના પગ પકડી બેસી ગઇ...અને આંખો મીંચી દીધી.

થોડીવાર શ્વાસ લઇને, મીરાંએ આંખો ઉઘાડી.

ગિરિધારી હસતો હસતો, હંમેશ મુજબ ઊભો હતો.

મીરાંએ ચમકી તેની બાજુમાં જોયું તો......આરતી વખતે દેખાયા હતા તેમ, ભોજના પગ દેખાયા. તેણે તુરત ઊંચે નજર કરી. આંસુ ભરી આંખોમાંથી તેને ઝાંખી ઝાંખી ભોજની આકૃતિ જણાઇ.

થાકેલી મીરાંએ વધુ બોલ્યા વિનાં પતિના પગમાં માથું નમાવી દીધું.

નિદ્રામાં સખા, પ્રિતમ, નાથ વગેરે શબ્દો સાંભળી ક્રોધ અને વ્હેમથી આકુળ વ્યાકુળ થઈ ઉભેલો ભોજ, મીરાંના છેલ્લા શબ્દો કનૈયા...ગિરિધારીથી શાંત પડી ગયો હતો. મીરાંના ચરણુ સ્પર્શે પાગલ પ્રેમીને વિહ્વળ બનાવી મૂકયો. તેણે મીરાંને હલકા હાથે ઊભી કરી. નત મસ્તકે ઊભી રહેલી મીરાંનું મોઢું ભોજે ઊંચુ કર્યું.

મીરાં બોલી નહિ.

ભોજ પણ બોલ્યો નહિ. તેણે ધીમે રહી પોતાના શેલાના છેડાથી મીરાંની આંસુવાળી આંખો લુછી અને ચાલવા માંડયો.

મીરાં સ્તંભીત થઈ તેને જોઇ રહી. શું પોતે રડતી હતી ?

તો નહિ ?

ગિરિધારી ચાલ્યા જતા ભોજ અને ઊભી રહેલી મીરાંની પીઠ પાછળ હસતો હસતો ઊભો હતો.

એ જ, નફ્ફટ હાસ્ય.





## ૧૨ તમે દુઃખી છો?

"હાથ જોડયા ભાઈ, આ જોગમાયાને! બે મહિના થયા પરંતુ મારી વા'લી આમથી તેમ થતી નથી." ઉદાએ નવી નવી આવેલી પોતાની સૌથી નાની ભાભી, વિક્રમની વહુને બે હાથ જોડી કહ્યું.

"ગયા જનમની કોઈ ભૂલી પડેલી ગોપિકા છે." મીરાંને મ્હેણું મારતાં મરડાઈમાં નાની ભાભી બોલી, "યુવરાજને તો તેમણે આંધળા કર્યા જ છે–હોય; પરંતુ આજે યુવરાજ છે તો કાલે રાજકુટુંબ અને પરમે સમસ્ત મેવાડી વીરોનાં હથીઆરો નીચે મૂકાવી દેશે–એવી મહામાયા છે."

"ભાભી! જરા હળવે બોલો." ઉદાએ ધીમે અવાજે ભાભીને કહ્યું.

"તે હું ક્યાં બોલું છું?–તમારા ભાઇ કહે છે."

"વારુ બીજું શું કહે છે?" જાણે પટાવીને વાત કઢાવતી હોય તેમ ઉદાએ નાની ભાભીને મીરાં–ભોજ વિષે પૂછ્યું.

"તમારા ભાઈ કહે છે કે મેવાડી રજપૂતોના હાથમાં યુવરાણી, થોડાક જ વખતમાં એક એક તુલસીમાળા આપશે અને પછી ગિરિધારીગોવિંદાનાં ભજન યુવરાજને પડખે રાખી ગાશે..."

"અને નાચશે..." ઉદા વચમાં જ બોલી ઊઠી "જેમ હમણાં કોઈ કોઈ વાર ગિરિધરગોપાલની પૂજા કરતાં મેડતીજી નાચે છે તેમ, નહિ?"

"એ તો તમે જાણો ને તમારા ભાઈઓ" નાની ભાભીએ પોતાના એકાન પર હાથ મૂકી નિર્દોષતાનો અભિનય દર્શાવતાં કહ્યું, "પરંતુ–કદાચ એમ જ હશે તો......."

"તો?" ઝીણી આંખે ઉદાએ પૂછ્યું.

"તો પરદેશીઓ અને તુરકડાઓ હરિગુણની ધૂન સાંભળી રણક્ષેત્ર છોડી જીવ લઇ ભાગી જશે અને દિવાનજીના ઇકોતેર પેઢી મીરાંબા તારશે!"

"ઓહ! વિક્રમભૈયા એમ કહેતા હતા?" નાની ભાભીને રમાડતાં ધીમો અવાજ કરી દેતાં મસ્તીખોર ઉદા બોલી.

"ના આ શબ્દો તો બાએ કહ્યા હતા."

"ભઈ મેડતીનું કંઇ કહેવાય નહિ! ગિરિધર ગોપાળ જેના સબકુછ છે તેને શું કહેવાય! અલી ભાભી! કાલથી તું ય ગિરિધારીલાલને પૂજવા માંડ. તું ય ઇકોતેર પેઢી તારીશ."

"તો બહેન બા, તમે તમારા સાસરિયાંની ઇકોતેર પેઢી તારવા નથી ઇચ્છતાં? તમારા માટે ય એક માળા મારા ભેગી લેતી આવીશ." ઉપર મુજબ અજ્ઞાનતાનો અભિનય કરતાં નાની ભાભી બોલી

"એ ભાભી! આ મીરાં નથી હોં! આ તો છે ઉદા. બગડીને બગડી તો દાટ વાળી દઈશ." દાંત કચકચાવી ઉદા બોલી.

"ના રે નણંદ બા, હું ક્યાં કહું છું? હું તો તમારા જ બોલેલા શબ્દો બોલું છું. પરંતુ..." નાની ભાભી ડરી જતાં બોલી.

"પરંતુ શું?" નાની ભાભી સ્હેજ ધમકીભર્યાં અવાજે બોલી.

"પરંતુ તમારે બોલવું જ હોય તો તમારા ભાઈઓ કાં નથી? અરે, યુવરાજને જ કહોને?"

"શું કહું?" ડોળા કાઢતી ઉદા બોલી.

"શું કહું?...તમને ખબર નથી?" ઉદા કરતાં વધારે આંખો કાઢતી નાની ભાભી બોલી "અરે કહેવા જેવું તો તેમને જ છે. રાજદરબાર ખળભળી ઊઠયો છે, રાજમહેલ કળકળી ઊઠયો છે ને તમને કંઈ જ ખબર નથી?"

"પણ છે શું મને કહો તો ખરાં?"

"યુવરાજે ભાભી માટે રાજમહેલની વચોવચ ગિરિધારીલાલ માટે એક નાનકડું મંદિર બાંધવા આજ્ઞા કરી છે."

"શું કહે છે તું?" ક્રોધથી બંધ થઈ ગએલા અવાજે ઉદા બોલી પડી "હું શું સાંભળું છું? હું ખરેખર સાંભળું છું? ભાભી, ઝટ બોલ, રાજમાતાને ખબર છે? તેઓ કંઇ ન બોલ્યાં?"

"નણંદ બા રાજમાતાને બોલતાં સાંભળીને તો હું તમારી પાસે આવી છું."

"મા બોલ્યાં? કેવળ, બોલ્યાં?"

"બહુ બોલ્યાં, બહેનજી, દિવાનજીની આગળ રાજમાતા ઘણું બોલ્યાં-રડયાં. કહે કે કુલ દેવતાને ન નમનાર નવવધૂ માટે મંદિર બંધાવવાની આજ્ઞાનો આપ વિરોધ કેમ નથી કરતા? પરંતુ દિવાનજી હસીને રાજમાતાને કહેવા લાગ્યા કે ગોપાલજી ભલેને આપણા મહેલની વચ્ચો વચ્ચ નાનકડા મંદિરમાં પૂરાઈ રહે! જ્યાં કૃષ્ણ ત્યાં વિજય છે!"

"શું કહે છે ભાભી! તું શું કહે છે? દિવાનજીએ એમ કહ્યું? અને હું, એમની દીકરીને, કંઇ જ ખબર નથી? વારુ, વિક્રમ-ભાઇએ શું કહ્યું?"

"એ તો હજુ ય કહી રહ્યા છે કે યુવરાજ મુહૂર્ત વખતે હાજર નહોત તો પોતે સ્વહસ્તે તે મંદિરનો પાયો તોડી નાખત."

"ઊભી રહે ભાભી. કાં તો તારી ડાગળી ચસકી ગઈ છે કે કાંતો મારી ચસકી છે. હું આ શું સાંભળી રહી છું? મારા પિતાના મહેલમાં મંદિરનો પાયો નંખાય ને મને જ ખબર નહિ? હેં ભાભી, ખરેખર પાયો નંખાયો!"

"એટલે તો કહું છું! આપણે બધાં કંઇ કહીએ-કરીએ નહિ, એટલા માટે યુવરાજે પૂર્વ તૈયારીઓ કરી રાખી હતી અને શુભ મુહૂર્ત આવતાં દિવાનજીને હાથે જલ્દી મંદિરનો પાયો નંખાવી દીધો."

"અને મારો વિક્રમભાઇ?"

"એ પાછળથી આવ્યા—પરંતુ ઠીક વખતસર આવી પહોંચ્યા હતા. વખતસર ન આવી પહોંચ્યાં રાજમાતા, એટલે તો કહું છું કે રાજમાતાએ પોતાને જણાવ્યા વિના પાયો નાંખવા ભારે ઉકળાટ કર્યો; પરંતુ દિવાનજી હસીને બોલતા રહ્યા કે ધર્મના કાર્યમાં ઢીલ ન શોભે. શુભ મુહૂર્તને ન વહી જવા દેવાય."

"આ હા હા હા! ના, મને કંઇ થઇ ગયું છે—કે, રાજ-મહેલને કંઈ થઈ ગયું છે? મારા પિતાજી અને મારા ભાઇ મંદિરો ઊભાં કરે ને મને, ઉદાને, એ બધાંની લાડલીને, કંઇ ખબર જ નહિ? ના રે ભાભી! ના, ના. બધાંને કંઇ જરૂર થઇ ગયું છે...હેં ભાભી! વારુ એ તો કહો યુવરાજ ભાભી પર આટલા પ્રસન્ન કેવી રીતે થઇ ગયા?"

"એ પ્રસન્ન થયા હોત તો તો વાત જ શું હતી? આ તો યુવરાણીને પ્રસન્ન કરવા એ મથી રહ્યા છે."

ઉદા માથે હાથ દઈ બેસી ગઈ. પોતાને અજ્ઞાન રાખવાના અપમાનથી તેની આંખમાં આંસું આવું આવું કરી રહ્યાં હતાં. થાકેલા અવાજે છેવટે તે બોલીઃ

"ભગવાન્ જાણે મારા મોટાભાઇ આવા કેમ પાક્યા?"

"એ તો તમારા હૃદયમાં સળગ્યો નથી એટલે શું સમજો?"

તુરત પાછળથી કોઇનો જવાબ આવ્યો. ઉદા ચમકી ઊભી થઇ ગઇ અને પૂંઠ વાળી જોયું તો તેની બીજી ભાભી, રત્નસિંહની વહુ, ટાપશી પૂરી ઊભી રહી હતી. તેના હોઠના ખૂણે હજુ મલક મલક હાસ્ય બાઝી રહ્યું હતું.

"શું સળગ્યો નથી મોટી ભાભી?" ભ્રકુટી ચઢાવી ઉદા બોલી.

"પ્રેમ, નણદલ બા પ્રેમ! જેના હૃદયમાં પ્રેમ નથી સળગ્યો તેને શું સમજણ પડે? હું તો તમારા ભાઇને રોજ કહું છું કે ખરો પ્રેમ મોટાભાઇનો કે પરણ્યાને આવે છ મહિના થયા અને એક દિવસ પણ સ્હામું નથી જોયું છતાં યુવરાજ મેડતીજીની પાછળ પાગલ ને પાગલ! આજે મંદિર બંધાવી આપ્યું. ગઈ કાલે નવલખો હાર......"

"ઊભાં રહો મોટાં ભાભી! મને બેસવા દો. મને ધીરેથી સમજી લેવા દો. ગઈ કાલે મારા સૌથી મોટાભાઇએ મારી સૌથી મોટી ભાભીને નવલખો હાર જે ખાસ મારા માટે તૈયાર થતો હતો તે ભાભીશ્રીના ગળામાં નાખ્યો?"

"હા, જી. હા. તમારા અને મારા માટે ફરીથી ઘડાશે." નાની ભાભીએ કહ્યું.

"એમ વિક્રમભાઈ કહેતા હતા?" ઉદાએ નાની ભાભીને દાંત ચીપી પૂછ્યું.

"ના. એમ તમારા મોટાભાઇ કહેતા હતા" ઉદાથી મોટા પોતાના પતિ રત્નસિંહને ઉદ્દેશી મોટી ભાભી બોલી.

ઉદાને હજુ પોતાની બન્ને ભાભીઓના શબ્દોમાં વિશ્વાસ ન્હોતો આવતો. તે આમથી તેમ ફરવા માંડી અને અર્ધું પોતાને અને અર્ધું પોતાની ભાભીઓને ઉદ્દેશી યુવરાજ યુવરાજ્ઞી વિષે બોલવા લાગી.

"...પરંતુ મોટાભાઇ મારા માટે જ ઘડાવેલો હાર એમ ન આપી દે. પંદર દિવસથી તો યુવરાજે મેડતીજી સાથે અબોલા લીધા હતા. તેની પહેરેગીર ભગતડી પદમાએ આકરા સોગંદ પર મને કહ્યું હતું કે, ગઈ કાલ સુધી ભાઈ તેમના શયનમંદિરમાં અને ભાભીશ્રી ગિરિધારીના ચરણમાં મૃગચર્મ પર સૂતાં હતાં... ...તો પછી આ...આ નવલખો હાર ભેટ અપાયો કેવી રીતે?"

"નણંદબા એને જ કહે છે પ્રેમ..." મોટીભાભી મરડાટમાં બોલી.

"ધુંવાડિયો?" ઉદાએ દાંત કચકચાવી કહ્યું.

"હા." મોટી ભાભીએ જવાબ આપ્યો. "ધુંવાડિયો પ્રેમ હોલવાય નહિ, ધુંવાડા નાખ્યાં કરે અને અંતે પ્રકટે."

"મોટાં ભાભી ય મહાચાલાક છે" નાની ભાભી સ્હેજ પ્રશંસા કરતાં બોલી, "યુવરાજે અબોલા લીધા; પરંતુ તેમણે ન લીધા. એ તો રોજ બોલતાં હતાં તેમ બોલતાં રહ્યાં. ભોજન સમયે પંખો લઇ હાજર, સુવા સમયે પંખો લઈ હાજર, સ્નાનવિધિ પછી કેસરિયાં દૂધ લઇ હાજર, વાળુ પછી તાંબુલ લઈ હાજર. પરંતુ, રીત એક જ. જલકમલવત્! પાણીમાં જ જીવે પણ પાણીથી અલગ."

"કેવી નફ્ફટાઇ." ઉદા ભીંસેલા દાંતે બોલી.

"અને છતાં લોકો 'નફ્ફટ' કમળને શંકરને માથે ચઢાવે છે." મોટી ભાભીએ બળતી ઉદાને બાળવા કહ્યું.

"બધાંને નફ્ફટ વસ્તુ જ વધુ ગમે છે." નાનીએ ધી પૂર્યું. "એમ ન હોય તો પોતે જ અબોલા લઇ પોતે જ નવલખો હાર આપવા કેમ જાય?" મોટીએ ધુંવાડાને ખંખેર્યો:

પરંતુ ઉદા ભડકો ન થઇ, ધુંધવાતા ક્રોધે બોલીઃ

"ભાભી નવલખો હાર ગયો તો ભલે ગયો, મારે તો બીજો ઘડાઈ રહ્યો હશે; પરંતુ મોટાભાઇએ મંદિરનું કેમ, શી રીતે, માની લીધું ? બોલ."

"અને માન્યા પછી ય શું ? મેરુ ચળે પણ મીરાંબા ન ચળે." નાની બોલી.

"મીરાંભાભીએ શું કર્યું ?" ઉદાએ એકદમ ઝીણી આંખ કરી પૂછ્યું.

"મીરાંભાભીએ નવલખો હાર તો સ્વીકાર્યો; પરંતુ સ્વીકારી, હારને ગિરિધારીના ગળામાં નાખી દીધો."

"પછી યુવરાજે શું કર્યું ?" ઉદાએ ઉત્સુકતાથી પૂછ્યું.

"યુવરાજ અતિશય ક્રોધમાં ચાલવા લાગ્યા."

"પછી ?"

"ઉસ્તાદ મેડતીજીએ દોટ મૂકી યુવરાજના પગ પકડી લીધા. પત્ની પતિના પગ પકડે એ તો સરસ વાત છે; પરંતુ જેવી રીતે તેમણે પકડયા, શું કહું નણંદબા......"

"પછી, ભાભી પછી ?"

"પછી તેઓ શું બોલ્યાં અને તેઓ શું બોલ્યા તે હું સાંભળી શકી નહિ."

"કેમ ?"

"હું કયાં પાસે હતી ? બહુ છેટેથી જોતી હતી."

"તો છાનેમાને ભાઈ–ભાભીની વાતો તમે સાંભળ્યાં કરો છો ?"

"ઉદાબા જે પૂર્વની બારી પાસે હંમેશાં ઊભાં રહી તમે સાંભળો છો તે જ બારી પાસે હું ઊભી હતી ! મને શું સંભળાય ?"

"વારુ, વારુ. જોયું તો હતું ને ! પછી શું થયું ?" ઉદાએ હોઠ દબાવી ઝેરી આંખે નાની ભાભીને પૂછ્યું.

"પછી ?–યુવરાજ બેસી ગયા. પછી તમારા ભાઇના કથન પ્રમાણે પ્રેમમાં સાવ આંધળા બનેલા યુવરાજે યુવરાંજ્ઞીના હાથ પકડી લીધા...અભિનયખોર એ ઘેલી મેડતીજીનાં તેઓ આંસુ લૂછતા દેખાયા...અને...આજે ખબર પડી કે મેડતીજી માટે મંદિર કરી આપવા રાજમહેલનાં બધાંને ય યુવરાજે બાજુ પર મૂકી દીધાં."

"મીરાં ભયંકર છે." ઉદા ભડકો થતાં બોલી ઊઠી.

"ક્યારે ન હતી ?" મોટી બોલી.

"અરે કુલાંગાર છે કુલાંગાર, ગિરિધારી પાછળ આખા રાજકુલને બરબાદ ન કરે તો મને કહેજો." નાની બોલી પડી.

"મારા ભાઈ એમ કહેતા હતા–નહિ ?"

"ભઇ હા. હા. કંઈ મારેથી થોડું કહેવાય છે ? પરંતુ જો જો. મીરાંબાલીને ભોળી, ઘેલી, ગાંડી, ભગતડી ન સમજતાં. આ મૂળ બહુ ઊંડાં છે."

"મોટાભાઇ દુ:ખી છે, નિરાશિત છે. એ જે કંઇ કરે છે તેનું પરિણામ ભયંકર છે. મેડતીજી સમજે છે શું ?"

એટલું કહેતાં કહેતાં બેઠી ગએલી ઉદા ઊભી થઇ ગઈ અને મીરાંની મેડી તરફ જોસભેર ચાલવા માંડી.

"સંભાળજો નણદલ! ક્યાં તમને ગિરિધારી–ગોપાલની ચેલકી ન બનાવી દે." મોટી બોલી.

ઉદા એકદમ ઊભી રહી. પછી ધીમે રહી મોટીભાભી તરફ ત્રાંસી આંખો ફેરવી બોલી: "ભાભી શા હું મારવાડી નથી, મેવાડી છું." રાઠોડી લોહી જેના શરીરમાં વહે છે એવી મોટી ભાભીને એટલું મ્હેણું મારી ઉદા ચાલવા માંડી.

ભાઇના શયનગૃહ પાસે આવી પહોંચતાં ઉદા લપકીને એક બાજુ થઇ ગઈ કુંવર ભોજરાજ જોસભેર અંદરથી બહાર નિકળ્યા અને રાજદરબાર તરફ ચાલવા માંડયા. જેટલા જોરથી તેમના પગ

જમીન પર પછડાતા હતા, જે ગુસ્સાથી તેમના હોઠ સ્હેજ અંદરની બાજુ વળ્યા હતા, જે ક્રોધથી તેમણે ઘોડા પર સવાર થતાં ખાસદારને તમાચો માર્યો, અને જે ઝડપથી તેમણે ઘોડો ભગાવ્યો એ બધું, ડરી ડરીને છૂપાતી લપાતી જોતી ઉદાને ભયંકર દેખાયું. ભાભીના મીઠા માદક કોયલ ટહૂકાઓને બદલે એણે વિપરીત વાત જોઇ. એનું હૃદય એક પ્રકારનો ભય, આનંદ અને સંતોષથી ભરાઇ ગયું. એને લાગ્યું ભાઈ હજુ સંપૂર્ણ પારકી-જણીના હાથમાં ન હતો.

ઉદા બિલકુલ સ્વસ્થ બની અને મીરાંબાના આવાસમાં પેઠી.

પેઠી અને આભી બની જોઇ રહી.

મીરાંબા ફૂલનો નાનો ચંદરવો ગૂંથી રહ્યા હતાં. ગૂંથી રહ્યાં હતાં અને ગાઈ રહ્યાં હતાં. ઉદા ફિક્કું, ખોટું, બનાવટી હસતી હસતી ધીમે ધીમે મીરાં પાસે જઈ બેઠી.

**મ્હાંરી સુધ જ્યૂઁ જાનો જ્યૂઁ લીજો ॥**
**પલ પલ ઊભી પંથ નિહારૂઁ, દરસણ મ્હાંને દીજો**
**મૈં તો હૂઁ બહુ ઔગુણવાળી, ઔગણ સબ હર લીજો ॥**
**મૈં તો દાસી થાંરે ચરણકઁવલકી, મિલ બિછડન મત કીજો**
**મીરાકે પ્રભુ ગિરધર નાગર, હરિ ચરણાઁ ચિત દીજો ॥**

"કેટલું મીઠું ગાઓ છો ભાભી શા ! મ્હાંરી સુધ જ્યૂઁ જાનો જ્યૂઁ લીજો ! મારા ભાઇ પાસે પણ આમ જ ગાઓ છો કે ?" જૂઠું હસતાં ઉદા બોલી.

"એમને આ ભજન બહુ જ ગમે છે" મીરાં સ્હેજ શરમાતાં પરંતુ ઉત્સાહભર્યા અવાજે બોલ્યાં, "અબઘડી સાંભળીને ગયા -મને ખાસ સંભળાવવાનું કહ્યું હતું."

"તેમાં આટલો ક્રોધ ચઢયો હતો." ફૂલની ચાદરને આંગ-ળીએથી રમાડતી ઉદા બોલી. એના શબ્દોમાં સાપનો દૂરથી આવતો ફૂંફાડો હતો. મીરાંબા ચમકી પડયાં.

"ક્રોધ ચઢ્યો હતો ? એમને ? અહિંથી તો હસતા હસતા ગયા......"

"આપે કોઇ દિવસ, એક પણ વખત એમની આંખોમાં ધારીને જોયું છે ? એમના હસતા હોઠ પર એક વખતે ય નજર ફેરવી છે ? એમના હૃદય પર એક વખતે ય હાથ મૂકી ધબકારા સાંભળ્યા છે ? ભાભી હું તમારા જેટલી સંસારથી વિરક્ત નથી. પરંતુ બેહાથ જોડીને કહું છું–સાંભળશો ? હમણાં જ યુવરાજ ક્રોધે ભરાઇ શયનમંદિરમાંથી ચાલ્યા જતા મને સ્હામા મળ્યા. જે યુવાન શયનમંદિરમાંથી હસતો હસતો બહાર આવે પરંતુ ઉંબરાની બહાર પહેલો પગ મૂકતાં જ અતિશય ક્રોધથી ચાલવા માંડે તેના હૃદયમાં કેટલું દુઃખ હોવું જોઇએ ?"

"તમે શું કહી રહ્યાં છો ઉદા બા ? હસતાં હસતાં તમારા ભાઇ મને ફૂલો આપી રહ્યા હતા અને હું ગાઇ......"

"ભાભી" ઉદા વચમાં જ બોલવા માંડી "જે યુવાનના હાથમાં હંમેશાં તલવાર જ રમતી હોય તેના હાથમાં ફૂલો રમવા માંડે, ઘોડાની પીઠ પરજ બેસી રહેનાર વીર સુંવાળી ગાદીઓ પર બેસી એકીટશે પત્નીને જોતાં તેને ફૂલો આપતો રહે, ક્રોધને હાસ્યમાં અને હાસ્યને ક્રોધમાં એક જ ડગલામાં જે યુવક ફેરવી દે તો તેને શું સમજવું ? જેટલો પ્રેમ મારા ભાઇ તમારા પર રાખે છે તેટલો પ્રેમ તેમણે પત્થર પર રાખ્યો હોત તો તેય બોલતો થયો હોત. તેમના હૃદયને શાંતિ અને મનને ચેન નથી. તેઓ દુઃખી છે. બહુ, બહુ દુઃખી છે. એક રજપૂત પુરુષની ખરી શક્તિ છે તેનો ધર્મ અને તેની સ્ત્રી. મારા ભાઇ બન્નેથી વંચિત રહ્યા છે અને તેનું કારણ તમે છો–તમે. ભાભી જે સ્ત્રી પોતાના પતિને સુખી નથી કરી શકતી તેનું જીવતર ધૂળ છે; પરંતુ જે રજપૂતાણી મેવાડની કુલવધૂ બની પોતાના પતિને દુઃખ જ આપ્યા કરે છે તેને તો માત્ર ઝેર જ ખાવું ઘટે છે. બિચારો પતિ રીબાઇ રીબાઇ મરતાં તો બચે !"

એટલું કહી ક્રોધમાં કાંપી રહેલી ઉદાબા મોઢું ફેરવી ચાલવા માંડી. મીરાંબા પહેલાં આશ્ચર્ય, પછી સહાનુભૂતિ, પછી ગ્લાનિ અને દુઃખ અનુભવતાં સમસમી ઊઠયાં. કોઈને ય દુઃખ દેવું તેઓ ઇચ્છતાં જ નહતાં. પોતાને હાથે કોઇ પણ દુઃખી થાય એ વિચારેજ આ પ્રેમવત્સલા પ્રેમસખી સમસમી ઊઠતી. તો પછી આ તો તેનો પતિ હતો જેને સુખી કરવો પોતાનો ધર્મ સમજતી હતી! આ પળ સુધી એ માનતી હતી કે પોતાનો પતિ સુખી છે, પરંતુ—આ ઉદા શું બોલી ગઈ? મીરાંના મનમાં એકદમ ઊઠેલા તરંગો અટકી ગયા તે દોડી અને ઝપાટા ભેર ચાલી જતી ઉદાને બે હાથે પકડી લઈ બોલી:

" ઉદા બા, ન જાઓ, મારી ભૂલ થઈ છે. મોટી ભૂલ થઇ છે. મારા લીધે તેમને બહુ દુઃખ છે એવું તો તેમણે જરા ય ઉચ્ચાર્યું નથી. કે નથી એવું કોઈ દિવસ વર્તન દાખવ્યું. મને જે ગમે તે કરવા તેઓ હંમેશાં તૈયાર રહે છે...અને..." મીરાં અટકી ઉદા સ્હામું જોવા લાગી. ઉદાએ એક શબ્દ પણ ન ઉચ્ચાર્યો. માત્ર જોતી હતી તેમ ક્રોધમાં જોઇ રહી. મીરાંએ ઉદાની ક્રોધી આંખોમાંથી તેનું હૃદય ઉકેલતાં પૂછ્યું:

" એ ખરેખર બહુ ક્રોધમાં ચાલ્યા જતા હતા?–તો નિશ્ચય દુઃખી હોવા જોઇએ, બહેન બા કહો એમને એવું શું દુઃખ છે જે હું જાણી શકતી નથી? શું કરું તો એમનું એ દુઃખ મટે? હું એમને જરૂર દુઃખી નહિ થવા દઉં."

" ભાભી મારા આગળ આટલાં ગળગળાં થવાને બદલે મારા ભાઈ સ્હામે આટલાં ગળગળાં થતાં હોવ તો દસ પાંચ વરસ એમના જીવવાનો તો અમને વિશ્વાસ રહે!"

" હું શું કરું બહેનબા? સત્વર કહો."

" તમે નાનાં નથી ભાભી શા. મૂર્તિ સાથે અષ્ટરપ્રહર રમવામાં ભલે તમે નાદાન જેવાં દેખાઓ; પરંતુ માણસ હોવ તો

તમારા પતિના મનને અને હૃદયને શાંતિ થાય તેવું કરો. સ્ત્રીનો પતિ એ જ તેનો ખરો પરમેશ્વર અને તેની તનમનથી ભક્તિ એ જ તેનો ધર્મ. પ્રેમનો આટલો મહિમા તમે ગાઓ છો પરંતુ તમારાં ભજનોમાં શું એવું કયાંઇયે નથી આવતું, કે જે અત્યંત પ્રેમથી ઝૂરતું હોય તેને દુ:ખ ન આપવું ?" કહી ઉદા ઝટ દઈ ચાલી ગઇ. મીરાં ચૂપચાપ ઊભાં રહ્યાં–થોડીકવાર અને પછી ફૂલની ચાદર લપેટી બાજુ મૂકી દીધી.

*    *    *

ભોજનાદિ પછી શયનમંદિરમાં બીજના ચદ્રંમાને જોતા પલંગ પર પડેલા યુવરાજ ભોજ એકદમ ઊભા થઇ ગયા. કોઈ દિવસ નહિ અને આજે, આ વખતે મીરાં આસ્તેથી તેમના પલંગ પાસે આવ્યાં અને નમન કરી ઊભાં રહ્યાં. કુંવરનું હૃદય આનંદથી ઉછાળા મારતું ગળામાં આવી અટકયું. મીરાંબાએ હળવે રહી તેમની મોજડીઓ દૂર કરી અને પંખો લઇ તેમના પગ પાસે બેઠાં. કુંવર એવો અવાક્ થઇ ગયો હતો કે અત્યાનંદની કંપિત મસ્તી અનુભવતો પલંગમાં જ પડયો રહ્યો. ઊભો ન થયો.

"આપ બહુ દુ:ખી છો ?" મીરાંએ બહુ જ ધીમેથી કહ્યું. તેના અવાજમાં દુ:ખ સ્પષ્ટ હતું.

"હું ? કોણે કહ્યું ?"

"હું આપને દુ:ખ આપું છું. હું શું કરું તો આપ સુખી થાઓ ?"

કુંવર પલંગમાં બેઠો થઇ ગયો અને આશ્ચર્યથી મીરાંને જોવા માંડયો. શું કહેવું ? જે સ્ત્રીની પાછળ પોતે ગાંડો બન્યો છે, જે સ્ત્રી પોતાની પત્ની બની ચૂકી છે તે પૂછે છે હું શું કરું તો સુખી થાઓ ! કુંવર બુદ્ધિવાન હતો પરંતુ ઉત્તર ન જડયો. એક જ વાક્યમાં ખરૂં દુ:ખ ન કહી શકયો. તેણે હળવે રહી મીરાંનો હાથ પકડતાં કહ્યું :

"હું દુઃખી નથી."

"આપ છો." મીરાંએ દઢતાથી ઉચ્ચાર્યું.

"કોણે કહ્યું ?"

"ઉદાબા કહે છે, ભાભીઓ કહે છે—બા કહે છે."

"તમે બધાંને પૂછી આવ્યાં ?"

"ના મેં સાંભળ્યું."

"તમે ખરું માનો છો ?"

"આપ આજ્ઞા કરો. હું શું કરું તો આપ ખરેખરા સુખી થાઓ ! આપને સુખી કરવા એ મારો ધર્મ છે."

ભોજને છેલ્લું વાકય ન રુચ્યું; પરંતુ મીરાંના કંઠમાં સાચી ઉત્સુકતા, દુઃખ હતાં. કુંવર હસી પડયો. ધીમે રહી મીરાંનો હાથ લીધો અને પોતાના માથાપર મૂકી કહ્યું "અહીં દુઃખ છે. દબાવો, નિકળી જશે."

પત્ની પતિનું માથું દબાવવા માંડી. યુવરાજને એક પછી એક તરંગો ઉપજવા માંડયા. મનનાં દાબેલાં તોફાન જાણે પ્રચંડ વેગથી ઉમટવા માંડયાં. થોડીક ક્ષણો ચૂપચાપ પસાર થઇ. યુવરાજની બેચેની વધતી ગઇ. મીરાંબાના હળવા હાથથી તેના પાગલપણાએ માઝા મૂકી.

પતિએ ઓચિંતા ઊભા થઇ જઇ પત્નીના ખભા પકડયા અને તેને છાતી સરસી ચાંપી. મીરાંએ આંખો નીચી કરી.

ભોજે મીરાંનું મોઢું આવેશથી ઊંચું કર્યું અને.........
તેનો આવેશ ગળી ગયો. તેને લાગ્યું જાણે અતિવેગથી દોડી પહાડ સ્હામે અથડાઇ તે પાછો પડયો. તેને લાગ્યું મરૂભૂમિમાં દેખાતા સ્વર્ગની પાછળ દોડતાં દોડતાં ઠોકર ખાઈ પડયો અને આંખ ઉઘાડી ત્યારે ધૂળમાં હોઠ જણાયા. તેને જણાયું કે ભગવાનની મૂર્તિમાં છુપાએલા જીવતા ભગવાનને પ્રાપ્ત કરવા

મૂર્તિને કોઈ ભેટે અને ભગવાન ન જ મળે તેમ મીરાંને સ્પર્શતાં મીરાં ન મળી.

પથ્થર નહિ, પત્ની છાતી પર હતી. એ જ અખંડ સૌંદર્ય હતું. તેના હૃદયની આગ પત્નીના શીતળ શરીરથી વધુ ઉગ્ર બનવા માંડી. મીરાંની મોહક આંખમાં નિરામયતા, નિર્લેપતા સૌમ્યતા એવા પ્રકારનાં હતાં કે જે વસ્તુ મેળવવાને તે તલસતો હતો તે અદૃશ્ય હતી. જે જોઈતું હતું તે તેની સન્મુખ હતું છતાં તે લઈ ન્હોતો શકતો.

હાય રે વિધાતા!

મીરાંની આંખમાં અને તેના હોઠમાં પોતાના સુખને શોધવા ભોજ વ્યર્થ ફાંફાં મારવા લાગ્યો.

એકાએક તે ચમક્યો.

મીરાંની એ કીકીઓમાં તેને પેલા ગિરિધારીની હસતી મૂર્તિઓ જણાઈ. તેના હોઠમાં તેને ગિરિધારીના શબ્દોનો ગુંજારવ ભરાઈ રહેલો જણાયો. એક પળમાં તેણે મીરાંને અલગ કરી અને ચાલવા માંડયો.

મહેલ બહાર બગીચામાં જુવાન પટાવતો બેઠા હતા—ભોજ ત્યાં આવીને બેઠો. પટાવતોની આંખો ચમકી. ભોજની આંખો ચમકી—કસુંબા તૈયાર થવા માંડયા અને જિંદગીમાં કોઈ દિવસ નહિ તેટલો કસુંબો બધાંની ના ના વચ્ચે ભોજે એટલો પીવા માંડયો—એટલો આપવા માંડયો કે છેવટે નશાના અતિશય ઘેનમાં યુવરાજ ભોજ હતા ત્યાં જ પડી રહ્યા—સૂઈ ગયા.





૧૩

## આનું નામ પ્રેમ?

"યુવરાજે બીજી વાર લગ્ન કર્યાં."

અંતઃપુરના એક આથમણા ઝરૂખામાં ઉગમણું મોઢું રાખી અતિશય હાંફતી નાની ભાભી ઉદાને સંબોધી બોલી.

"શું કહો છો ભાભી! તમારું મગજ તો નથી ખસ્યું?
ઉદા આશ્ચર્ય અને સ્હેજ ગુસ્સાથી બોલી.

"યુવરાજનું જ ખસ્યું લાગે છે નહિ તો પવનવેગા થઇ વિજળીવેગા હસ્તમેળાપ કેમ કરી નાખે? યુવરાજે લગ્ન કરી નાખ્યાં, બા."

"ઠેર મને જરૂર કંઇ થઇ ગયું છે. ભાભી! હું ઉદા—મને ઉદાને ખબર નથી કે મારો ભાઇ પરણે છે—અને તું પારકીજણી તને ક્યાંથી ખબર..."

"પારકી જણીને મેણું ન મારો નણંદલજી! રજપૂતોને રજપૂતો બનાવનાર પારકી જણીઓ જ છે—મા બહેન તો પછી."

"બધાં યે મારી સાથે કંઇ તરકટ માંડયું છે—જરૂર માંડયું છે. મને બાએ ન કહ્યું, પિતાએ ન કહ્યું એક માત્ર તું જ મને બાળવા કહે છે."

નીચે બેસી જતાં ઉદા એટલું બોલી રડી પડી એને ખબર નહિ અને યુવરાજનું લગ્ન થાય!—પોતે એકલી મોટું-પદ લેવા યુવરાજનું બીજી વાર લગ્ન કરાવવાની છાને છાને માથાઝીક કર્યાં કરે અને કોઇ બીજી જ વ્યકિત યુવરાજનાં લગ્ન કરી દે એ તેની આત્મીયતા પર નહિ અસ્મિતા પર ઘાવ હતો. તેના ખોટા આત્મગૌરવ પર જલદ ફટકો. એટલે જ તેની. આંખમાં આંસુ આવી ગયાં. સાસરેથી પોતે જલ્દી ચાલી આવી હતી તે શું, રડવા ?

નાની ભાભી કંઈ ક્ષોભ પામી. તેણે હસતાં હસતાં ઉદાનો હાથ પકડયો અને ખેંચતાં બોલીઃ

"ઊઠો. રાજમાતા અને દિવાનજીને તો હજુ કહેવાનું છે."

"હેં ?" ઉદા આંખો ફાડી ઊભી થઇ ગઈ, "તેમને ખબર નથી ?"

"ના, મુદ્દલે ય નહિ."

"તો તને ખબર કેમ પડી ?"

"પારકી જણી છું એટલે !"

"સીધો જવાબ આપે છે કે નહિ ?"

"કાલે રાતના તમારા ભાઇ યુવરાજ ઝાલાવાડ તરફ ગયા અને મન્દારકુવર કન્યાને લઇ જાય તે પહેલાં ત્યાંને ત્યાં જ લગ્ન કરવા રાજપુરોહિતને ય સાથે લઇ ગયા."

"તને ખબર કેમ પડી ?"

"મેં બન્નેને ચૂપકીથી વાત કરતાં સાંભળ્યા—અને જતાં જોયા. જતાં જતાં તમારા ભાઇએ મને સમ દીધા, કે ઝાલાવાડથી મારા માણુસ આવે નહિ ત્યાંસુધી કોઇને વાત ન કરવી."

"પરંતુ આટલી ધાંધલ કરવાનું કારણ શું ?"

"બ્હેન બા ! દૂધનો બળ્યો છાશ ફૂંકીને પીએ; પેટનો બળ્યો ગામ બાળે; પરંતુ દિલનો બળ્યો કુટુંબ ડૂબાડે !"

"તું બકે છે ભાભી—બકે છે."

"જી હાં. બ્હેનબા, છ મહિનાથી યુવરાજ મેડતીજીથી સાવ નિરાશ થઇ ગયા હતા એટલે એમણે કન્યાનું હરણ કરી આટલી ઝડપથી ચૂપચાપ લગ્ન કરી નાખ્યાં. આ, આવ્યા દેખાય."

"ઉત્તમ ! અત્યુત્તમ ! પણ ભાભી કુટુંબ ડૂબાડવાનો સવાલ ક્યાં આવ્યો ? દુઃખી કન્યાનું હરણ કરવું એ તો રાજપૂતોનો ધર્મ છે."

"પ્રભા કુંવરીનો પ્રેમ મન્દારરાજકુંવર પર છે પરંતુ તેના વડીલોને તે ગમતો નહતો અને મન્દારકુંવરને તે ના પાડી શકે તેમ પણ નહતું. એટલે તમારા ભાઇએ યુવરાજને સમજાવી યુક્તિ શોધી–લગ્ન થવા પહેલાં જ કુંવરી સાથે લગ્ન કરી નાખવા તેમને પ્રેર્યાં."

"મારો વિક્રમ–મારો ભાઇ !"

"પરંતુ કુંવરીની ઇચ્છા વિરૂદ્ધ લગ્ન કરી યુવરાજ તેને અહીં લઇ આવે છે એટલી ઉણપ તો રહી ગઈ."

"એમ કોણ મારા ભાઈ કહેતા હતા ?"

"હોય ? એ તો હું કહું છું."

"બહુ સારું ભાભીશા. હવે પછી કોઈના મોઢે કુલ ડૂબાડવાની વાત ન કરતાં. આ તો કુલ જીવાડવાની વાત થઇ છે. એ ભક્તાણીથી સિસોદિયો રાજવંશ જીવતો રહે એ આકાશને બાથમાં લેવાની વાત હતી. બહુ સરસ થયું. જ્યારે જ્યારે હું કહેતી હતી ત્યારે ભાઈશ્રી બીજી રાજકુમારીને પરણવાની દાંત કચકચાવી ના પાડતા હતા. છેવટે તેમને આ ઉદાનું કહેવું કરવું

પડયું ને! શરમથી મને જણાવી શકયા નહિ હોય. હશે, અબઘડી મંગળ વધાઇ આખા રાજમહેલમાં ફેલાવી દઉં છું."

એટલું કહી ધાંધલ કરતી ઉદા અંદર દોડી ગઇ અને રાજમાતાના આવાસ ભણી પગલાં ભરવા માંડી.

ઉદાએ અક્ષરશઃ વીજળી વેગે રાજમહેલમાં મંગળ વધાઈ ફેલાવી દીધી. પ્રભાકુમારીના નામ પર ઘણાંને સંતોષ થયો. કેટલાંકને દુઃખ થયું. સિસોદીયાનો વંશજ એક પર બીજી કરે તે અજુકતું નહતું; પરંતુ એક પત્નીને લઈ અતિશય દુઃખ પામી તે બીજીને બળાત્કારે અને વળી ચોરીચૂપકીથી પરણે એ નિઃસંદેહ વિચારવા જેવું હતું.

છતાં રાજમાતાને ટાઢક વળી. એમણે સત્વર રાજકર્મચારીઓને બોલાવી નવવધૂને સત્કારવા તડામાર તૈયારીઓ કરવા માંડી.

આખા રાજમહેલને કહ્યા પછી જેને મળવા તે ઊંચું ઊંચું થઇ રહી હતી તે મીરાંને મળવા ઉદા મીરાં પાસે આવી પહોંચી. બકરીને કાપતાં ખાટકીને આનંદ થાય, મનુષ્યને તાવતાં શેતાનને આનંદ થાય, એવો જ આનંદ ઉદાના ઉરમાં ઊભરાતો હતો.

ભકતાણી મીરાંને મંગળ વધાઇ સંભળાવી ઉદાને જોવું હતું, મીરાંના મોઢાંપર દુઃખના કેવા ઓછાયા ઊતરે છે—કેવી લાચાર, કેટલી દીન તે દેખાય છે! તેણે મીરાંને પોતાના પગ પકડી રડતી, રાજમાતાના પગ પકડી ક્ષમા માગતી અને યુવરાજની ચરણરજ લઇ પ્રેમભીક્ષા માગતી કલ્પી લીધી હતી. પોતાના સિવાય મીરાંબાને ખબર ન પહોંચાડવા તેણે દરેકને તાકીદ કરી હતી અને મીરાંની નજર સાથે નજર મેળવી કહેવાની હીંમત ઉદા સિવાય બીજા કોઈમાં હતી પણ નહિ.

ગિરિધારીની મૂર્તિથી થોડેક છેટે મીરાંબા ભાગવત વાંચવામાં લીન હતાં. ઉદાને આવેલી જોઈ પદમા અને કાશી બહાર

ઊભાં રહ્યાં. ઉદાનાં પગનાં ઝાંઝરોએ મીરાંને ધ્યાનભંગ કરી. તેણે પોથીમાંથી ઊંચે જોઇ સ્મિત કરતાં કહ્યું: "આવો ઉદાબા".

"ભાભી, તમારી ભક્તિ ફળી." ગુસ્સો દબાવી સ્મિત કરતાં ઉદા બોલી.

"કાં બહેનજી !"

"હવે તમારે મારા ભાઈની જવાબદારીની ચિંતા નહિ કરવી પડે. આજથી તમારે તેમના ભોજન વખતે પંખો ઢાળવો નહિ પડે અને તેમના શયન વખતે ખોટું ખોટું ઊભુ રહેવું નહિ પડે. ધન્ય છે તમારા ભગવાનને, એણે ખરો ચમત્કાર દેખાડી દીધો—જય ગિરિધારીલાલજીની." એટલું કહી તેણે ગિરિધારી ભણી જોયું અને બે હાથે નમસ્કાર કર્યા. નણંદને સત્કારવા મીરાંબા ઊભાં થઇ ગયાં હતાં. તેમણે ચમકી ઉદાને પોતાના ભણી ફેરવી લીધી અને જરા બેચેન બનતાં બોલી, "બહેનજી! મને મૂરખીને કંઇ સમજણ નથી પડતી. મેં કોઇ ભૂલ તો નથી કરી—હું ક્ષમા માગું છું."

ઉદાને મીરાં પર ક્રોધ ચઢી આવ્યો; પરંતુ તરત શમાવી એ જ કટાક્ષમાં બોલી: "અરે ક્ષમા તો મારા ભાઈએ માગવી જોઈએ કે એમણે અત્યારસુધી તમને હેરાન કર્યા કર્યું. છતાં હવે ય એ સમજ્યા તે સારું થયું. તેમના જીવને ય નિરાંત વળી."

"તેમને નિરાંત વળી ?" મીરાંએ એકદમ ઉત્સુકતાથી પૂછ્યું. તેના મોઢા પર હરખ છવાએલો દેખાયો. ઉદા આંખો ખેંચી મીરાંને જોઇ રહી. "કેટલાય દિવસથી તે બેચેન રહેતા હતા. મારી સેવા મને નિષ્ફળ થતી જણાતી હતી. હવે તેમના મોંઢા પર આનંદ જણાશે."

"જણાશે જ તો. પરંતુ પૂછ્યું નહિ ભાભી, શા માટે આનંદ જણાશે ?"

"ભૂલી ગઇ. જોયું ને ? કહો બહેનજી, એવું શું થયું છે કે તેમના હૃદયને આનંદ ઉપજયો છે ?"

"ભાભી ! પરણવા જનારના હૃદયમાં હંમેશા આનંદ ઉછળે છે. જીવનનાં સુખદ સ્વપ્નાંમાં તે ઊંચે ઊંચે વિહરે છે. જીવનનાં કપરાં દુઃખો પણ પરણવા જનાર થોડીક વાર ભૂલી જાય છે. યુવરાજ પરણવા ગયા છે."

"પરણવા ?" મીરાંએ આશ્ચર્યથી પૂછ્યુ

આ જ શબ્દ સાંભળવા ઉદા તલપાપડ થઇ રહી હતી પરંતુ તેણે બરાબર જોયું કે મીરાંના મોંઢાપર જેટલો તે ધારતી હતી તેટલો આઘાત ન જણાયો. તે આઘાત કરવા તેણે મર્માહત ભાવે કહેવા માંડયું, "કન્યાનું હરણ કરી પરણી જવા યુવરાજ ગયા છે. હવે તો પરણીને આવતા હશે."

મીરાં ઉદાને જોઇ રહી. ઉદા વેધકદૃષ્ટિથી મીરાંને જોઈ રહી હતી. મીરાંએ હાથમાં રહી ગયેલું ભાગવતનું પાનું પોથીમાં મૂકી દીધું. તેમને અનુત્તર જોઈ ઉદાએ ઉત્સુકતાથી પૂછ્યું, "કેમ ભાભી ?"

મીરાંએ પોથી લપેટતાં કહ્યું "ભગવાન એમને સુખી રાખે!"

"હેં ?" ઉદા ડોળા કાઢી મીરાંના નિર્દોષ સ્મિત તરફ જોઇ રહી. મીરાંએ એટલું કહી વધુ બોલ્યા વિના પોથી ઊઠાવી ગિરિધારીલાલની મૂર્તિ પાસે ગઇ અને તેમની બાજુમાં લાકડાની ઘોડી પર મૂકી દીધી. ઉદાને મીરાંના અલ્પ શબ્દોથી કળ ન વળી. દબાવેલો ક્રોધ બહાર ઉછળી આવ્યો. આ તે કેવા પ્રકારની સ્ત્રી છે ? જે પતિ પોતાની પાછળ દિવાનો છે તે બીજીને પરણી જાય છે ને આને કંઇ જ થતું નથી?—નથી ક્રોધ, નથી આંસુ ? ઉદા ક્રોધમાં મીરાં પાછળ ધસી અને ઝટકેથી પોતાની પાસે ખેંચી બોલી, "કેમ ભાભી ! ફરી ગયું લાગે છે શું ?"

"કેમ બહેનજી ?" મીરાંએ વધુ સ્મિત કરતાં કહ્યું

"તમને શું મશ્કરી લાગે છે ? હું સાચું કહું છું."

"તમારા શબ્દોને હંમેશા હું સાચા જ માનું છું."

"ભાભી, સાંભળવાનું તો હજી મેં કહ્યું નથી. રાજમાતાએ નિશ્ચય કર્યો છે આવનારી રાજકુંવરીને યુવરાજ્ઞી બનાવવી—સમજ્યાં, મેવાડની ભવિષ્યની મહારાણી."

"ભગવાન એને સુખી રાખે—બહુ સુખી રાખે."

ઉદા ડઘાઈને એક પગલું પાછળ ઊભી રહી. કાં તો મીરાં પાગલ થઇ ગઇ છે કાંતો પોતે પાગલ થઈ ગઈ છે. મીરાં એક પ્રકારની ધૂનમાં રહેતી તે ઉદા જાણતી હતી. તેમાંથી તેને ઢંઢોળવા શબ્દોને સ્પષ્ટ કરી તે કહેવા માંડી: "ભાભીશા, આનો અર્થ સમજ્યાં ? તમારે સ્થાને એ નવી રાજકુંવરી આવશે. માત્ર આવે અને કુળદેવીને નમન કરે એટલી જ વાર છે !"

"ભલે આવે !" મીરાંએ વધુ સ્મિત દર્શાવતાં કહ્યું.

"ભલે આવે ?" ઉદાએ ડોળા ફાડી ઊંચે અવાજે પૂછ્યું. "અરે વાહ ! ધન્ય છે ભાભી રાઠોડોની છાતીને. હાથ જોડયા ભાભીશા—બે હાથ અને ત્રીજું મસ્તક."

"ભગવાન તમને સુખી રાખે !"

હેં ! ઉદા ચમકી એક ડગલું ફરી પાછળ હઠી ગઇ. જેનું પોતે સર્વનાશ થતું ઇચ્છતી હતી તેને મીરાં સાચા આશીર્વાદ આપતી હતી ?

ઉદાનું ફરી ગયું. તેનો ક્રોધ એમનો એમ રહ્યો. તેનાં કટાક્ષ જાગૃત થતાં થતાં સૂઇ ગયાં, મનની મનમાં રહી ગઈ. મીરાંને શું થઈ ગયું ? એના શબ્દોમાં માધુર્ય હતું, એના અવાજમાં નિર્દોષ પ્રેમ અનુભવાતો. મીરાંને કેમ કંઇ થતું નથી ?—કેમ કંઈ થતું નથી ? ઉદાના હ્રદયમાં અવિરત ઊઠતા આ પ્રશ્ને તેને ગૂંગળાવી મૂકી. તેનું મગજ ખરેખર ફરવા લાગ્યું વધુ બોલ્યા વિના તેણે ખરેખર બે હાથ અને ત્રીજું માથું

મીરાં આગળ નમાવ્યું અને નિશ્વાસ નાખી બોલી, "ભગવાન તમને સુખી રાખે!"

મીરાંએ વહાલથી તેના જોડેલા હાથ પકડી લીધા. ઉદાએ ચોંકી તેના ભણી જોયું; પરંતુ મીરાંની આંખમાં ઝેરને બદલે અમૃત વરસતું જોઇ, દુ:ખ, રાગ અને દ્વેષને બદલે મસ્તી અને શાંતિ જોઇ ઉદા પોતાને કાબૂમાં રાખી શકી નહિ. તેના નિર્મળ હાસ્ય વેરતા હોઠને દેખી તેણે એક ધીમી ચીસ નાખી અને હાથ ખેંચી લઇ ખંડ બહાર નાઠી.

મીરાંએ એ જ હાસ્ય ભગવાન્ ગિરિધારી ભણી ફેરવ્યું. તે પણ હસતા હતા. મીરાં ધીમે રહી તેમની સામે બેસી ગઇ. તેના એક ગાલ પર એક અશ્રુ આવી બાઝી ગયું, માત્ર ગિરિધારી જ સાંભળે એવી રીતે તેણે ગદ્દગદ્દ કંઠે કહ્યું, "ધન્ય હો પ્રભુ! મારા હૈયા પરનો એક મોટો બોજો તેં દૂર કર્યો. હું એમને જરાય સુખી ન્હોતી કરી શકતી. એટલું કરજે દીનાનાથ આવનાર રાજકુમારી તેમને હંમેશાં આનંદમાં રાખે. તેમને આનંદમાં જોઇ મને આનંદ થશે."

શરમ અને ગ્લાનિમાં નીચું માથું કરી દરવાજા બહાર ઊભાં રહેલાં પદમા અને કાશી મીરાંબાના શબ્દો આછા આછા સાંભળી રહ્યાં હતાં તેમણે વિહ્વળતાથી મીરાંબા તરફ જોયું.

× × ×

ભોજરાજ પરણીને આવ્યા. નવવધૂને લઇને.

નવવધૂનાં ધામધૂમથી ઓવારણાં લેવાયાં. કુલદેવીને નમસ્કાર થયા. રાજમાતાએ નવવધૂને વધુ લાડ કરી સન્માની. મીરાંના નામ માત્રથી તેમને તિરસ્કાર અને ક્રોધ ઉપજતો હતો, જેને શમાવવા તેમણે વધુ આવેશથી નવવધૂને પોતાના પ્રેમથી અભિષિક્ત કરી. રાજકુટુંબ અવાક્ બની આ સાસુ-વહુની જોડલીને જોઇ રહ્યું. બધાને દર્શાવવા તેમણે દરેક વાતમાં વધુ આનંદ અને વધુ ઉમળકો દેખાડવા માંડયો.

તેમણે રાજકુટુંબનાં બધાંને આગ્રહપૂર્વક બોલાવ્યાં હતાં, માત્ર મીરાંને બાદ કરી. દરેકના હૃદયમાં મીરાં પ્રત્યે એક ગુપ્ત સહાનુભૂતિ જાગૃત થવા માંડી હતી.

એવામાં બધાંને આશ્ચર્યમાં મૂઢ બનાવી દેતી મીરાં વરવધૂને સન્માનવા વણબોલાવ્યે આવી પહોંચી. તેણે કુલ-દેવીને નમસ્કાર કર્યા. મોંઢુ ફેરવી ઊભેલી રાજમાતા અને મોંઢુ વકાસી ઊભેલી પીઠ વડીલ સ્ત્રીઓને પ્રણામ કરી તે નવવધૂ પાસે આવી.

ભોજ અને વિક્રમ મોંઢા પર સખ્ત શાંતિ જાળવી રાખી ઊભા રહ્યા.

પરંતુ જે પ્રેમળભાવથી મીરાં નવવધૂને ભેટી અને તેને સન્માની તે જોતાં યુવરાજ ભોજ મનમાં ને મનમાં સળગી ઊઠ્યો. હૃદયનો ગુપ્ત રોષ ઘટવાને બદલે વધુ પ્રજ્વળવા માંડ્યો. પરંતુ હોઠ ન ઉઘડ્યા. પગ ન ઊપડ્યા. ઊભા હતા તેમ, યુવરાજ ઊભા રહ્યા.

મીરાં આગ્રહપૂર્વક નવવધૂને પોતાની સાથે લઇ પોતાને મંદિરે આવી. આગ્રહપૂર્વક તેને ભોજન કરાવ્યાં અને આગ્રહ-પૂર્વક જાતે પતિમંદિરે તેને મૂકી આવી. નવવધૂ પહેલી નજરે જ મીરાંની આજ્ઞાધીન બની ગઈ હતી. મીરાંના પ્રેમભર્યા શબ્દોથી તે બધાંને છોડી મીરાંને વળગી પડી.

શયનમંદિરમાં નવવધૂને મોકલી દીધા પછી મીરાં આનંદ-ભેર પોતાના ખંડ ભણી જતાં હતાં, તેવામાં તેમણે કોઇની જોરથી ચીસ સાંભળીઃ

"સબૂર"

મીરાંએ ચમકી શયનમંદિરના બંધ બારણાં તરફ જોયું. અંદરથી તરત અવાજ સંભળાયા.

"તલવાર ખેંચ !"

"નાદાન ! મોતના મુખમાં આવ્યો છે?" બીજો અવાજ આવ્યો.

"ના. ના." એક સ્ત્રીની ચીસ સંભળાઈ.

મીરાં દોડતાં બીજે દરવાજેથી અંદર ગયાં. તેમણે જોયું કે નવવધૂ એક યુવાન રાજપૂતના, જોરથી હાથ પકડી તેને લઢતાં રોકી રહી હતી અને તેની સ્હામે ભોજરાજ આશ્ચર્ય અને ક્રોધમાં તલ્વાર ખેંચી ઊભો હતો.

"બ્હેનજી! બચાવો." ચીસ પાડી નવવધૂ મીરાંને વળગી પડી.

કોણ જાણે પણ, ભોજરાજ મીરાંને જોઈ ક્ષોભ પામ્યો.

"કોણ છો તમે?" મીરાંએ પેલા નવજૂવાનને પૂછ્યું.

"હું છું—મન્દારકુમાર. મારી ભવિષ્યની પત્નીને બળાત્કારે અહીં ખેંચી લાવનાર દુરાત્માનો અંત કરવા અહીં આવ્યો છું."

"નાથ!" મીરાંએ ભોજ તરફ મોંઢુ ફેરવી પૂછ્યું.

"બ્હેનજી!" નવવધૂ પ્રભા વચમાં રડી પડી.

"શું છે?" ભોજે નવવધૂને સખ્તાઈમાં પૂછ્યું.

નવવધૂ ધ્રૂજતા હાથે મીરાંને વળગી પડી અને મન્દારકુમારને ઉદ્દેશી એકશ્વાસે કહેવા લાગી. "એ ખરું કે અમારાં બન્નેનાં દિલ અને મન એક હતાં—અને હજુ છે. અહીં ન લાવવામાં આવી હોત તો અમારાં બન્નેનાં લગ્ન નિશ્ચય થઇ જાત પરંતુ હવે નિરર્થક." એટલું કહી તે ઝનૂની બનેલા મન્દાર તરફ આંખ ઊડાવી કહેવા લાગી "રાજપુત્ર! હું ક્ષત્રાણી છું. જેને પરણી એજ પતિ. મનસા, વાચા અને કર્મણા પત્ની બની રહેવા પ્રાણ ત્યાગીશ. પરંતુ હવે મને ન બોલાવો. જાઓ મન્દારરાજ! શરમ છે તમને કે એક સ્ત્રીના તુચ્છ પ્રેમ ખાતર તમે તમારી ફરજ ચૂકી આવ્યા છો. મને વિધવા કરવાથી તમે ફરીથી લગ્ન કરી શકશો?"

"ના. પરંતુ મારું વેર લેવાશે." દૃઢ નિશ્ચય કરતાં મન્દારરાજ બોલ્યો, "હું અહીંથી એમ ને એમ નહિ જાઉં. જેણે મારી જિંદગી ધૂળ જેવી કરી મૂકી છે, તેને હું મારી નાખવા આવ્યો છું, મારી નાખી, પછી હું જઇશ."

"મને ધર્મનો સાદ હતો-બોલાવ્યો અને ગયો." ભોજે ધેરે અવાજે કહ્યું.

"મને પ્રેમનો સાદ હતો" એવા જ અવાજે મન્દારકુમાર બોલ્યો ને પછી એક કદમ આગળ આવી બોલ્યો, "પ્રેમને મારી નાખનારા બેવકૂફોથી પ્રેમ જીતાતો નથી કે કપાતો નથી. ભોજરાજ! હું કુંવરી પ્રભાને ચાહું છું."

"હોંશિયાર! મારી સ્ત્રીને ચાહનારને હું કાપી નાખીશ." ભોજે ગર્જના કરી.

"મારી પ્રેમિકાને પરણનારના હું ટૂકડા કરવા જ આવ્યો છું."

"શાંત, કુમાર! જરા સબૂર! જરા ધીરજ!"

આગળ વધતા મન્દારરાજને રોકી મીરાં બોલી. પછી તે ભોજરાજ તરફ ફરી અને મૃદુ વચને બોલી, "નાથ! પ્રેમીઓ ગાંડાં હોય છે. ન હોય તો પ્રેમી કહેવાય કેમ? મન્દારરાજના બોલવા પર આપ ન જુઓ. એમને માફી બક્ષો. ઘરમાં આવ્યો તે અતિથિ. અતિથિ મન્દારકુંવરને માનપૂર્વક આપ બહાર પહોંચાડી આવો."

એટલું કહી મીરાં આશ્ચર્યમાં પડેલા મન્દારકુમાર તરફ ફરી અને બોલી,

"કુમાર પ્રેમની પરાકાષ્ઠા લોહી નીતરતી તલવારમાં ન હોય. કોઇની પત્ની પર હાથ ઊઠાવવો અધર્મ છે."

"અને કોઇની પ્રેમિકાને ઊઠાવી લઇ જવી ધર્મ છે?" મન્દારકુંવરે ગંભીર અવાજે કહેવા માંડ્યું, "રાણી, ધર્મ એટલે શું? રાજપૂતનો ધર્મ છે તેની ઇજ્જત અને તેનો પ્રેમ. બન્ને

ગયાં તો પછી આ નશ્વર દેહને તલવારને સ્વાધીન કરી દેવો એ જ પરમ ધર્મ."

એટલું કહી મન્દારરાજ જુસ્સાથી ભોજરાજ ભણી ફર્યો અને લાપરવાહીથી બોલ્યો, "પત્નીની ઓથ લેનાર યુવરાજ! થા તૈયાર."

"બોલવામાં હું માનતો નથી. મર્દ હોય તે તલવાર ઊઠાવે." દાંત ભીંસી ભોજ બોલ્યો. ભોજના નિશ્ચયાત્મક અવાજે બન્ને સ્ત્રીઓના હૃદયમાં ફાળ પડી. ભોજ બે પગલાં આગળ વધી ચૂક્યો હતો. મન્દારરાજનો હાથ હવામાં ઊંચો થઇ ચૂક્યો હતો. બન્નેની તલવારો વીજળીની જેમ, વીજળીની ઝડપથી હવામાં ચમકી અને એક કારમી ચીસ સંભળાઇ.

"ભગવાન્! ક્ષમા!"

મીરાં સ્તબ્ધ બની–દોડી. પરંતુ મીરાં રાજકુંવરી પ્રભાને પકડે તે પહેલાં તો પ્રભા આગળ ધસી ગઇ અને બન્ને કુમારોના ઝટકા પોતાના કુમળા દેહ પર ઝીલી નવવધૂ તત્ક્ષણ આ દેહ છોડી ચાલી ગઇ.

ભોજરાજ કાંપી ઊઠયો. મન્દારરાજ હૃદયદ્રાવક ચીસ પાડી નવવધૂ પાસે બેસી ગયો. ઉશ્કેરાટમાં હાંફતો ભોજરાજ તરત કુમાર પાસે આવ્યો અને તેને ખેંચી ઊભો કરી ધેરે અવાજે બોલ્યો "અહીંથી સત્વર ચાલ્યો જા. તારી ખાતર નહિ, મારી ખાતર નહિ–આ સ્ત્રીની ઈજ્જત ખાતર."

મન્દારરાજકુમારે મૃતદેહ રાજકુમારી તરફ આંસુ ખાળતાં જોયું અને ભોજ તરફ એક તિરસ્કાર ભરી દૃષ્ટિ નાખી જે રસ્તેથી આવ્યો હતો તે ભણી ચાલ્યો ગયો.

મીરાંએ જતા જતા રાજકુમારને જોઇ લીધો. તેની આંખમાં નરી ઘેલછા દેખાતી હતી. મીરાં વિચારમાં પડીઃ આનું નામ પ્રેમ!

મીરાંએ પોતાના ખોળામાં સૂતેલી નિષ્પ્રાણ રાજકુંવરી તરફ નજર કરી. તેના મોંઢા પર ધન્ય જીવનનો આનંદ સ્પષ્ટ જણાતો હતો—આનું નામ પ્રેમ !

મીરાંએ એકાએક ઊંચે નજર કરી. રાજકુંવરીનું લોહી પી શરમથી પાછું ઓકળતી તલવારને લઈ ભોજરાજ ક્રોધમાં થરથર કાંપતો નત મસ્તકે ઊભો હતો—આનું નામ પ્રેમ !

મીરાં જોઈ રહી, વિચારી રહી.

ઘડીભર તેનો ગિરિધારી ભૂલાયો.







કંપતા હાથે ઉદાએ યુવરાજને તિલક કર્યું.

યુવરાજ યુદ્ધે ચઢયા હતા. દિલ્હી પર મોગલો તૂટી પડયા હતા અને દિલ્હી પડયું હતું. ત્યાંના અફઘાન પઠાણોએ મારવાડ તરફ પાંખ ફેલાવવા પ્રયત્ન કર્યો હતો. ગુજરાત અને માળવાના સુલતાનો મહારાણા આગળ ઘૂંટણો ટેકી પોતાનાં રાજ્યો પાછાં લઇ શકયા હતા. છતાં યવનોનાં છમકલાં પાછાં ધીમે ધીમે થવા માંડયાં હતાં. એક મોટા છમકલા સામે લડવા, બધાંને અવરોધી ખુદ યુવરાજ પોતે રણે ચઢયા હતા.

ઉદાનો હાથ કોઈ દિવસ કાંપે નહિ અને આજ કાંપતો હતો–યુદ્ધે ભાઈ સંચરતો હતો તે વિચારથી નહિ, પરંતુ ભાઈની મુખમુદ્રા જોઇ. એ મુદ્રાપર તેણે અસીમ શોક, ક્રોધ, કંટાળો ઝનૂન નિહાળ્યાં અને કાંપી ઊઠી. અલબત એક વસ્તુ અત્યારે તેણે ન જોઇ–પેલા મન્દારના રાજકુમારમાં દેખાતી હતી તે ઘેલછા.

યુદ્ધે સંચરતા પતિને હર્ષાશ્રુ અને પ્રેમથી વિદાય આપવી તે રાજપૂત સ્ત્રીનો પરમ ધર્મ છે. પત્નીના હાથે પહેરાએલી

ફૂલમાળા અને અક્ષતકંકુથી યુદ્ધે ચઢેલા વીરને અમોઘ શક્તિ અને પ્રેરણા મળે છે. તેના હૃદય અને મનમાં વિજયનું ઘેન અહીંથી શરૂ થાય છે. તે સમરભૂમિમાં જઈ લડે છે અને વિજય જ પામે છે.

કુલાચાર પ્રમાણે મીરાંબા પણ અક્ષતકંકુ અને ફૂલમાળા ભરેલા પૂજાથાળથી આવતા દેખાયાં; પરંતુ દિલનો બળેલો યુવરાજ તેમને જોતાં થોભ્યો નહિ. બહેનના હાથે વિજય વૈજયન્તી માલા પહેરી, રાજમાતાને ચરણે પડી, યુવરાજ આસ-પાસ જોયા વિના ચાલવા માંડયો–ચાલ્યો ગયો. વિજયનાં શુભ ચિન્હો લઇ આવેલી મીરાં વિસ્મય બની, જતા પતિને જોઇ રહી. પતિ તરફથી આવો અનાદર તેણે સ્વપ્ને ય ન્હોતો કલ્પ્યો. રાજમાતા અને ઉદા, ભાભીઓ અને કાકીઓ મોઢું ફેરવી ચાલવા માંડયાં. વિશાળ ખંડમાં મીરાં એકલી અટુલી ઊભી રહી. તેણે દેખાય ત્યાં સુધી અદશ્ય થતા પતિની પીઠ જોયા કરી. પછી ચૂપચાપ પોતાના મંદિરમાં આવી અને એ જ પૂજા શ્રીજીને ચરણે વધુ ઉત્સાહભેર ચઢાવી–નમી પડી. તેણે શું પ્રાર્થના કરવા માંડી તે લપાઇને સાંભળતી ઉદા કે વિક્રમની વહુ ન સાંભળી શકયાં. ખુદ મીરાં પોતે ન સાંભળી શકી.

અહર્નિશ ગિરિધરગોપાલમાં જ નિમગ્ન રહેનાર મીરાં આજે પતિ માટે આટલી વિમાસણમાં કેમ પડી હતી? મીરાંનું હૃદય ટકટકારા મારતું હતું–ન ઇચ્છવા છતાં તેને લાગ્યું અજાણતાં પોતાના પતિને એ દુઃખી કરી રહી હતી.

પોતાને લીધે કોઇ કેમ દુઃખી થાય? દાદાને સુખી કરવા તે પરણી હતી. પતિને સુખી કરવા તે જે ઇચ્છે તે કરવા તત્પર હતી. પતિને પ્રસન્ન કરવા અન્યોએ જેમ કર્યું તેમ કરતી હતી. છતાં પતિને પોતાના તરફથી દુઃખ હતું–શા માટે?

મીરાંએ ગિરિધરગોપાળ પાસે બેસી જઇ એ જ પૂછ્યું–શા માટે?

પરંતુ ગિરિધારીનો તો એક જ જવાબ રહેતો —હસવું.

મૂર્તિ હસતી રહી.

"અરે નિર્દય ! ન હસ. આ પ્રસંગ ભયંકર છે. ભાવિ મહારાણાના હૃદયમાં દુઃખ છે અને તેનું કારણ, કોઈને દુઃખી ન કરનાર અને ન જોનાર તારી ભક્ત મીરાં છે. દેખાડ ! રસ્તો દેખાડ ! દુઃખ વિમોચન, કોઈ માર્ગ......કોઇ માર્ગ..."

મીરાંનું હૃદય એમ વારંવાર ધબકારા મારી જાણે બોલવા માંડ્યું. કોઇ ગૂઢ ભય તેના હૃદયને પજવી રહ્યો હતો. ઘેલી મીરાં પ્રેમાર્ત બની. હસતા ગિરિધરની આંખો તરફ જોઇ રહી. થોડીક ક્ષણ એમ જ રહી અને પછી એકાએક, ગિરિધારીને જોતી જોતી ઊભી થઇ બે ડગલાં પાછળ હઠી ગઇ.

એ જ—એ જ ! હસતો ગિરિધારી; એજ તેના પતિના દુઃખનું કારણ. ગિરિધારી એની અને એના પતિની વચમાં આવતો હતો —કે, પતિ તેની અને તેના ગિરિધારીની વચમાં આવતો હતો ?

મીરાં વિચાર કરતી કરતી પાછળ ડગલાં ભરવા લાગી. પતિની ઉન્મત્ત અવસ્થાના પ્રસંગો એક પછી એક તેને યાદ આવવા લાગ્યા. તેને લાગ્યું કે, તે અથવા તેનો ગિરિધારી પતિના દુઃખનું કારણ છે. તો પછી, બંનેમાંથી એકને દૂર કરવો જ જોઇએ. કોને ! પોતાને કે ગિરિધારીને !

ગિરિધારી ? નહિ, નહિ. એ તો હસતો હતો તેના હંમેશના નિર્બંધ પરંતુ ઊંડાં સંવેદનો જગાવતા, પ્રેમાળ પરંતુ ગર્ભિત, નિર્દોષ પરંતુ સૂચક હાસ્ય સાથે—મસ્ત બનાવતો અને પ્રેરણા પ્રેરતો.

તો પછી દુઃખનું કારણ **પોતે હતી ?** હા. પોતે, પોતે અને હજાર વાર પોતે.

શા માટે ?

તે તો વિનયશીલ હતી ! આજ્ઞાકારિણી હતી ! સેવા શુશ્રૂષામાં અહર્નિશ રહેતી ! કોઈ હા ની ના અને ના ની

હોત્હોતી કરતી ! મીઠાં મધુર સંભાષણો કરી પતિને રિઝવવા પ્રયત્ન કરતી. ' જેમાં પતિ સુખી તેમાં પોતે સુખી ' રહેવા ખુશી રહેતી અને છતાં ભોજરાજ દુઃખી હતો ?

મીરાં જાણતી હતી—ખૂબ જાણતી હતી કે જેટલો પોતાનો પ્રેમ ગિરિધારી તરફ વહેતો હતો તેટલો જ યુવરાજનો પ્રેમ પોતાના તરફ વહેતો હતો. પિતા, માતા, સ્નેહી, સ્વજન દરેકની સામે પોતાની પડખે ઊભો રહેનાર તેનો પતિ જ હતો—છતાં તેવાને તે સુખી ન્હોતી કરતી.

પુનઃ એ જ પ્રશ્ન—શા માટે ?

મીરાં બેચેન થવા માંડી. ગિરિધારીની બરોબર સામે દરવાજાનાં પગથીઆં પર મીરાં કેટલીયેવાર બેસી રહી. તેના મોંઢા પર એક જ ભાવ સ્થિર બની બેઠો હતો. વિચારોના ઊંડાણમાં મીરાં ડૂબી ગઇ હતી. એટલે સુધી કે તેનો હસતો ગિરિધારી પણ તેની દષ્ટિ આગળથી દૂર થઇ ગયો. પદમા અને કાશી ગભરાતાં ગભરાતાં મીરાં બા પર નજર રાખી રહ્યાં.

છેવટે એ બન્ને ય થાકયાં. એ જ નહિ સૂરજ પણ થાકયો અને ઢળવા માંડયો. મીરાં એક ઊંડો શ્વાસ લઇ ઊભી થઇ. ધીમે ધીમે પતિના શસ્ત્રાગારમાં ગઇ-પતિની પ્રિય બેઠકોમાં ઘૂમી આવી-બગીચામાં વિહાર કરવાનાં પતિનાં પ્રિય સ્થકો જોઈ આવી. ભોજનગૃહ અને શયનમંદિર કોઇ બાકી ન રાખ્યું. ધ્યાનપૂર્વક સ્મરણ કરી તેણે પતિના દુઃખને માપવા પ્રયત્ન કર્યો. તાતી તલ્વાર ઉદા, અને ઝેરી જખ્મ કરનાર રાજમાતા કારમેતી પાસે જતાં ય મીરાં ચૂકી નહિ. ભાભીઓના પગમાં બેઠી અને કાકીઓના ચરણ ચાંપ્યા છતાં તેના 'શા માટે' નું કારણ તેને ન જડ્યું.

મીરાં થાકી. રાત દિવસ અને દિવસ રાત-ત્રણ દિવસ પસાર થઇ ગયા.

ચોથે દિવસે રાજમહેલમાં જ નહિ આખા ચિતોડમાં હાહાકાર પ્રસરી રહ્યો. દરેક પ્રજાજનના હૃદયમાં આઘાત અને ભવિષ્યની ઘોર ભયંકર આગાહીઓ કોતરાઈ ગઇ.

વાત આમ બની હતીઃ છાતી પર ૭ ભાલોડાં અને પીઠ પર સાત તલવારના ઘા લઈ, દુશ્મનોને રણક્ષેત્રમાં રોળી યુવરાજ ભોજ રાજમહેલે પધાર્યા હતા. વિજય વૈજયન્તી માળા હજુ તેમને ગળે લટકતી હતી. માથે ઘાલેલી બાપા રાવળની દીધેલી છેંગી* તેની સદીઓ જૂની ઈજ્જત એમને એમ બચાવી આવી હતી. ઓચિંતા ચઢી આવેલા દુશ્મનો સ્હામે અસીમ વીરતા દર્શાવી ભોજરાજ ઝઝૂમ્યા હતા. ધારવા કરતાં દુશ્મનનું બળ બમણું હતું. માનવા કરતાં પોતાના સાથીઓ બહુ ઓછા હતા; પરંતુ શિકારને દેખી સિંહ ત્રાટકે એમ ભોજરાજ ત્રાટક્યા.

જાણે હજારો લડવૈયાઓને સ્વહસ્તે મારી નાખવાના હોય તેવા ઝનૂન અને તેવા જોરથી તેઓ સૌની આગળ જઈ દુશ્મનો પર ટૂટી પડ્યા. દુશ્મનોએ જલ્દીથી પીછેહઠ કરવા માંડી; પરંતુ કુમારે એકેએકને કાપી નાખવા નિશ્ચય કર્યો અને આજ્ઞા કરી. સાથીઓ–પરિચારકોને પાછળ મૂકી યુવરાજ ભોજ દુશ્મનોના જૂથમાં પેઠા અને ભાગતા દુશ્મનોને પકડી પકડી નિર્જીવ કરવા લાગ્યા. જાણે મારવા અને મરવાનો દૃઢ નિશ્ચય કર્યો હોય! જાણે ક્ષીણ જણાતી રાજપૂત શક્તિને આ એક જ પ્રસંગે સમસ્ત ભારતવર્ષમાં ચમકાવી દેવી હોય–તેવા શૌર્ય અને તેવા જુસ્સાથી તેઓ લઢ્યા. દુશ્મનો મર્યા–જેટલા સામે આવ્યા તેટલા બધા મર્યા. પરંતુ પોતે જીવતા રહ્યા–સખ્ત ઘાયલ થઈ.

બધાંને સૌથી આશ્ચર્ય તો એ થતું હતું કે રણક્ષેત્રમાંથી રાજમહેલ આવતાં સુધી તેઓ જીવતા કેમ રહી શક્યા. જે જખ્મો તેમને થયા હતા તે એક પ્રહરમાં જિંદગીનો અંત

* સુંવાળા ચામડામાં સોનેમઢેલું વિજયચિહ્ન જે રણક્ષેત્રમાં સંચરતો સિસોદિયો સેનાપતિ પાઘડી પર ધારણ કરતો.

લાવવા જેટલા જોઈએ, તે કરતાં [illegible] હતા. છતાં યુવરાજ જીવતા રહ્યા.

કપાએલાં આંતરડાંને જાતે પેટમાં ખોસી તે પર શેલાને કસીને જાતે બાંધ્યું; છાતી પરનાં એક પછી એક ભાલોડાં જાતે ખેંચ્યાં અને પાલખીમાં પડતાં બેભાન થયા ત્યાં સુધી પોતે જ પગપાળા ચાલ્યા. ભોજના વિચિત્ર વર્તનથી બધાંની બુદ્ધિ બ્હેર મારી ગઇ...

આખો રાજમહેલ કકળી ઊઠયો. યુવરાજનું ઘાયલ થવું શુભશુકન ન હતા. લોદીઓ અને સુલતાનોને ભારે શિકસ્ત આપવામાં એંશી એંશી ઘા સહન કરનાર રાણા સાંગાને યુવરાજના ઘાયલ થવાનો ઘા સૌથી વધુ વિષમ હતો. રણછોડજીના નવા મંદિર સમક્ષ પાલખીમાં યુવરાજ સુતા હતા. પગ આગળ વિક્રમ, રતન અને માથા આગળ રાણો સાંગો સ્થિર નેત્રે જોઈ રહ્યા હતા.

પ્રાણ તૂટવાની તૈયારીઓ થતી હતી. રાણા અને રાજમાતાને બે હાથ જોડી યુવરાજે પોતાને પોતાના શયનમંદિરમાં સત્વર લઈ જવા વિક્રમને સંકેત કર્યો અને તે બેશુદ્ધ થઇ ગયા...

જયારે જાગૃત થયા ત્યારે તેમના મોંઢા પર આનંદ છાઇ રહ્યો. જે વસ્તુ માટે તેઓ તલસતા હતા તે તેમને પ્રાપ્ત થઇ. તેમણે જોયું તેઓ મીરાંના ખોળામાં માથું મૂકી સૂતા હતા...તેમણે જોયું મીરાંની આંખમાં એ જ અમી હતી-મોંઢા પર એ જ હાસ્ય હતું. ઊંચા ચઢતા શ્વાસે યુવરાજ મીરાંને જોઇ રહ્યો. દૂર દૂર ઊભેલી ઉદા અને તેથી ય વધુ છેટે ઊભેલી રાજમાતા અને વિક્રમની વહુને ભૂલી મીરાં પતિના શબ્દો સાંભળવા ઉત્સુક બની. પતિના મુખને નીરખી રહી. બુઝાતા દીપકની છેલ્લી ચમક તેની આંખોમાં સ્પષ્ટ હતી. મીરાંને ભોજ અતિમનોહર દેખાયો. ભોજને ય આજે મીરાં કોઈ દિવસ નહિ એવી અતિસુંદર દેખાઇ, ઘડીવાર તે ધારી ધારી મીરાંને જોઇ રહ્યા. અનેક ભવની પીપાસા

તૃષાર્ત નેત્રોએ, દિવ્યસૌંદર્યને પી પી સંતોષવા માંડી. યુવરાજની આંખો પરથી અંધપ્રેમનું પડળ દૂર થયું. મીરાંને જોતાં જોતાં તેને ખ્યાલ આવ્યો કે પ્રેમ–નિરાશામાં પોતાની જાતને હણી નાખવામાં તેણે પોતાની નિર્દોષ પ્રિયતમાનું સત્યાનાશ સાધ્યું છે.

યુવરાજની આંખો ભીની થઈ. ધ્રૂજતા હાથે યુવરાજે મીરાંનો હાથ જોર કરી પકડયો. મીરાંએ શરીર પર એક પણ રૂંવાડું ફરકાવ્યા વિના પોતાના હાથને યુવરાજના મસ્તક પર ફેરવવા માંડયો.

યુવરાજના હોઠ ઊઘડયા; પરંતુ અવાજ ન આવ્યો. મીરાંએ તરત તેના સુકાતા કંઠમાં ગંગાજળ નાંખ્યું.

હજારો વર્ષનો તાપ જાણે અખંડ હિમાલયમાં અદૃશ્ય થઈ ગયો. મીરાંના હાથમાંથી અમૃતની શતધા સેરો ફૂટી યુવરાજના મસ્તક વાટે તેના સમસ્ત શરીરમાં વહેવા લાગી. યુવરાજનું તરફડિયાં મારતું હૃદય, મીરાંની હંમેશાં નિકટ આવવા તલસતું જુવાન હૈયું આજે પહેલીવાર ધારવા કરતાં વધુ નિકટ જણાયું. તેને જીવ્યું સાર્થક લાગ્યું. તેને મરવું સાર્થક લાગ્યું.

ઝળઝળિયાં વાળી આંખે ભોજરાજ, અંતે બોલ્યો..."મીરાં !"

"કહો ! શી આજ્ઞા છે." બહુ, બહુ, બહુ મીઠા અવાજે મીરાં બોલી, "દર્દ બહુ થાય છે ?"

"દર્દ ? છે જ કયાં ?"

આંખો ચમકાવતાં ભોજરાજ બોલ્યો. મીરાંના એક જ વાક્યે તેના શરીરમાં સ્ફૂર્તિ મૂકી દીધી હતી. શ્વાસ રૂંધી, બધી શક્તિ એકઠી કરી તે બોલવા માંડયો, "મીરાં, સમજતો હતો પ્રેમ હું જ કરું છું; પરંતુ પ્રેમને સાચી રીતે સમજી છે તું. જે હું માનતો હતો તે પ્રેમ નથી. જે તું જીવે છે તે પ્રેમ છે. મને ક્ષમા કર મીરાં–તારી ક્ષમા માગવા જ હું જીવતો રહ્યો છું. તું ક્ષમા નહિ આપે તો નરક કરતાં ય મારી ભૂંડી હાલત થશે."

"ક્ષમા તો મારે માગવી જોઇએ, દેવ! મેં આપને બહુ દુઃખી કર્યાં છે." મીરાં લાગણી વિવશ થઇ બોલી.

"ના. એમ નથી, મેં મારી જાતને દુઃખી કરી છે. મેં મોટું પાપ કર્યું છે, મીરાં! જેનું પ્રાયશ્ચિત તારી ક્ષમા છે."

"આપે કોઈ પાપ નથી કર્યું."

"કર્યું છે. હું પરણેલીને પરણ્યો છું. તારા ગિરિધારી માટેનો તારો પ્રેમ ખરો છે. એની વચ્ચે આવી મેં મહાન પાતક કર્યું છે. તું પવિત્ર છે, પૂજ્ય છે. મારો પ્રેમ સંસારી છે, નીચો છે, અધ્રુવ છે. તારો પ્રેમ પ્રેમ છે. ઉચ્ચ, પવિત્ર, ધ્રૂવ. મને ક્ષમા કર દેવી......"

"મને પાપમાં ન નાખો દેવ! પાપી તો હું છું. પતિને દુઃખી કરનાર સ્ત્રી પાપી જ કહેવાય..." કહેતાં કહેતાં મીરાં ગદ્દગદિત થઇ.

"ના, નહિ. એક વખત બોલ–મને ક્ષમા કરી દે."

"દેવ, પત્નીની ક્ષમા તો પતિના અપરાધ પહેલાં જ સ્વીકારવા તૈયાર હોય છે–હવે આપ આરામ કરો."

"તારા ખોળામાંય આરામ ન હોય?"

"બસ, દેવ!......"

"ના બોલ મીરાં. હું ય નહિ બોલું. બસ, મને નિરાંતે જોઇ લેવા દે...પેલું મોંઢા પરનું તારું સ્મિત ક્યાં ગયું?"

મીરાંએ સ્મિત કર્યું. બૂઝાતા દીપકની ચમક વધુ તેજ બની. એક હલકો શ્વાસ કાઢી યુવરાજ બોલવા માંડ્યો: "હા, જે ઇચ્છતો હતો તે મને મળી ગયું. આ ખોળો–આ મોંઢું–આ હાસ્ય, મીરાં! તું સુખી રહે–તું અને તારો ગિરિધારી..."

એકાએક યુવરાજનો અવાજ તૂટયો. મીરાં ચમકી. ભોજે અવાજ એકદમ ધીમો કરી, અનિમેષ નેત્રે જોતાં, હોઠને ખૂણે સ્મિત લાવી કહ્યું. "વચન આપ મારી પથારી પર હવે રડીશ નહિ."

જવાબમાં મીરાંના સ્હેજ હોઠ હાલ્યા. યુવરાજના મોંઢા પર એક આભા ઊઠી આવી. હોઠ પર પૂર્ણ સ્મિત લાવતાં યુવરાજ બબડયા, " સુખી રહે, તું અને તારો ગિરિધારી–ગિરિધારી, હૃદય-ચોર, ચિત્તચોર ગિરિધારી.........જય એકલિંગજી."

યુવરાજે કહેતાં કહેતાં આંખો બંધ કરી દીધી. મીરાં ધ્રૂજી ઊઠી.

જગતનાં હતાં તેટલાં અંધારાં ઊતરવા લાગ્યાં અને તે સૌથી ય ઘોર વિક્રમનો પડછાયો મીરાંને ઘેરી ઊભો રહ્યો. 'રડીશ નહિ.' આજ્ઞા હતી. મીરાં ન રડી. એકીટશે તે પતિદેવને જોઇ રહી.

વિક્રમ તેમની પછવાડે આવી ઊભો હતો. તેની પાસે ઊભેલી ઉદાએ ચીસ નાખી. રાજમાતા અને ભાભીઓ અંદર દોડી આવ્યાં. પદમા અને કાશી ધ્રુસકાં મૂકી માથું અફાળતાં બેસી ગયાં, પરંતુ થોડી ક્ષણ પહેલાં બોલતા અને હવે અબોલા લઇ લીધેલા પતિને મીરાં જોઇ રહી. ધીમે રહી તે ઊભી થઇ અને પલંગને છેડે આવી પતિના પગમાં તેણે મસ્તક મૂકી દીધું. સ્ત્રીઓની રો–કકળ તીવ્ર બની. મીરાં દોટ મૂકી ખંડ બહાર નાઠી અને ગિરિધારી પાસે આવી માથું અફાળતાં નિશ્ચેષ્ટ થઇ ધબ લઇ પડી.

થોડીવાર પછી તેને ભાન આવતાં તેણે ગિરિધારીના ચરણ જોરથી પકડી લીધા અને તેને હચમચાવતાં આર્ત્તનાદે રડી પડી:

" બોલ નિર્દય! બોલ. એક વખત બોલ. જવાબ આપ, તેં એમના હૃદયમાં આટલો પ્રેમ કેમ પેદા કર્યો–અને આપ્યો તો તે પ્રેમ મારા માટે જ કાં? બોલ નિર્દય! એમને જ પ્રેમ આપવો હતો તો મારો પ્રેમ તેં કેમ તારી પાસે ખેંચી લીધો?

મારું હૃદય કેમ ખાલી કરી નાખ્યું? કેમ? કેમ? મનુષ્યના હૃદયમાં આટલો પ્રેમ સીંચી તું એમને કેમ દુઃખી કરે છે?

બોલ ગોવિંદ! એક વખત બોલ! એક વખત બોલ... નિર્દય...નિર્દય."

કહેતાં કહેતાં મીરાં પુનઃ બેશુદ્ધ થઇ ગઇ અને ગિરિધારીના ચરણમાં ઢળી પડી.

છતાં, ગિરિધારી હસતો રહ્યો: હંમેશ મુજબ.





## ૧૫ જીવન દુ:ખ નથી....

"બસ કે ?"

ગિરિધારી ખડખડ હસી પડતાં બોલ્યો.

"મને તારી રીત ગમતી નથી."

આશ્ચર્યથી જોઈ રહેલી મીરાંએ ગુસ્સાને રોકી રાખી કહ્યું.

"કહી દેને હું ય નથી ગમતો !" મોઢું નીચું કરી ત્રાંસી આંખે જોતાં કનૈયાએ પૂછ્યું.

"કહ્યું નથી પણ કહેવું પડશે." મીરાં છંછેડાઈ બોલી.

"તો કહી દે—જોઉં તો !"

"તને કોણે નથી કહ્યું કહે જોઉં ?-શરમ નથી આવતી?"

"શરમ ? શાની ?"

"કોઈનું હૃદય છીનવી લેવું ને પછી ગમવા ન ગમવાનું પૂછવું. માણસની નિર્બળતા એનું હૃદય છે. એ ન હોય તો સંસારમાં દુ:ખ જ ન રહે."

કાલિન્દીને તીરે, ઇન્દિરા અને નલિની કમળોને પગ નીચે દબાવી, ભ્રમરોના ગુંજારવ અને કિલકિલ વહેતા પાણીમાં નાના નાના કૂદકા મારતી માછલીઓના ધબાકા, મણિ-રત્નમંડિત સુવર્ણ-કંકણોવાળા કોમળ હાથોથી પોતાના કાનમાં જતા અટકાવી, ક્રોધ અને તાપથી તપતી પ્રેમવ્યાકુલ મીરાં, કમ્મરે હાથ દઇ કદંબવૃક્ષ નીચે ત્રાંસી આંખે અને વાંકે મરોડે ઊભા રહેલા હસતા ગિરિધારી તરફથી નજર ફેરવી લેતાં બોલી.

અનિમેષ નેત્રે જોઈ રહેલો કનૈયો પછી મીરાં પાસે આવ્યો અને તેના રત્નકંકણયુક્ત હાથોને કાન પરથી હડાવી પોતાના હાથમાં દબાવી રાખતાં બોલ્યો,

"હૃદય માણસની નિર્બળતા છે કે તેની શક્તિ એ મનુષ્યમાં રહેલી માનવતા દેખાડી આપે છે. સખી કોઇનું ય હૃદય કોઇના તાબામાં રહ્યું છે?–અને, રાખ્યું છે તો કેટલી વાર? કેવા અનર્થોને ભોગે?"

"મારા હૃદય પરનો ભાર કેમ હટી ગયો?"

રત્નાળાં કંકણોથી ચમકતા હાથ અર્ધઉઘાડી છાતી પર દબાવી દેતાં આશ્ચર્યથી કનૈયાને જોઈ રહેતાં મીરાં ધીમે રહી બોલી પડી.

"જુઠ્ઠી!" કનૈયો ઊભો થઇ જતાં બોલ્યો.

"કેમ?" મીરાંએ એટલા જ આશ્ચર્યથી પૂછ્યું.

"કહેતી હતી ને કે તારું હૃદય મેં લઇ લીધું છે? તો પછી ભાર હૃદય પર જ કેમ આવ્યો અને કેમ હટી ગયો? તારું હૃદય તો તારી પાસે જ છે!"

"વાતોડિયો!" મીરાં છણકો કરી તેની સાથે ચાલતાં ચાલતાં બોલી.

"પાગલ!"

મીરાં પ્રત્યુત્તરમાં સ્હેજ હસી અને પછી ગંભીર બની થોડાંક ડગલાં ચાલી એકાએક અટકી ગઇ. કનૈયાને બે હાથે પકડી લીધો અને એક શિલા પર બેસાડી પછી ગંભીર છતાં આર્જવતાભર્યા કંઠે કહેવા માંડી:

"હું શું કરું ગોવિંદ? જીવનના અંધારપટ મારાં ચક્ષુ આગળ પથરાવા માંડયા છે. ઘૃણા અને તિરસ્કાર, ક્રોધ અને વ્હેમની ચિત્કારીઓ એ અંધારપટોને ભેદતી સંભળાયાં કરે છે. દુ:ખ અને નિરાશા વિકરાળ સ્વરૂપે મારા પર ધસમસ્યાં આવે છે. ધર્મદ્રોહીઓ અને વિધર્મીઓની ભીષણલીલા વચ્ચે પ્રજ્વળતા અત્યાચાર અને અનાચાર ચારે દિશાઓને ઘેરવા માંડયા છે. દુ:ખ! દુ:ખ! અને દુ:ખ! જીવન આટલું દુ:ખી કેમ છે ગોવિંદ?"

"જીવન દુ:ખ નથી તપસ્યા છે સખી! તપસ્વીને તો ટાઢ ને તડકો, ભૂખ ને તરસ, બધું સહન કરવાનું હોય; ક્રોધ યા ઇર્ષ્યા, તાડન કે છેદન સ્વીકારવાનાં જ રહે. જે આ દુ:ખોને દુ:ખ ન ગણે, સહન જ કર્યા કરે તે તપસ્વી. તપસ્યાનો અંત એ આનંદની પરાકાષ્ટા છે. પછી તને જીવન દુ:ખ નહિ જણાય. નિરાશા ને ઘૃણા યા દુ:ખ ને દમન કંઇ જ નહિ રહે દુ:ખને દુ:ખ સમજી ન ભેટ. જીવનને જીવન સમજી વિતાવ."

"કેવી રીતે?"

"વિના કારણ 'હૃદય'ને ગુમાવી બેઠેલાઓના મનને નિર્મળ પ્રેમથી પાંગરતું કર—સખી, જીવનને જીવતું કર."

"વિના કારણ નિર્દોષ યુવકોનાં હૃદયવિદારક મરણો વચ્ચે જીવનને જીવતું કરું?"

"મરણ? પાગલ છો! કોનું મરણ? તપસ્યામાંથી ચ્યુત થવું તે મરણ ન હોય—પુનર્જીવન હોય. તપસ્યામાંથી મુક્ત થવું તે જ પરમાનંદ. પુનર્જીવન માટે શોક કેવો?"

કૃષ્ણ એમ ઉવાચ્યા. મીરાં એકીટશે ગિરિધારીને જોઇ રહી હતી. ગિરિધરગોપાલ કોઇ દિવસ ગંભીર થયો હોય તો તે આજે.

'ડાહી' વાત કોઈ દિ' કરી હોય તો તે આ પહેલી જ વાર. મરણુને આ ઘેલો કનૈયો પુનર્જીવન કહી રહ્યો છે? બુઝાતા દીપકના અતિભયંકર ઓળા તેણે હંસાબાના મૃત્યુની આસપાસ ઊતરેલા જોયા હતા. અનેક સુખ દુઃખનો છેલ્લો સરવાળો કરતું મૃત્યુ સ્ત્રીને અને પુરુષને ગુપ્ત રહેલા તેના અસલ સ્વરૂપમાં પ્રકટ કરી દે છે. પતિની પત્ની યા પત્નીનો પતિ, એ બે અંગોમાંથી એક અંગ મૃત્યુ પામતાં બીજા અર્ધા અંગ તરીકે, તે પણ તેના અસલી સ્વરૂપમાં આવે છે અને ત્યારે સુખ કરતાં દુઃખમાં જ તે વધુ ઝૂરે છે. જીવનનો કરૂણ અંત જ દર્શાવતું મૃત્યુ પુનર્જીવન છે? મૃત્યુ એટલે જીવન? કે જીવન એટલે મૃત્યુ?"

મીરાં એટલું કહી કૃષ્ણ સામે જોઈ રહી. મનમોહનના મનમોહક મોંઢાને જોઈ રહેતાં મૃત્યુનો વિચાર કરવો નિરર્થક હતો; પરંતુ મીરાં વિચાર કરતી રહી.

મહાસમર્થ વીરોની જન્મભૂમિ મેવાડ જ્યાં રાજપૂતોનાં અને સિંહોનાં બાળ પરાક્રમ પીતાં જ ઉછરતાં; જ્યાં સ્વદેશ-પ્રેમ, સ્વમાન અને સ્વપરાક્રમ માટે વીરોએ મૃત્યુની કિંમત સાવ નજીવી કરી દીધી હતી; જેનાં રણક્ષેત્રોમાં સ્વર્ગની અપ્સરાઓ વીરોનાં સ્વાગત કરવા દિવ્ય પુષ્પમાળાઓ લઈ અને ગીધ, શિયાળવાં, દુશ્મનો અને દેશદ્રોહીઓનાં કાળજાં ફોલી ખાવા સંગી સાથીઓને લઈ અષ્ટપ્રહર ખડેપગે આતુરતાપૂર્વક ઊભાં રહેતાં; જેની પ્રજા કલાબદ્ધ અને શક્તિના ઉન્નત સ્થાને પહોંચી હતી; જેના રાજવંશની પરાક્રમગાથાઓ ભાટ, ચારણ અને કવિ પંડિતો દિગંતમાં પ્રસરાવી રહ્યા હતા: એવા મેવાડની પોતે યુવરાજ્ઞી, ભાવી મહારાણી, છતાં, પતિના મૃત્યુએ તેની કેવી સ્થિતિ કરી દીધી હતી?

લગ્ન થયાંને અરધો દસકો ય નથી વિત્યો; પરંતુ પતિ અને શ્વસુર જેવા બે ચાર અપવાદો સિવાય સમસ્ત રાજકુટુંબ

તેનાથી અળગું રહે છે. કોઇ ચાહતું નથી, કોઇ બોલતું નથી. અગર કોઈ બોલે છે તો પોતાના હૃદયમાં જામી રહેલું ઝેર બહાર કાઢવા. મા નથી. બાપ ભાઇ છે પણ તે દૂર, એટલા દૂર કે નથી જેવા. હતા એક દાદા–પરંતુ તે હતા. અત્યારે નથી. આ વર્ષે મૃત્યુએ પતિને ઝડપ્યો. ગયે વર્ષે તેના બહુ વ્હાલા દાદાને ઝડપ્યા.

મૃત્યુએ આ કર્યું અને એથી ય વધુ કર્યું. મીરાં મેવાડના ભાવી રાણાને સુખી ન કરી શકી અને મેવાડના ભાવી વારસથી વંચિત રહી મેવાડની પ્રજાને સુખી ન રાખી શકી.

મૃત્યુએ મીરાંને એકલી અટૂલી કરી મૂકી. એવા મૃત્યુને તે પુનર્જીવન કહી શકાય? છતાં આ કનૈયો પોતાને સમજાવી રહ્યો છે કે પુનર્જીવન માટે શોક કેવો?

મીરાં, એટલા માટે કનૈયાને જોઇ રહી.

પરંતુ મીરાંની આંખો વાંચતો કનૈયો એટલું બોલીને અટક્યો નહિ, આગળ બોલવા માંડ્યો:

"સખી, જીવન અને પુનર્જીવન છે પરમાનંદ પ્રાપ્તિની તપસ્યા. માટે, જા, સખી જા. જીવન જીવ. જે મરે છે તે પરમાનંદ માટે યા પુનર્જીવન માટે જ. તેમાં તે શોક કેવો? નિરાશા કેવી? કોઈ મરતું નથી. બધાં જીવે છે, પરંતુ જીવતાં નથી આવડતું. જીવન જીવાય છે હૃદયથી અને હૃદય જીવે છે માત્ર એક પ્રેમથી. અનંત, સ્વચ્છ, ચિરંજીવ અને સર્વ પાપવિમોચન એવા પ્રેમથી. સખી! જા. જડ થએલાં હૃદયોને જાગૃત કર... જીવ અને જીવાડ. ઊઠ, જાગૃત થા..."

"ઊભો રહે કનૈયા,"

એટલું કહી ઊભા થએલા કનૈયાને જોરથી પકડી રાખતાં શ્વાસભેર મીરાં બોલવા માંડી,

"આજે તું જે બોલ્યો છે તે પૂર્વે કોઇ દિવસ નથી બોલ્યો. પેટને ચીરી ભગવતી વસુંધરા તેજનો

અંબાર વેરતાં અકલ્પ્ય રત્નો વેરે તેમ ઉપરથી કંઈ અને અંદરથી ઓર દેખાવોનાં અકલ્પ્ય રત્નો તું વેરતો જાય છે અને હું તેના તેજમાં અંજાઈ જતી, અણુધતી જેમ, ધરતીના પત્થર અને પત્થરમાં રહેલા રત્નનો ભેદ પામી શકતી નથી. ન જા સખે, જરા ઊભો રહે. આજે મારે ઘણું ઘણું પૂછવું છે, ઘણું ઘણું સાંભળવું છે. મ્હારા હૃદયના તારો કયા સ્પન્દનથી ઝણઝણે છે–નથી ખબર પડતી. રક્તવાહિનીઓ શા માટે ધબકે છે નથી સમજાતું. મન ચકડોળે ચઢયું છે. ચક્ષુ સમક્ષ રંગબેરંગી દશ્યાવલીઓ ક્ષિતિજમાંથી નિકળી અંતરિક્ષમાં અદશ્ય થાય છે. તું છે છતાં નથી દેખતી. હું છું છતાં નથી જીવતી......મને કંઇ થઇ ગયું છે મારા ગિરિધારી ! હું કોણ છું ? કેમ છું ? બોલ સખે ! બોલ ! ”

સખા ન બોલ્યો. ઉલ્ટો મીરાંનો હાથ ઝડપથી તરછોડી કનૈયો નાસવા માંડયો. નાસતાં નાસતાં મીરાં તરફ મોઢું ફેરવી આંખનું એક મટકું અને હોઠનું એક મરકડું ફેંકી વધુ વધુ જોરથી તે નાસવા માંડયો. રત્નમંડિતસુવર્ણ કંકણો અને સુવર્ણગૂંથ્યાં કિંમતી વસ્ત્રોની પરવા કર્યા વિના મીરાં શ્વાસભેર કનૈયા પૂઠે પડી–આજીજી કરતી અને ચીસો પાડતી.

“ન ભાગ, કનૈયા ! હવે તું બાળક નથી અને હું બાળકની માફક દોડી શકું તેમ નથી. મારી બધી શક્તિઓ હણાઈ ગઇ છે. મારું મન ભારે છે. અનંત આકાશ અને અનંત પૃથ્વી મારી સમક્ષ મૂક ભયપ્રેરક, પથરાઈ રહ્યાં છે. પશુ, પંખી, વૃક્ષ, પુષ્પ કોઈ કાંઇ કહેતું નથી, મૂક ! મૂક ! બધાં મૂક ! ન ભાગ સખા. અદશ્ય મા થા. હું ખરું કહું છું—મને તારી જરૂર છે—સખે ! ગોવિંદ ! ગિરિધારી ! હું શું કરું ? હું શું કરું ! — કનૈયા ! કનૈયા ! કનૈયા ! ”

આર્તનાદ કરતાં મીરાં કૃષ્ણની પૂંઠે સાનભાન ભૂલી, બધી શકિતઓ એકઠી કરી પડતી, આખડતી, હાંફતી દોડવા

લાગી—આખરે ચક્રાવે દોડતી મીરાં એકાએક પેલા વિશાળ કદંબવૃક્ષ ભણી દોડી અને એક મોટી ઠોકર વાગતાં ચીસ પાડી પડી.

“ઓ મા! ઓ મા! ઓ મા!”

તમ્મર ખાઇ પડેલી મીરાં ભાન આવતાં ધીમે ધીમે ગણગણવા માંડી. શ્વાસ હેઠો ન્હોતો બેઠો. ક્લાન્ત મુખ પર દુ:ખ અને દુ:ખજન્ય આંસુ ઉભરી આવ્યાં હતાં. મીરાંએ ધીમે રહી આંખ ઊઘાડી તો તેની સૌથી પહેલી નજર પોતાના હાથ પર પડી. રત્નજડિત સુવર્ણ કંકણ ગાયબ હતાં. સોનાના બાજુબંધ અને હીરા કંઠી અદશ્ય હતાં. વાળ હતા, પરંતુ સુગંધી તેલ પુષ્પવિહીન—સુકા. આખા શરીર પર એક શ્વેત સાડી ડરતી ડરતી તેના શરીરને સંભાળી રહી હતી.

મીરાંને પૂરેપૂરું ભાન આવ્યું. પોતે વિધવા થઇ હતી અને વિધવા થયે આજે મહિનો થયો હતો.

તેના મગજમાં હજુ ભણકારા ગુંજતા હતા... જીવન તપસ્યા છે. જીવન જીવ. પ્રેમથી જીવાડ.

પ્રેમ?

એટલે?

મીરાંએ એ જ ભાવથી પૂંઠ વાળી જોયું. સમસ્ત રાજકુટુંબથી નકરાએલી, મા સમાન દૂરની એક વિધવા ભાભી તેની પીઠ પર બહુ હેતાળ હાથ ફેરવી તેની પાસે બેસી રહી હતી. સહાનુભૂતિભર્યા વિધવાના મુખને મીરાં થોડીક ક્ષણ અવલોકી રહી. હંસાબાની ઝાંખી તેને તેના મોંઢામાં જણાઇ. ધીમે રહી તેણે ફરીથી ગિરિધારીલાલ તરફ જોયું.

ગિરિધારી, એ જ, હંમેશ મુજબ, હસતો હતો. મીરાં તેને એકીટશે જોવા લાગી. ધીમે ધીમે તે હસતા ગિરિધારીના મોંઢા

તરફ વધુને વધુ નજીક આવી. તેના શ્વાસોચ્છ્વાસની ગતી વધવા માંડી...તેની આંખનાં આંસુ ઝરવા માંડયાં તેના હોઠ કંપવા માંડયા.........

**માઈ મ્હારી હરિજી ન બૂજી બાત ।**
**પિંડ મેંસું પ્રાણ પાપી**
**નિકસ કયૂં નહીં જાત ॥**

ગિરિધારી જવાબમાં હસતો રહ્યો.

મીરાં તેની આંખોની વધુ નજીક આવી અને વ્યાકુળ બની બોલવા માંડીઃ

**પટ ન ખોલ્યા મુખાં ન બોલ્યા**
**સાંજ ભઈ પરભાત ।**
**અબોલણા જુગ બીતણ લાગો તો**
**કાહેકી કુશલાત ॥**

કનૈયો હસતો રહ્યો.

**સાવણ આવણ હોય રહ્યો રે**
**નહિં આવણકી બાત ।**
**રૈણ અંધેરી બીજ ચમકે**
**તારા ગિણત નિસિ જાત ॥**

નંદકુમાર ન બોલ્યો, હસતો રહ્યો.

**સુપનમેં હરિ દરસ દીન્હોં**
**મૈં ન જાણ્યૂં હરિ જાત ।**
**નૈણ મ્હારાં ઉઘડ આયા**
**રહી મન પછતાત ॥**

નટખટ હસતો રહ્યો.

લે ઇ ક ટા રી કં ઠ ચી રૂઁ
ક રૂઁ ગી અ પ ઘા ત ॥
મી રાં બ્યા કુ ળ બિ ર હ ણી રે
બાલ જ્યૂઁ બિલલાત ॥

ગોવિંદ હસતો રહ્યો, ધમકી ન માની. મીરાં થાકી. ઉપર પ્રમાણે પુનઃ કહેતાં કહેતાં, ગાતાં ગાતાં મીરાં ભગવાનના ચરણમાં લેટી પડી–પડી રહી.





# ૧૬ કુલઘાતિની

ગયું, બધું ગયું.

શૌર્ય ગયું, જોશ ગયું, ઉદારતા અને દિલાવરી ગયાં, ઘરડાઓ ગયા, જુવાનો ય ગયા. જેની શક્તિથી ડરી જઇ મોગલસિંહ બાબર સુલેહ કરવા તત્પર થયો હતો તે, એંશી એંશી જખ્મોથી પોતાના શરીરને દીપાવનાર પરાક્રમસિંહ રાણો સાંગો ઇહલોક છોડી ગયો હતો. પરમ વૈષ્ણવ દુદાજી ગયા હતા અને તેમની સાથે તેમના પુત્ર રત્નસિંહ અને વિરમસિંહ પણ ગયા હતા. મેવાડનો યુવરાજ ગયો હતો અને તેની સાથે નાનો ભાઈ રત્નસિંહ પણ.

છેલ્લાં ત્રણ ત્રણ વરસમાં ઘણું ગયું હતું. નહિ, જ્યારથી મીરાંનું સૌભાગ્ય ગયું ત્યારથી મેવાડ અને મારવાડમાંથી ઘણું ગયું હતું. બાબરની સાથે રણક્ષેત્રમાં ઝઝૂમ્યા પછી રાણો સાંગો ચિતોડ પાછો ન આવ્યો. આવું તો વિજય વરીને આવું નહિ તો નહિ, એવું આકરું પણ લેનાર રાણા સાંગાએ ચિતોડ બહાર

વનેઉ સ્થળે જ પ્રાણ ત્યજ્યા. સાંગાના પરાક્રમથી અંજાએલા મોગલો ચિતોડ પર ન ત્રાટક્યા; પરંતુ પરાજિત* ગુજરાતનો સુલતાન, ચિતોડને ભસ્મીભૂત કરવા એક પગે તૈયાર હતો. માળવાનો સુલતાન પણ સાંગાએ આપેલી હાર ન્હોતો ભૂલ્યો. ભોજ ગયા હતા. રત્ન પણ ગયો હતો. એટલે સિસોદિયાની ગાદી પર વિક્રમસિંહ જ્યારે શ્રી એકલિંગજીનો દીવાન બની આવ્યો ત્યારે તેને આ તૈયાર દુશ્મનોનો સામનો કરવા સાવધાની રાખવી પડી.

પરંતુ જનારાઓની સાથે બધું જવા માંડયું હતું: શૌર્ય, વીરતા, ઉદારતા, બધું ય...જે જે સદ્‌ગુણો સાંગાજી અને યુવરાજ ભોજમાં હતા તેનાથી વિપરીત દુર્ગુણો નવા રાણા વિક્રમમાં ભર્યા હતા. દુર્ગુણો ખુશામતને લાવે છે કે ખુશામત દુર્ગુણોને લાવે છે તે કહેવું મુશ્કેલ છે; પરંતુ વિક્રમને બન્ને ય ફાવતાં હતાં. રાજમહેલમાં વિક્રમના ઓળા સાને અસડાવતા હતા. મોટાભાઇ રત્નસિંહ સામે અનેક કૂડકપટ અને અત્યાચાર કરી ગાદીએ આવેલો વિક્રમ પોતાના નાના ભાઈ, (સાંગાજીના સૌથી નાના પુત્ર) ઉદયસિંહ ઉપર પણ સારી નજર ન્હોતો રાખતો. જો કે ઉદયસિંહ હજુ દૂધ પીતું બચ્ચું હતું; પરંતુ તે બચ્ચું સાંગા જેવા સિંહનું હતું, તે વિક્રમ જાણતો હતો અને તેથી ભવિષ્યમાં પોતાની અને રાજગાદી વચ્ચે તે આવી પડે એવો તેને બહુ ગુપ્ત ભય રહેતો હતો.

રાણા વિક્રમમાં બીજી એક ભયંકર ખોડ હતી. રાજપૂત સૈનિકો મોટે ભાગે ઘોડેસ્વાર હોય છે. પાયદળનું એટલું માન નથી. ઊંચી શ્રેણીના સરદારો પાયદળમાંથી ન આવે; પરંતુ વિક્રમે મુસલમાનોનું અનુકરણ કરી હલકા પાઈકોને× ઊંચાં

---

*ઇબ્રાહીમ પૂર્વ દિશા ન ઉલટૈ, પચ્છમ મુદાફર ન દે પયાણ
દખણી મહમદ શાહ ન દૌડે, સાંગો હામણ મહૂં સુરતાણ ।।

પૂર્વમાં ઈબ્રાહીમ, પશ્ચિમમાં મુઝફ્ફર દક્ષિણમાં મહમદશાહ એમ ત્રણેના પગને સાંગાએ બાંધી દીધા હતા કે જેથી તેઓ આગળ વધી ન શકે.

×પાયદળ–સૈનિકોને

પદ આપીને પોતાની આસપાસ ખુશામતખોરોની એક જમાત ઊભી કરી. આથી કરીને જેમનાં લોહી અને જેમનાં શૌર્ય પર મેવાડનું રાજસિંહાસન અચલ હતું એવા ચંદાવત શક્તાવત જેવા અન્ય સામંત સરદારોનો છૂપો પરંતુ સખત તિરસ્કાર વિક્રમે વ્હોરી લીધો હતો.

રાણાજીને ત્રીજી ઉપાધી હતી પોતાની સર્વ અપુત્ર રાણીઓની. એક પણ રાણીએ તેનો વંશ જાળવવા પુત્ર ન્હોતો આપ્યો.

એટલે,

મહેલમાં અને દરબારમાં કાયમ અસંતોષ રહેતો હતો. સ્વચ્છંદી અને સ્વેચ્છાચારી વિક્રમ ધીમે ધીમે જાનવરોનાં દ્વંદ્વ યુદ્ધ અને જાનવરો જેવા પહેલવાનોનાં મલ્લયુદ્ધોમાં સમય વિતાવવા લાગ્યો. પરિણામે, સિસોદિયા રાજવંશ જીવતો હતો પરંતુ નિસ્તેજ બની. મેવાડની ધરતી પર ખરેખર આફત ઊતરી હતી. પ્રજાનો અણગમો અને અસંતોષ ક્રમશઃ વધતાં જતાં હતાં અને પ્રસરતાં હતાં. સાચા સરદારો રાણાથી દૂર રહેવા લાગ્યા. હલકા પાઈકો ખોટા સરદારો બનવા માંડયા. એથી કરીને રાણો પરાક્રમી હતો છતાં કૂપમંડુકની જેમ ખુશામતખોરોએ ફેલાવેલી પોતાની ખોટી વીરતામાં મસ્ત બની કુમાર્ગે વધતો જ ગયો.

અને, તેના એ કુમાર્ગ પર, અજાણતાં, પરંતુ વધારે ઝડપથી તેને ખેંચી રહી હતી તેની સગી બહેન ઉદા.

બે મહિનાથી ઉદા પિયેર આવી છે. સાસરું ગમતું નથી એમ નહિ, પરંતુ સાસરે કોઇની ય સાથે બનતું નથી. ઉચ્ચ ખાનદાનની ખુમારી આગળ સાસરિયાં ખાસ બોલતાં ય નથી. ક્રોધ અને ગુમાનમાં જીવતી ઉદા, રિસાઈ પિયેર આવી છે અને રાણાની માનિતી બહેન હોઇ મ્હલાય તેટલું મ્હાલે છે.

રાજમહેલમાં રાણાને બેચેની વધતાં ઉદા તેમની પાસે દોડી આવે છે. રાજમહેલ બહાર નવો પુરોહિત દયારામ પાંડે તેમના વિભ્રમિત મસ્તકને ઉશ્કેરવા નીચું મસ્તક કરી ઊભો જ હોય છે.

સાસરે ન જનારી ડાહી ગાંડાને જ શીખામણ આપે ને ? ડાહી ઉદા આજે ગાંડા વિક્રમને શીખામણ આપવા પ્રવૃત્ત બની છે.

" શું થયું છે લોકોને ? ચંદાવત, શક્તાવત, સાંગાવત આવતા નથી ? પૂછું છું તો કહેતા નથી અને નથી પૂછતો તો અંદર અંદર બોલતા રહે છે ! "

વિક્રમે અકળાઇ જતાં ઉદાને ક્રોધમાં પૂછ્યું.

" તે બોલે જ ને ! " જાણે વિક્રમને ઉશ્કેરવા નિશ્ચય કર્યો હોય તેમ ભર્યા કટાક્ષે ભાઈ પાસે બેસી તંબોલ બનાવતાં ઉદા કહેવા લાગી:

" ભાઈ, બોલનારાઓ પાસે જીભ નથી એમ નથી. મેવાડના સૌથી મોટા એ સામંતો છે. તેમની પાસે ઈજ્જત છે. નિમક-હલાલી છે. રાજગાદી માટે ખપી જવાની તમન્ના છે. એટલે આપને મોંઢે ભૂરું કોણ બોલે ? "

"કેમ ન બોલે ? હું કહું છું બોલે. આજ્ઞા કરું છું કે બોલે—ગમે તેવું વિષમ હશે તો ય હું સહન કરીશ. પ્રજા અને સામંતોથી હું ઉજળો છું. એમની ઇજ્જત મારી ઇજ્જત છે. શું દુઃખ છે એમને ? એમને તું બોલાવ ઉદા."

" એમને તમારી પાસે બોલાવવાની શી જરૂર છે ? મને આજ્ઞા કરો હું બોલીશ."

" બોલ." રાણો સહેજ આતુર બની બોલ્યો. પછી સ્હેજ તિરસ્કારભર્યું હાસ્ય મોંઢા પર લાવી માથાને તકિયા પર ઢાળી દેતાં બોલ્યો, " સરદારો એમ જ કહે છે ને કે પાઈકો કેમ સભામાં ભરાવા માંડયા છે ? પરંતુ રાણા માટે પ્રાણ આપવા તત્પર રહેનાર યોદ્ધાઓનો સિસોદિયા રાજવંશે પ્રાણને ભોગે પણ સત્કાર કર્યો છે."

" એ વાત નથી. " ઉદા દાંત ભીંસી દઢતાથી બોલી.

" તો પછી ? " રાણો ફરી બેસી જતાં બોલ્યો. તેની કુતૂહલવૃત્તિ વધી હતી. સામંતોની તાકાત તે જાણતો હતો અને તેથી તેમના પર સખત અણગમો છતાં અંદરખાનેથી તેમનાથી ક્ષોભ પામતો હતો. તેમની બેદિલીનું તો કોઈ બીજું કારણ હતું ? તે આશ્ચર્યમાં પાનનું બીડું વાળતી ઉદાને જોઈ રહ્યો. ઉદાએ પાનનું બીડું ભાઈ આગળ રાખી ભાઈ સામું ઊંચે જોયું અને જરાક આગળ ઢળી બોલી:

" લોકો કહે છે મેવાડ પર કુદરતના કોપ કેમ થવા બેઠા છે ? મેવાડના દુશ્મનોના પાસા કેમ પોબાર થાય છે ? દાંતે તરણું લેનારા સુલતાનો કાં બોખારી ઊભા થાય છે ? "

" કેમ થાય છે ? "

" વિચારો. ભલભલા માંધાતાઓનાં માન ઉતારનાર પિતાજી કાં ચિતોડની રાજગાદી પર પાછા ન ફર્યા ? કાં ટપોટપ રણબંકા સરદારો ઊડી ગયા ? મેવાડના રાજવંશી પુરુષો કેમ ઘટવા માંડયા છે ? કેમ મેવાડની રાજરાણીઓના ખોળા ખાલી છે ? કોની ચરણરજ રાજમહેલના રાજવંશને નિર્મૂલ કરવા માંડી છે ? "

" કોની ચરણરજ ? " મોંઢામાં મૂકેલું પાન એમનું એમ રાખી એકશ્વાસે વિક્રમ બોલ્યો.

ભયંકર તિરસ્કારમાં ઉદા ઊભી થઈ ચાલવા માંડી અને થોડાંક ડગલાં ભરી અટકી ગઈ. પછી એકાએક તેની તરફ ફરી બોલી:

" મીરાંની–મીરાં ભાભીની. મીરાં ભગતડીની. ગોવિંદ ગિરિધારીની ચરણરજથી. નટડી મીરાંની..."

કહેતાં કહેતાં તે વિક્રમ આગળ ધસી આવી; પરંતુ હજુ તો તે વાકય પૂરું કરે અથવા વિક્રમ હોઠ ફફડાવે તે પહેલાં તંબુરાના તાર ઝણઝણી ઊઠયા અને એકાએક અસંખ્ય મંજીરાઓ, એક નહિ, દસ નહિ, અસંખ્ય, તાલબદ્ધ ધ્રૂજી ઊઠયાં.

ઉદા ય ધ્રૂજી ઊઠી.

રાણો ઊભો થઇ ગયો. શું છે ? શું થાય છે ?

ઉદાએ જોરથી વિક્રમનો હાથ પકડયો અને દાંત ભીંસી બોલી: "કોણ છે એ ?"

"એ જ તો પૂછું છું–કોણ છે ?" વિક્રમે આશ્ચર્યથી પૂછ્યું.

"લફંગા લૂંટારુઓ, અલમસ્ત આખલાઓ–ગંદા ભીખારીઓ જેમને કોઇ રોટલાનો ટૂકડો નથી નાખતું તેને મીરાં સંઘરે છે. ભક્તિ બા બની બેઠેલાં મીરાં ભાભી પાસેથી ધન લૂંટવામાં ય ભગવાં કપડાં જ પહેરવાની જરૂર છે ભાઇ." ઉદા ઝુસ્સાથી બોલી.

પરંતુ તેના ઝુસ્સાની સાથોસાથ મંજીરા, તંબુરા અને મૃદંગની ધૂન વધવા માંડી. જાણે કે ઉદાના ઝુસ્સાને પોતાની લયમાં ઓછો કરવા, ડૂબાડી દેવા, માગતી હોય. પરંતુ ઉદા વિફરી હતી. ઇશ્વર જાણે શા હેતુથી. કયા અંગત કારણે ઉદાએ મીરાં વિરૂદ્ધ ઝેરીવૃત્તિ કેળવી હતી ? કોઇ અગમ્ય શક્તિ પુરુષને કોઇ કાર્ય તરફ અવિરત ખેંચતી રહે તેમ મીરાંના વિના અપરાધે, વણબોલ્યે ઉદાને કોઇ તેના વિરૂદ્ધ ખેંચતું રહેતું હતું. મીરાં માટે ક્રોધ, ઘૃણા અને તિરસ્કાર તેની રગેરગમાં ફરતાં હતાં. તેને બહિર્ગત કરવા આજે ખરી તક સાંપડી. તેણે ઊંચે અવાજે વિક્રમનો હાથ ખેંચતાં કહેવા માંડયું,

"એ છે તમારી ભાભી મીરાં. ન ભાવ, ન માન. દિન–પ્રતિદિન નવા નવા સાધુઓ આવતા જાય છે. રાજમહેલ મહેલ મટી ધૂતારા ઢોંગીઓનો અડ્ડો બનવા માંડયો છે અને આજે દેશદેશથી મૃત પતિની સંવત્સરી મનાવવા પતિપરાયણ મીરાંએ સાધુ, બાવા ને વૈરાગીઓને આમંત્રણ આપ્યું છે. શું ઠાઠ છે ! શું મસ્તી છે ! ચિતોડના મહારાણાને ખબર નથી; પરંતુ મહારાણાના મહેલમાં અલમસ્ત ભામટાઓ બેખટક ભેગા થાય છે અને તે બધાની અધિષ્ઠાત્રી બની છે, મેવાડનું રાજકુલ ઉજવાળવા પેદા થયેલી મેડતીજી મીરાંબાઇ."

"બોલો શ્રી ગિરિધારીલાલજીકી જે."

ભજનિકોનો રાજમહેલના ખૂણેખૂણાને ભરી દેતો અવાજ આવ્યો. રાણો કાંપી ઊઠયો.

ઉદા બોલતાં બોલતાં ધ્રૂજી ઊઠી. રાણો મોંઢુ વકાસી ઉદાને જોઇ રહ્યો. પોતાના સામંતો આટલા જ માટે ઉશ્કેરાએલા હતા? પોતે તેમની આંખે ખરાબ ન હતો? પોતે સારો છે એમ? ઉદા અવાક્ બની ઊભેલા વિક્રમના વર્તનથી સંતોષ ન પામી. ગુસ્સામાં વિક્રમને ઝરૂખા તરફ ખેંચી લાવી અને નીચે ચોગાન તરફ હાથ કરી બોલી: "આવો–જૂઓ. મેવાડનો કાળ–મેવાડનું પતન જોવું છે? તો જોઇ લ્યો. પેલી રહી–પતિને ખાનાર, કુલને ખાનાર, માતપિતાને ભરખી જનાર, ગિરિધારીનું નામ લઇ નફ્ફટ બનનાર કુલઘાતિની મીરાં–" તરત જ મીરાંનો રણકદાર અવાજ સંભળાયો:

બાલા મૈં બૈરાગણ હૂઁગી ।

'સાંભળો છો, દીવાનજી?' ઉદા અટ્ટહાસ્ય કરતાં બોલી.

મીરાં મીઠે અવાજે ગાતી રહી:

બાલા મૈં બૈરાગણ હૂઁગી ।
જિન ભેષાં મ્હારો સાહિબ રીઝે,
સોહી ભેષ ધરૂઁગી ॥
સીલ સંતોષ ધરૂઁ ઘટ ભીતર, સમતા પકડ રહૂઁગી ।
જાકો નામ નિરંજન કહિયે, તાકો ધ્યાન ધરૂઁગી ॥
ગુરુકે ગ્યાન રંગૂઁ તન કપડા, મન મુદ્રા પૈરૂઁગી ।
પ્રેમ–પ્રીતસૂ હરિ–ગુણ ગાઊઁ, ચરણન લિપટ રહૂઁગી ॥
યા તનકી મૈં કરૂઁ કીંગરી, રસના નામ કહૂઁગી ।
મીરાંકે પ્રભુ ગિરધર નાગર, સાધાઁ સંગ રહૂઁગી ॥

સાધાં સંગ રહૂંગી?

રાણો વિક્રમ બીજી વાર કાંપી ઊઠયો.

ભજન વધુ જોર પકડવા માંડયું. મંજીરા અને પખવાજને ભેદી મીરાંનો અવાજ રાણાના હૃદયને વિંધવા માંડયો. તે વધુ વાર ન થોભી શકયો. પગ પછાડી રાણો ઝરૂખામાંથી પીઠ ફેરવી ચાલવા માંડયો અને સીધો ચોગાનમાં આવી ઊભો.

આવી ઊભો અને પુનઃ કાંપી ઊઠયો. સામે મંદિર સમક્ષ ભજનની વધતી જતી ધૂનમાં અને સાથે સાથે એકતાનમાં ઉછાળા મારતી ઊર્મિઓને વશ થઈ મીરાં ઊભાં થયાં અને પગના ઠુમકે તથા હાથના લહેકે ગિરિધારીને જોઈ નાચવા માંડયાં.

નાચવા? હા નાચવા. હરિ પ્રેમભક્ત ભજનિકો ભજનની ધૂનમાં રંગે ચઢયા હતા. દરેકના હૃદયમાં એક તાન, એક શબ્દ, એક ધૂન ઝણુઝણી રહી હતી. જેના પ્રભાવમાં બધાં સત્સંગીઓ આસપાસને ભૂલી એકમન થયાં અને તેવા પ્રતિકરૂપ સર્વની વચમાં, ભગવાન કૃષ્ણ સમક્ષ મીરાં......

નાચવા લાગી.

મેવાડના મહારાણાનું આથી ભીષણ અપમાન કોઈ હોઈ શકે? બેઠેલા એક એક સાધુ તેને યવનો દેખાયા. ગાતા એક એક ભગત તેને દુશ્મન દેખાયા. દાંત પીસી તેણે સ્વહસ્તે એક એકને પકડી દૂર ફેંકવા માંડયા અને પછી બધાંને ડારી દે તેવી ગર્જના કરી,

"બંધ કરો–બંધ કરી દો–બંધ કરી દો."

થોડીક જ ક્ષણોમાં મંજીરાઓ નીચે ખણુખણી પડયાં. તંબુરાના તાર છેલ્લો ઝણુઝણાટ કરી સ્થિર થયા અને સર્વ સાધુજમાત હાથ જોડી રાણાની તરફ આભી બની જોઈ રહી.

રાણાની આંખોમાંથી અગ્નિ ઝરતો હતો. બરાબર, તેની સ્હામે તેને જોતી મીરાં ઊભી હતી.

મીરાંની આંખમાંથી અમી ઝરતું હતું.

મીરાં ઊભી હતી—શાંત, સ્વસ્થ.

ઉશ્કેરાએલો રાણો શિકાર પર તરાપ મારવા જતા વાઘની જેમ આંખો ખેંચી ઊભો હતો. મીરાંએ મૃદુ અવાજે કહ્યું:

"પધારો દીવાનજી ! અમારાં અહોભાગ્ય..."

"દીવાનજી ?"

રાણો તાડૂક્યો, "મહાન્ વીરો અને દુર્ગાઓને સંઘરનાર દીવાનજીના રાજમહેલમાં લફંગાઓ રાગડા તાણે અને તેઓની સામે રાજકુલની એક વખતની લક્ષ્મી પરમ પવિત્ર વૈધવ્યધર્મ ફેંકી નિર્લજ બની નાચવા માંડે અને છતાં હું દીવાનજી ? મને આત્મહત્યા કરાવવા સુંદર રસ્તો શોધ્યો છે ભાભી ? મેવાડી રાજવંશના આત્મગૌરવને નષ્ટ કરવા આથી સરસ માર્ગ બીજો એકે ય નથી—ધન્ય છે ભાભી."

"આપ શું કહો છો ?" એટલું બોલી મીરાં દંગ થઇ જોઇ રહી. રાજમહેલમાં છૂટથી ભક્તિ કરવાની રજા તો તેમણે જ આપી હતી. દાન, પૂણ્ય કરવા જે કંઇ મંગાવતાં તેમાં રાણાએ જરા ય વિરોધ ન્હોતો દર્શાવ્યો. રાજમહેલની બધી સ્ત્રીઓએ મીરાં વિરૂદ્ધ એક શબ્દ પણ ન્હોતો ઉચ્ચાર્યો—તો પછી ?

"સિસોદિયાને હાથ અડાડયા વિના મારી નાંખવો હોય તો તેને હલકા માણસો સન્મુખ હલકો પાડવો." દાંત કચકચાવી વિક્રમ બોલવા માંડ્યો, "તમે મને પૂરેપૂરો હલકો બનાવ્યો ભાભી, હવે મને આત્મહત્યા કરવા પ્રેરો છો."

ક્રોધમાં આકળો ઊનો થતો રાણો બોલવા માંડયો.

"ભાઈ—રાણાજી ! આવું અશુભ ન બોલો." મીરાં બેબાકળી બની વિક્રમ પાસે દોડી આવી તેનું મોંઢું બંધ કરી દેતાં બોલી. રાણો એક પગલું પાછો હઠી ગયો. તે જોયા વિના મીરાં વિનંતિ કરી બોલવા લાગી, "ગોવિંદભક્તિ કરવી તે હલકું કામ છે—ભાઇ ?"

"ના. તલવાર પકડતી મેવાડની રજપૂતાણી હાથમાં તંબુરો પકડે અને ઈજ્જત સાચવવાને બદલે મંજીરા સાચવી ધૂતારા સાધુઓની વચમાં નાચે તે રાજકુલના ગૌરવને ઊંચે ચઢાવવાનું હશે ?"

મીરાં વિક્રમના ક્રોધને ન સમજી. પ્રભુભક્તિમાં કુલગૌરવને નીચું પાડવું કેવું ?

વિક્રમ મીરાંને ન સમજ્યો. રાજપૂતાણીને સાધુઓ સન્મુખ નાચવું કેવું ?

મીરાંએ સરળ હૃદયે કહેવા માંડયું, "રાણાજી ! હરિભક્તિમાં ઊંચે જ ચઢવાનું હોય છે."

"પરંતુ તમારી ભક્તિથી હું નીચે પડું છું–મારી આંખમાં, મારી પ્રજાની આંખમાં, દુનિયાની આંખમાં."

ભક્તિના જોશમાં ચઢેલી મીરાં હજુ ન સમજી. વિક્રમને સમજાવવા બહુ મીઠા શબ્દોમાં જરા વધુ નજીક આવીને બોલવા માંડી: "દીવાનજી, બધું કારણ મન છે. પ્રેમથી બધાંને જૂઓ. કોઇ પારકું નહિ દેખાય. ભાવથી ભગવાનને ભજો બધાં માણસો સારાં જ દેખાશે. કોઇ હલકું નથી. કોઈ ધૂર્ત નથી. બધાં એક છે. બધાંનો ભગવાન એક છે. આવો, અહીં આવો અને થોડીવાર એ એક ભગવાનના ચરણમાં બેસો."

"નહિ..." રાણાએ ફરી ગર્જના કરી અને છેટાછેટા રહી ખૂણેખાંચરે અલોપ થતા ભયભીત નિર્દોષ ભકતો એકદમ અટકી જઇ કાંપી ઊઠયા.

"હું નહિ અને કોઇ નહિ. તમે ય નહિ ભાભી, મારી આજ્ઞા છે કે આજથી તમે અથવા કોઇ......"

"ના...ના. રાણાજી ! ન આજ્ઞા કરતા." મીરાં એકદમ રાણા તરફ આર્તનાદ કરતાં તેને આગળ બોલતો અટકાવી બોલી.

મીરાંનો આર્તનાદ સાંભળી વિક્રમ ચમકી ઊઠયો. મંદિરના દરવાજા બંધ કરવા આગળ ધસતા તેના પગ આગળથી મીરાંએ દોડીને કચડાઇ જતા તંબુરાને જટ ઊઠાવી લીધો...બાજુમાં પડેલાં મંજીરા એકદમ લઈ લીધાં અને રાજાની આજ્ઞાથી ધ્રૂજી ઊઠેલી મીરાં ઘડીકમાં વિક્રમને અને ઘડીકમાં કૃષ્ણને જોતાં ગાવા માંડી:

રાણાજી મ્હે તો ગોબિંદકા ગુણ ગાસ્યૌં ।
ચરણામ્રિતકો નેમ હમારે, નિત ઊઠ દરસન જાસ્યૌં ।।
હરિમંદિરમેં નિરત કરાસ્યૌં ઘૂંઘરિયાં ઘમકાસ્યૌં ।
રામ-નામકા ઝાઝ ચલાસ્યૌં ભવસાગર તર જાસ્યૌં ।।
યહ સંસાર બાડ્કા કાંટા જ્યા સંગત નહિ જાસ્યૌં ।
મીરા કહે પ્રભુ ગિરધર નાગર નિરખ પરખ ગુણ ગાસ્યૌં ।।

છેલ્લી લીટી ગાતાં ગાતાં મીરાં હસતા પ્રભુના મુખને ગદ્ગદિત થઇ જોઇ રહી. તેની આંખમાં આંસુ ઊભરાયાં.

રાણાનો જુસ્સો અટકયો; પરંતુ ઘટયો નહિ. વિક્રમ ન સમજ્યો. ક્રોધ અને ઘૃણા ભગવાનની સ્હામે પણ તેને ન ત્યજી ગયાં. અવાજમાં અને મોંઢા પર સખ્તાઇ રાખી મેવાડનો મહારાણો દાંત કચકચાવી બોલ્યો:

" ભાભી, હું રાજપૂત છું. સિસોદિયો છું. ભગવાન્ એકલિંગજીનો દીવાન છું. મારો ધર્મ છે તલવાર પકડી પ્રજાનું રક્ષણ કરવાનો–તંબુરો પકડી નાચવાનો નહિ. આજથી આ રાજમહેલમાં મને પૂછ્યા સિવાય એક સાધુ પણ નહિ આવી શકે. "

રાણાએ આજ્ઞા ફરમાવી જ દીધી. અશ્રુભરી આંખે અને વિનંતિભર્યા અવાજે મીરાં વિક્રમ તરફ જોઇ બોલી; "રાણાજી !"

" બસ. આ મંદિર એ દરેક ભગતડા માટે બંધ ! "

"એવી કઠોર આજ્ઞા ન કરો રાણાજી!" મીરાં ઊભી થઈ જતાં વિનવવા લાગી, "સાધુ સંતોથી મંદિરને વંચિત ન-કરો. ઘોર અપરાધ થશે! પાપ થશે!"

"અને આપનું નાચવું પૂણ્ય થશે? તમે ગમે તેવાં પરંતુ રાજપૂતાણી-શરમ છે!"

"શરમ?" મીરાં આંસુ લૂછ્યા વિના ચકિત આંખે વિક્રમને જોઈ રહી બોલી.

"લાખવાર..." પછવાડેથી આગળ ધસી આવી ઉદા બોલી અને ભાઈનો હાથ ખેંચી અતિશય ક્રોધમાં ચાલવા માંડી. પરંતુ હજુ તો પીઠ ફેરવી બન્ને જણ ચાર ડગલાં ભરે તે પહેલાં તો અવાજ આવ્યો.

શ્રી ગિરધર આગે નાચૂંગી ।।

બન્ને અટકી ગયાં અને ધીમે રહી પાછળ ફરી જોવા માંડયાં. નાસતા ભગતો ખૂણેખાંચરેથી ડોકિયાં કાઢી જોવા લાગ્યા. મીરાંનાં મંજીરાઓ મીઠા રણકારા કરતાં તાલ બદ્ધ વાગવા લાગ્યાં. તેના જવાબમાં કોઈ ખૂણેથી છૂપી પખવાજ બોલી. મંદિરની પછીતેથી ઝાલર બજી—કયાંઈથી કરતાલ ગૂંજી-શંખધ્વનિ ફૂંકાયો—અને મીરાં પ્રેમાવેશમાં ડોલવા લાગી:

શ્રી ગિરધર આગે નાચૂંગી ।
નાચ નાચ પિવ રસિક રિઝાઉઁ પ્રેમી જનકૂં જાચૂંગી ।
પ્રેમ પ્રીતિકા બાઁધિ ઘૂંઘરુ સુરતકી કછની કાછૂંગી ।।
લોક-લોજ કૂળકી મરજાદા યામેં એક ન રાખૂંગી ।
પિવકે પલઁગા જા પૌઢૂંગી મીરા હરિ-રઁગ રાચૂંગી ।।

રાણો અને ઉદા નાચતી મીરાંને ઘડીક આશ્ચર્યથી જોઈ રહ્યાં. મીરાંની આંખનાં આંસુ સૂકાયાં હતાં. મોંઢા પર નિશ્ચયતા અને એક પ્રકારની નચિંતતા પ્રસરી હતી. ગાતાં ગાતાં અને

નાચતાં નાચતાં નૃત્યને અંતે મીરાં ભગવાનના દ્વાર આગળ બેસી પડી.

રાણો ન સમજ્યો. ન જ સમજ્યો.

મીરાં પાસે આવી રાણો ઝનૂનમાં બોલ્યો. "નાચી રહ્યાં ભાભી! આ છેલ્લી વાર નાચી ચૂક્યાં, સમજી લ્યો. આજથી આ મંદિર બંધ છે. બહારના માટે અને અંદરના માટે."

"હું તમને મંદિર બંધ નહિ કરવા દઉં."

વીજળીવેગે ઊભી થઇ રાણાજીને પકડી લેતાં મીરાં બોલી–મીરાં ઉન્મત્ત દેખાતી હતી. વિક્રમ ડગ્યો નહિ. ધીરે અવાજે, આંખનું મટકું લાવ્યા વિના મીરાંની આંખ સ્હામે આંખ ધરી દઢતાથી તે બોલ્યો: "હું તમને અહીં ઊભાં નહિ રહેવા દઉં. અહીં આવવા નહિ દઉં અને વધારે કરશો તો મંદિરને તોડાવી દઇશ."

"રાણાજી!" મીરાંએ એક ઝીણી ચીસ નાંખી દીધી.

"હાં તોડાવી દઈશ. જેને લઇ મારું કુલ લાજે તે મંદિર, મંદિર નથી પાપનું ધામ છે."

"ગોવિંદ! ગોવિંદ! ન બોલો રાણાજી, ન બોલો."

"આજથી આ મંદિર તમે ત્યાગી દો."

"શું કહી રહ્યા છો રાણાજી?"

"આજ્ઞા છે–મારી. રાણાની."

"પૂજા વિના હું જીવીશ કેમ?"

"પૂજા ગોવિંદની કરવાની છે કે મંદિરની?"

"પરંતુ આ તમારા વડીલ બંધુના..."

"મૃતાત્માનું ઓઠું લેવાનું છોડો ભાભી. જીવતાં જેને રીઝવી ન જાણ્યું તેના મૃતાત્માને રીઝવી શકશો? ભાભી, ફાકટનાં ભગવાં પહેરેલા ભીખારીઓની વચમાં નાચ્યા વિના એકલાં નાચો તો શું વાંધો છે?"

"છે. મારે છે." ઉદા વચમાં બોલી પડી. "મહેલમાં નાચશે તો આખા અંતઃપુરને નચાવશે–રાજમહેલમાંથી ય કાઢો દીવાનજી. આ ગોવિંદ ગિરિધારીની રાધા રોગ છે. જેને અડશે તેને રોગી બનાવશે. ધીમેધીમે આખું રાજકુટુંબ તેના રંગમાં રંગાઇ ગયું છે–જાદુગર છે આ મેડતીજી. ડાકણ છે. સસરાને ખાધા, સાસુને ખાધી, પતિને ખાધો, પિતાને ખાધા, માતાને ખાધી, હવે તમારો વારો આવ્યો છે. સવેળા ચેતો દીવાનજી! ભાભી ભક્ત નથી, દુશ્મનોએ પાઠવેલું મનુષ્યરૂપી હલાહલ ઝેર છે. એને સત્વર દૂર કરો નહિ તો રાજકુલ સમેત સારા રાજ્યનો નાશ કરશે–ધૂળમાં ધૂળ બનાવી મૂકી દેશે સર્વસ્વને."

પાતાળમાં વસતા વાસુકિઓના ફુંફાડા પણ આટલા ઝેરી નહિ હોય! હૃદયનું બધું ઝેર વમન કર્યા પછી ઉદાએ મીરાં તરફ જોયું અને આગળ બોલતાં અટકી ગઇ. વિક્રમ પણ ચમકીને જોઇ રહ્યો.

ઉદાના અવિરત, અસહ્ય શબ્દપ્રવાહમાં મીરાં ક્યારનીયે બેશુદ્ધ થઇ ઢળી પડી હતી. મીરાં અગર ખરેખર દુઃખી હતી તે આજે–એકાકી હતી તો આજે જ.

કંઈ યાદ આવ્યું હોય તેમ ઉદા થોડી ક્ષણ જોઈ દોડી ઘૂંટણીએ બેઠી અને મીરાંનો હાથ ઊઠાવી નાડ જોવા લાગી. વિક્રમ જરા નીચે વળી ઉદાને પૂછવા લાગ્યો—"કાંઈ થયું તો નથી?"

"થયું હોત તો સારું થાત–આ ભવાડા જોવા તો ન પડત!" મીરાંનો હાથ નીચે નાખી દઈ ઊભી થઈ જતાં ઉદા બોલી. "આ તો રાધિકાને જરા ચક્કર આવ્યાં છે–અરે! ભૂલી, સમાધિ ચઢી છે."

"પરંતુ તેને અહીંથી ......"

"અરે ખેલ છે ખેલ! તમાશો. નરમ ન થાઓ. ભૈયા! આ ભગતડીને હવે મુખ્ય રાજમહેલમાં ન જ રાખો."

"તો પછી?" સ્હેજ ગૂંચવાતાં રાણો બોલ્યો.

"સાધુ ભીખારીઓ સાથે ભજનો ગાઇ ગાઈ ભૂત તો થઇ ગઇ છે. નાખો ભૂતિયા મહેલમાં એને અને એના ગોવિંદને. નાચશે, ગાશે અને મરવું હશે તો મરશે."

એટલું કહી ઉદાએ તિરસ્કારમાં બેહોશ મીરાંના મુખ તરફ જોયું, અને અવાજ ધીમો કરતાં બોલી, "કુલઘાતિની—અલા."

એકાએક તેની નજર ત્યાંથી હટી મંદિરમાંના કૃષ્ણ તરફ ગઈ.

મીરાંના ગિરિધારીની જેમ આ કૃષ્ણ પણ હસતો હતો—હંમેશ મુજબ. વિક્રમ ભણી મીરાં ભણી ઉદા ભણી, અને—

અંધારામાં લપાઇ બેઠેલા પેલા થોડાક ભગતો ભણી.





## ૧૭ ભૂતિયા મહેલમાં

"રોજ આ વખતે કોઇની સાથે વાતો કરે છે."

નવી દાસીએ ગભરાતાં ગભરાતાં કહ્યું. દાંત અને હોઠને ભીસી વિક્રમ સોનેમઢ્યા હિંચકે બેસી ચૂપચાપ સાંભળી રહ્યો હતો. તેણે આંખને ખૂણેથી દયારામ પાંડે તરફ જોયું. પાંડેએ માથું ધૂણાવતાં કહ્યું, "વાત તો ખરી છે હજૂર! કાલે મેં ય મીરાંબાને કોઇ સાથે વાતો કરતાં સાંભળ્યાં."

"જોયું ભાઇ?" વિક્રમ પાસે અત્યારસુધી ચૂપચાપ બેસી રહેલી લોહીતરસી ઉદા બોલી પડી: "ભૂતિયા મહેલનાં ભૂતોને ય ખાઇ ગઇ આ ડાકણ–જરૂર કોઇ કિમિયો એની પાસે છે. છ–છ મહિનાથી વિચાર કરું છું કે ભગતડીને કેમ કંઇ થતું નથી? હમણાં સુધી ખુલ્લમખુલ્લા બધાંની સાથે રહેવાનું હતું એટલે બાઇશાને

મહામૂંઝવણ હતી, હવે ભાવતું હતું તે જ વૈદે કહ્યું. એકાંત મળ્યું છે—કોઈ આવે ન જાય. એટલે મનમાનીતો કોઈ ભગત શોધી કાઢયો છે અને આનંદ કરે છે."

"એક મહિનો વધારે આમ વિતશે, તો આ સ્ત્રી મને પાગલ બનાવી દેશે."

વિક્રમે હિંચકા પરથી ઊઠી જઈ આમથી તેમ ફરતાં કહેવા માંડયું. "સ્હવાર સાંજ શાંતિમાં રહે છે! એકે ય વખત કોઈની સમક્ષ વિરોધ દર્શાવ્યો નથી. નથી માગતી, નથી બોલતી. જે આપો તે લે છે, જે ન આપો તેનો આગ્રહ નથી કરતી. કાલે ભોજન ન ગયું તો ભૂખી રહી. આજે મિષ્ટાન્ન મોકલાવ્યાં તો ના ન કહી. હું કહું છું આ સ્ત્રી મને પાગલ બનાવી મૂકશે." કહેતાં કહેતાં વિક્રમ પાછા હિંચકે બેસી ગયા.

"કોઈની ગાંજી જાય તે આ સ્ત્રી નહિ." ઉદાએ તાંબુલ આગળ મૂકતાં કહ્યું, "કાલે ખાધું નહિ તો જરૂરે શી હતી? રાતના આવે છે ને તેનો ભગત—પ્રેમી! લાવતો હશે પોતાની સાથે મિષ્ટાન્ન અને બન્ને આનંદથી રાત માણતાં હશે. બાકી આ જમાનામાં એમ તો ભૂખ્યું કોઈ ન રહે. એ ડાકણ સતી નથી. સતી હોત તો ક્યારની ય બળી મરી હોત."

"મને એ જરૂર પાગલ બનાવશે." હાથની બે મૂઠીઓ હિંચકા પર પછાડતાં વિક્રમ બોલ્યો.

"તો કરો ખત્મ—લો આ તલવાર. ડાકણને મારવામાં હત્યા નથી, પૂણ્ય છે."

વિક્રમ આંખો ખેંચી બહેનને જોઈ રહ્યો. કોઈ ભયંકર નિશ્ચય કરતો હોય તેમ તેની કપાળ પરની કરચલી સૂચન કરવા માંડી.

"યુવરાજ પ્રત્યેની મીરાંની પતિસેવા તો આપે જ અમને આપના શ્રીમુખે સંભળાવી છે!" મોંઢે ચડેલો પાંડે તક સાધી બોલ્યો. વિક્રમે હોઠ અંદર દાબ્યા અને વેધક દૃષ્ટિથી પાંડેને જોઈ રહ્યો. પાંડે સહેજ સમસમી ઊઠયો.

"મને તો ખાત્રી છે કે જે માણુસ સાથે મીરાં વાતો કરે છે તે જ માણુસ યુવરાજના આત્મબલિદાનનું મૂળ કારણ છે." ઉદાએ સંકોચ વિના બળતામાં ઘી ઉમેર્યું:

વિક્રમના નિશ્ચયને અડગ કરવા છેલ્લું વાક્ય પૂરતું હતું. વિક્રમ ગમે તેવો હતો પરંતુ ભોજ માટે તેની સાચી ભક્તિ હતી. એકાએક વિક્રમના વિકૃત બનેલા મગજે એક વિકૃત વાતને સાફ જોવા માંડી. જોતજોતામાં તેની આંખો લાલચોળ થઇ ગઇ. વિક્રમને ક્રોધે ભરાતાં આમેય વાર ન્હોતી થતી. પોતે મહારાણા તરીકે, મીરાંનું નામ આવતાં, શરમ, આત્મગ્લાનિ અને ધૃણાથી વ્યાકુળ બની જતો. મહેલનું મંદિર બંધ થવા પછી મીરાંના ભક્તો પ્રજામાં વધવા માંડ્યા હતા. ભૂતિયા મહેલમાં રહ્યા પછી હજુ મીરાં બા જીવતાં જ છે આ વાત સાધુ સત્સંગીઓ અને પ્રજાજનોનાં હૃદયને શાંતપણે શ્રદ્ધા અને ભક્તિથી ભરી દીધાં હતાં. ચમત્કારિક અનેકરંગી વાતો પ્રજાજનોમાં સંભળાતી હતી. પરિણામે મહારાણાની સખ્ત જપ્તિ છતાં ગિરિધારી અને મીરાં એક ન એક રીતે ચિતોડવાસીઓ અને અન્ય મેવાડીઓની જીભે રમતાં થઇ ગયાં. આની અસર મહારાણાના મન પર જેવી તેવી ન હતી. ઉદાના અંતિમ વાક્યે તેના હૃદયની ગુપ્ત આગને એકદમ ભભકાવી દીધી. બધાંનાં મગજ ઠેકાણે આવી જાય તેવી રીતે તેણે બૂમ પાડી કહ્યું:

"બસ ઉદા—ખબરદાર આગળ બોલી છે તો."

એટલું કહી વિક્રમ ગાંડાની જેમ ઊભો થયો અને ભીંતે ભરાવેલી રાજવંશી તલવારને જુસ્સાથી ખેંચી, અવાજ ન કરવાની ચોકસાઈ રાખતાં ત્વરિત પગલે ભૂતિયા મહેલ તરફ ચાલવા માંડ્યો. ઉદા અને દયારામ પાંડે ગભરાઇ થોડુંક છેટું રાખી પાછળ પાછળ ચાલવા માંડ્યાં.

ભૂતિયો મહેલ વિશાળ રાજમહેલનો એક ભાગ હતો; પરંતુ ગામમાં ઢેડવાડાને જે સ્થાન હોય છે તે સ્થાન ભૂતિયા મહેલનું

હતું. અવકૃપા પામેલા યા બહુ ઉતરતી કોટીનાં દાસદાસીઓ બપોરના કોઈકવાર આ મહેલના આગળના ભાગમાં રાંધી ખાતાં પરંતુ રાતના કોઈ ત્યાંથી નીકળતું નહિ. વ્હેમ હતો કે મ્હેલનાં ભૂતો રહેનારને ખાઈ જાય છે. ભૂતિયા મહેલનું નામ બધાં લોક મશ્કરીમાં લેતાં પરંતુ ત્યાં જવાનું થાય તો દરેકના હૃદયમાં તર્ક, કુશંકા અને ગભરામણુ થયા વિના રહેતાં નહિ.

ભાભીના ચારિત્ર્ય પર શંકા લાવનાર રાણો અતિ ક્રોધમાં હતો–અને નાગી તલવાર તેના હાથમાં હતી એટલે તેને ભાન ન રહ્યું: પરંતુ ઉદા અને પાંડે ભૂતોના સ્મરણમાં ધક્ધક્ થતી છાતીએ ચાલવા માંડયાં.

રાણો ભૂતિયા મહેલના દરવાજે આવી પહોંચ્યો. તેનું આવવું એવું ઓચિંતું હતું કે પદ્મા કાશી ચમકી ભમે અને બોલે તે પહેલાં રાણે કાશીના મોંઢે હાથ દઇ પદમાને ચૂપ રહેવા ઇશારો કર્યો. બન્ને દાસીઓના પગ ગભરાટમાં ધ્રૂજવા માંડયા. રાણો બળતી આંખે, અન્ય દાસીઓને ચૂપ રહેવા સંકેત કરતો જોઇ રહ્યો અને પછી ધીમેથી, હળવે પગલે મહેલની અંદર પૂજાવાળા મીરાંના ખંડ તરફ આગળ વધ્યો. એક ખંડ, બે ખંડ, ત્રીજા ખંડ પાસે આવતાં તેના પગ અટકી ગયા. ભૂતની બ્હીકથી નહિ. ક્રોધ સાથેના મીરાંના વાર્તાલાપથી. ખરેખર, મીરાં વાતચીત કરી રહી હતી. તેના અવાજમાં અતિ નિકટતા, પ્રેમનો અત્યંત આવેશ અને ઊર્મિ સ્પષ્ટ જણાતાં હતાં. મીરાં ગદ્‌ગદ્ કંઠે બોલતી હતી:

" વિનંતિ કરતાં કરતાં થાકી, ક્રોધ કરતાં કરતાં થાકી પરંતુ તું લગીરે ય માનતો નથી–કહે, કહી દે શું કરું તો તું રીઝે મારા નાથ ?"

" મારા નાથ !" વિક્રમ દાંત ભીંસી બડબડયો. તેનું હૃદય મીરાંના એ દુષ્ટ નાથનું મોઢું જોવા તલપી રહ્યું. તેના હાથ એ નાથની ગરદન દબાવી દેવા સળવળવા માંડયા. તેણે કાન દઈ,

મીરાંનો યાર શું કહે છે તે સાંભળવા માથું ભીંતને અડાડયું. તલવારને જરા જોરથી પકડી. પરંતુ મીરાંનો યાર જવાબ આપે તેવો કાચો નહતો.

"બોલ! શું કરું તો તું રીઝે?" પુનઃ મીરાંએ વિનંતિ કરી.

પેલા હઠીલાએ જવાબ ન આપ્યો. વિક્રમે પગની એડીઓ ઊંચી કરી વધુ કાન દીધા.

"હું તને બોલાવ્યા વિના નહિ રહું—મારો એ દૃઢ નિશ્ચય છે. મારે એટલું જ જાણવું છે કે શું કરું તો તારા મધુર મોહક શબ્દો હંમેશાં મને આનંદ આપતા સંભળાયા કરે? હવે તો હસકાઓ થઈ ગયા. બોલ સખે! બોલ—એકવાર બોલ—એક જ વાર મને કહે મારા પ્રભુ—મારા નાથ! તું શું માગે છે મારી પાસે?" લગભગ રડી પડતા અવાજે મીરાં બોલી.

"તમારું મોત..." વિક્રમે અગ્નિશિખા સમી આંખો દેખાડતા અંદર ધસી જઈ મીરાંને કહ્યું, "અને એ હું આપીશ, અત્યારે. ઊભો રહે જયાં હોય ત્યાં."

"પધારો રાણાજી—શું છે?" મીરાંએ એકદમ ઊભી થઈ જતાં દરવાજામાં છાતી કાઢી ઊભા રહેલા વિક્રમને પૂછ્યું.

વિક્રમ આંખો ફાડી મીરાં તરફ જોઇ રહ્યો હતો. માણસ ગાયબ હતો અને તેને બદલે બરાબર તેની સામે પેલો નટખટ ગિરિધારી હસતો હતો. વિક્રમે મોટી ફાંળો ભરતાં આસપાસ જોયું ઉપર નીચે જોયું અને પછી ઝનૂની આંખે મીરાં તરફ જોઈ પૂછ્યું, "કયાં ગયો એ કૂતરો? બહાર આવ હરામખોર!"

"આપ કોને કહી રહ્યા છો?" મીરાંએ વિસ્મય બની નિર્દોષ ભાવે પૂછ્યું.

"કોને? તમારા પ્રભુને—તમારા નાથને—તમારા એ યારને!"

મીરાં આશ્ચર્યમાં કંઇ બોલી શકી નહિ.

રાણો મીરાં પર ધસી આવ્યો. તેના ભીંસાતા દાંતના કટ-કટાટ મીરાંએ ચોક્ખા સાંભળ્યા.

"કાં ચૂપ રહ્યાં પરમ વૈષ્ણવ! ક્યાં છે એ નીચ! મારે એનું મોઢું જોવુ છે—જોઉં તો ખરો કે મેવાડના યુવરાજ કરતાં એ કેટલો સુંદર અને કેટલો પ્રતાપી છે? બતાવી દો ક્યાં સંતાડયો એને—કોણ છે એ!"

મીરાંનો નિર્દોષ ભાવ નિર્દોષ હાસ્યમાં પલટાઇ ગયો. એક ડગલું આગળ ભરી તે ગિરિધારીની મૂર્તિ પાસે જઈ અને બોલી: "આ રહ્યો એ!"

વિક્રમે તેની વૈરાગ્નિથી બળતી આંખો ગિરિધારી તરફ ફેરવી. ગિરિધારી આ વખતે તેને વધુ પડતો હસતો દેખાયો. વ્હેમમાં તેની કલ્પના તેજ બની ગઇ. અતિશય ક્રોધમાં તેનો શ્વાસ ચઢેલો હતો. એણે નિશ્ચલ બની મીરાંને પૂછવા માંડયું. "તમે વાતો કરતાં હતાં ભાભી! કોણ હતું? – કોની સાથે વાતો થતી હતી?"

"આ નટખટ સાથે." મીરાંએ મુખપર સ્મિત રાખતાં કહ્યું.

"પત્થર સાથે વાતો નથી થતી, ભાભી!" તિરસ્કારમાં રાણો બોલ્યો.

"પ્રાર્થના જરૂર થાય છે, રાણાજી!" મીરાંએ સ્મિત રાખતાં કહ્યું, "હું પ્રાર્થના કરતી હતી."

અસંખ્ય જીવોને એક જ સ્પર્શે ભસ્મિભૂત કરી નાખનાર કોઇ મહાન જ્વાળામુખી મુખ ન મળતાં ફાટે નહિ અને પૃથ્વીના પેટાળમાં અંદરને અંદર પ્રચંડ તાપે ભડભડી રહે તેવી સ્થિતિ વિક્રમની થઇ ગઇ. તેનું મગજ ભમવા લાગ્યું. તેને એકેએક થાંભલો એકેએક ખૂણો કોઇ સુંદર યુવકવાળો જણાયો; પરંતુ તેની ભ્રમણા તરત જ દૂર થઈ. તેને ગુસ્સાને દબાવી રાખવો પડયો. નિરાશિત પરંતુ ધ્રૂજતે અંગે, પછી, તેણે અવાજને

ધીમો કરી દઇ કહેવા માંડ્યું, "ભાભી એક વાત આપણે બન્ને સમજી લઇએ. આપણે બન્ને આગ અને ઘી છીએ, જેમનો ધર્મ ભેગાં થતાં ભડકો થવાનો છે. મને ચેન નથી, સુખ નથી, આશા નથી–મારે એક મહેલ નહિ આખા મેવાડને સંભાળવાનો છે. મને જરા શાંતિ લેવા દો."

"ભાઈ અગર અહીં શાંતિ જણાતી હોય તો ખુશીથી અહીં પધારો–અહોભાગ્ય ! આવો–અહીં જ પધારો ! મારાથી બનતી સેવા રાણાજીની કરીશ–ગિરિધારીના ચરણમાં તમને જરૂર શાંતિ પ્રાપ્ત થશે."

વિક્રમ કંઇ જ ન બોલ્યો.

જ્વાળામુખી ફાટતો ન હતો પરંતુ તેને અંદર ને અંદર વધુ સળગાવી રહ્યો હતો. મીરાંની હિમાલયશી શાંતિ અને નિર્દોષ હાસ્યે તેને ક્રોધોન્મત્ત બનાવી દીધો. થોડીક ક્ષણ હાંફતો તે મીરાંને જોઈ રહ્યો અને પછી એકાએક મોંઢુ ફેરવી તે ચાલવા માંડયો. પૂંઠે આવેલી ઉદાએ તિરસ્કારમાં બે હથેલીઓ અફાળી નમસ્કાર કર્યા અને પાંડને લઇ ચાલવા માંડી. જતાં જતાં તેણે જોઈ લીધું કે ગિરિધારી અને મીરાં બન્ને તેને હસી રહ્યાં હતાં.

"બા રાણોજી બહુ રૂઠયા છે."

બધાંના ગયા પછી ડરતાં ડરતાં કાશી બોલી ઊઠી—મીરાં ખાલી બારણાં તરફ જોઇ રહ્યાં હતાં.

"ભારે રૂઠયા છે, બા !" પદમાએ ય પાસે આવી ધીમે રહી કહ્યું, "હદબેહદના રૂઠયા છે, બા !" કાશી પુનઃ બોલી. મીરાં ધીમે રહી નીચે બેઠી અને ગિરિધારી આગળની નાની સમઇમાં વાટ ઠીક કરતાં કાશી પદમાના શબ્દો યાદ કરતી મોહિનીમૂરત ગિરિધારી તરફ જોઇ રહી પછી સ્મિત ફરકાવતાં બોલીઃ

સીસોદ્યો રૂઠ્યો તો મ્હાંરો કાંઇ કર લેસી,
મ્હેં તો ગુણ ગોબિંદકા ગાસ્યાં હો માઇ ॥

એક જ ક્ષણમાં શબ્દો પૂરેપૂરા ગીતમાં પલટાઇ ગયા. પાસે પડેલો તંબુરો અને મંજીરા લઈ મીરાં ગાવાં માંડીઃ

રાણોજી રૂઠ્યો વાંરો દેસ રખાસી
હરિ રૂઠ્યાં કિઠે જાસ્યાં હો માઈ ॥
લોક લાજકી કાણ ન માનાં
નિરભૈ નિસાણ ઘુરાસ્યાં હો માઈ ॥
રામ નામકી જાજ ચલાસ્યાં
ભૌ સાગર તર જાસ્યાં હો માઇ ॥
મીરા સરણ સાંવળ ગિરધરકી
ચરણ-કંવલ લપટાસ્યાં હો માઈ ॥

રાતની નીરવ શાંતિમાં મીરાંનું ભજન વધારે સ્પષ્ટ બની હવામાં ગૂંજતું હતું. મહેલનાં લગભગ દરેક જણ દૂરથી આવતા મીરાંબાઈના મીઠા સૂરમાં મગ્ન થઈ ગયું. ન થયો એકલો વિક્રમ.

શયનમંદિરમાં આવી તેણે તલવાર ફેંકી દીધી. પાસે આવતી રાણીને તેણે ધક્કો મારી બેસાડી દીધી. દૂર દૂરથી આવતી મીરાંની સુરાવલીથી તે વધુ ઉન્મત્ત બન્યે જતો હતો. રાણી બધું જાણતી હતી, ચૂપ રહી. ઉદા પોતાના ખંડમાં જ ચાલી ગઈ અને દયારામ પાંડેએ ઘરનો રસ્તો લીધો.

રાણો બેચેન રહ્યો. જ્યાં સુધી મીરાંનું ભજન ચાલ્યું ત્યાં સુધી ઘવાએલા વાઘની માફક તેણે શયનમંદિરમાં ફર્યા કર્યું. અંતે, મીરાંનું ભજન બંધ થયું.

હાંફી રહેલો વિક્રમ પણ અંતે બેઠો. રાણીએ તેનું મગજ શાંત કરવા પ્રયત્ન કરવા માંડયા. પોતાના કપાળ પર ફરતા રાણીના હળવા હાથનો થાકેલા રાણાએ વિરોધ ન કર્યો...પરંતુ તેના હૃદયની અશાંતિ જરા ય કમ ન થઇ...

પ્રહરો વિત્યા પરંતુ વિક્રમને ચેન ન પડયું. જ્યારથી સાધુ સંતો મીરાંમંદિરે આવવા માંડયા, જ્યારથી મીરાંબાની અનેક વાતો શતસહસ્ર જીભે ચમત્કારોના રૂપમાં સંભળાવા માંડી, જ્યારથી મીરાં–ગિરિધારીના નામનાં ઊર્મિગીતો મીરાંના હોઠમાંથી ઝીલી દાસીઓ અને વિધવા ભાભી ઇત્યાદિ દ્વારા બહારનાં લોકોમાં જીભે જીભે ગવાવા માંડયાં, ત્યારથી તેના દરેક શ્વાસોચ્છવાસે મીરાંનું નામ ડંખ દેવા લાગ્યું. તેને કોઇક વાર લાગતું જાણે હજારો મોઢાં તેના સ્હામું જોઈ હસી રહ્યાં છે–તેની ઠેકડી કરે છે, તેને ફિટકારે છે. રાજદરબારમાં બેઠાં બેઠાં, ભોજનગૃહમાં ખાતાં ખાતાં, શયન-મંદિરે સુતાં સુતાં એ જ મોઢાં ખડખડાટ હસતાં તેના કાનને બધિર કરવા લાગ્યાં. તેની બુદ્ધિ કુંઠિત થવા માંડી. તેની દૃષ્ટિ ટૂંકી થવા માંડી. તે એટલે સુધી કે તે માત્ર ઉદા અને દયારામ પાંડેને જ જોઈ શકતો.

વિક્રમનું પરિવર્તન ઝડપથી થવા માંડયું–માત્ર એક મીરાંના વિચારે. અને એ પરિવર્તનમાં સામંતોને મેવાડના પતનની ઝાંખી થવા લાગી. રાજદરબારમાંથી કંટાળી રાણો હલકાં જનોના હલકા આનંદ વિનોદમાં ભાગ લેવા માંડયો–તેનો હેતુ મગજમાં રમતી મીરાંને ભૂલવાનો હતો; પરંતુ જેમ જેમ તે એ લોકોમાં વધુ આનંદ અને ઉત્સાહ દર્શાવતો તેટલો જ તે મહેલમાં પગ મૂકતાં અશક્ત અને દુઃખી થઇ જતો. સામંતોમાં બંડ અને દુશ્મનોમાં મેવાડ પર ચઢાઇના વાગતા ભણકારા રાણાની અસ્થિરતાને લઇને હતા અને રાણાની અસ્થિરતાનું કારણ માત્ર મીરાં જ હતી એવું નિશ્ચયપૂર્વક માની ભાઇની ઇજ્જતને ટકાવી રાખવા ઉદાએ મીરાંને હંમેશને માટે દૂર કરી નાખવા પ્રાણપણે મન સાથે પ્રતિજ્ઞા કરી.

એક દિવસ રાજખટપટથી થાકીને સૂતેલા વિક્રમ પાસે ઉદા હરખભેર આવી પહોંચી. તેણે ઉત્સાહમાં ઊંચે શ્વાસે વિક્રમના કાનમાં થોડાક શબ્દો કહ્યા. રાણો ટટાર થઇ ગયો.

થોડીક ક્ષણ ઉદા સ્હામું વિચાર કરતાં જોઇ રહ્યો અને પછી દયારામ પાંડેને બોલાવી મંગાવ્યા. ઉદાએ ઉત્સાહને જરા ય ઓછો કર્યા વિના પાંડેના હાથમાં ફૂલના હારની એક સુંદર ચંદનપેટી આપી અને કાનમાં કંઇ ગણગણી. પાંડે ચાલતો થયો. ઉદાએ સપ્ત બની રાણાનો હાથ દબાવી રાખ્યો. રાણાથી ન રહેવાયું. પાંડેના ગયા પછી તેણે આતૂરતાથી પૂછ્યું,

"પરંતુ મને તો કહે ઉદા, મીરાં ભાભી કેમ ઠેકાણે આવી જશે ?"

"મેં એમ કહ્યું ઠેકાણે આવી જશે ? ના, ઠેકાણે થઇ જશે."

"ઉદા ! " વિક્રમ ઊભો થઇ બોલી ઊઠયો.

"ખાસ કંઈ નથી," ઉદા હસી પડતાં બોલી, "ફૂલોનો સુંદર મોટો હાર છે. અંદર કેવડિયા ઝીણા સાપ છે. વળગશે તો તત્ક્ષણ પ્રાણ લેશે. કહેવાશે ફૂલમાં ભરાઇ રહેલા સર્પોએ જીવ લીધો અને નહિ મરે તો ખાત્રી થશે કે એ ખરી ડાકણ છે અને તેની સદ્ગતિ કરવા કોઇ બીજું પૂણ્યકામ કરવું પડશે."

સંધ્યા આરતી થઇ રહી હતી. ભૂતિયા મહેલની બ્હીક બધાંના હૃદયમાંથી થોડીક જતી રહી હતી, પરંતુ પાંડે ગભરાતો ગભરાતો જ આવ્યો અને મીરાંબા આગળ પેટી મૂકી બોલ્યો:

"બા, રાણાજીયે પ્રભુને માટે ભેટ મોકલાવી છે."

"રાણાજીએ ?" મીરાંએ સ્હેજ હર્ષથી પૂછ્યું. તેણે તરત ચંદનપેટી લઈ લીધી અને ગિરિધારી તરફ ફરીને બોલી, "નાથ ! તેં એમને સદ્બુદ્ધિ આપી...... તેં મારી પ્રાર્થના સ્વીકારી ! તેમના હૃદયમાં તારા પ્રત્યે પ્રેમ જાગ્યો...... તારી ભક્તિમાં ડૂબ્યા ! સ્વીકાર પ્રભુ આ મેવાડના રાણાનો પ્રેમોપહાર." એટલું કહી હર્ષાશ્રુથી તેણે પેટી ઊઘાડી અને ખંડને સુવાસથી ભરી દેતો હાર કાઢી ગિરિધારીના ગળામાં નાખ્યો.

"બાપ રે!"

પાંડેએ હાર તરફ જોઇ કાળજું કંપાવી મૂકે તેવી ચીસ પાડી અને બારણા બહાર ન્હાસતાં ન્હાસતાં બૂમ પાડી, "સાપ...સાપ...સાપ."

"બા ઊભાં થઈ જાઓ." કાશીએ ચીસ પાડી.

મીરાં ચમકી. ગિરિધારીના ગળામાં પડેલા હારમાંથી બે નાનકડા સર્પો ત્વરિત વેગે મૂર્તિ પરથી ઊતરી તેના પગ પછવાડે અદૃશ્ય થઈ ગયા. બીજા ત્રણ પેટીમાંથી નીકળી ભીંત તરફ દોડવા લાગ્યા. તેમાંથી એક મીરાંના ખોળા પર ચઢયો.

"બા...બા..." પદમા લાકડા જેવી થઇ જતાં બોલી. કેવડીઓ સાપ તે પારખી ગઇ હતી; પરંતુ મીરાંએ હસતે મુખે જોયા કર્યું. મંજીરા હાથમાંથી ન મૂકી. તંબુરો જમીન પરથી ઊઠાવી લીધો અને બોલ્યાં, "તમે કોઇને સતાવશો નહિ. બહાર જઇ ઊભાં રહો. જતાને રોકો નહિ. આવતાને સતાવો નહિ. આ તો કનૈયાની લીલા છે."

એટલું કહી ધીમેથી તેમણે મંજીરા અને તંબુરો છેડયાં... સાપ થોડી વાર ખોળામાં પડી રહ્યો. પછી ધીમે રહી ઊતરી ગિરિધારીના ચરણમાં મીરાં તરફ ફેણ કરી ડોલવા લાગ્યો— ધીમે ધીમે, મીરાંની સાથે, મીરાંની ધૂનમાં.

પદમા અને કાશી જીવ ગળામાં રાખી જોઇ રહ્યાં; પરંતુ સાપને વધારેવાર રહેવું ઠીક ન લાગ્યું, ભગવાનની સામે બેસતાં મીરાંના મોઢા પર અજબ કાંતી આવી જતી. તેનું મોઢું હસું હસું થઇ રહેતું અને નટખટ ગિરિધારી તો હસતો જ રહેતો!

મીરાં તન્મય બની ગિરિધારીના હસતા મોંઢાને જોઇ રહી ગાઇ રહી હતી:

પિયા, તૈં કહાઁ ગયૌ નેહરા લગાય ।
છાઁડી ગયૌ અબ કહાઁ બિસાસી, પ્રેમકી બાતી બરાય ॥
બીરહ-સમંદમેં છાઁડી ગયો, પીવ, નેહકી નાવ ચલાય ।
મીરાકે પ્રભુ ગિરધર નાગર, તુમ બીન રહ્યો ન જાય ।

× × ×

બીજે દિવસે આખા ચિતોડમાં ફૂલ ને સાપની વાત વાયરે પ્રસરી રહી અને લોકો કંપી ઊઠયાં. કયો ચંડાળ ભગવતીના જીવ પછવાડે ભમવા માંડયો ? કેટલાકે કહ્યું હારનો સાપ થઇ ગયો કેટલાકે કહ્યું સાપનો હાર થઈ ગયો. કોઇ વૈષ્ણવીઓ કહેવા લાગી એ તો ભગવાન બા સાથે રમતા હતા. પરંતુ લગભગ દરેક જણ હૃદયમાં ગાંઠ વાળી બેઠું હતું કે એ રાણાનું જ કૃત્ય હોવું જોઈએ અને મીરાંબાના ચમત્કારથી સર્પો ભાગી ગયા. બન્યું પણ તેમ જ. સર્પો મીરાંબાના ભૂતિયા આવાસમાં દેખાયા નહિ.

થોડાક જ દિવસમાં દરબારમાં વાત આવી કે સાપનો હાર થઇ ગયો અને દરેકે તે સ્વીકારી. પણ રાણાથી ગુપ્તપણે થતી આ વાત પાંડેદ્વારા તેના કાન પર આવ્યા વિના ન રહી. ખરું જોતાં સાપની ખરી ખોટી વાત સૌથી વધુ ફેલાવનાર પાંડે જ હતો.

રાણાનો ધૂંધવાટ વધી ગયો. તેને ડગલે ડગલે માનહાની થતી જણાઇ. અપમાન અને ગમગીનીમાં તે તરફડવા લાગ્યો. સ્વપ્નામાં તેને મીરાં દેખાવા માંડી. જાગૃતિમાં તેને મીરાંના ભણકારા ગૂંજવા લાગ્યા: તેના દાંતને અન્ન સાથે વેર બંધાવા લાગ્યું. તેની આંખને એશઆરામ ઝેર જેવાં લાગ્યાં. રાણો અંદરને અંદર શરમ અને ઘૃણાથી રીબાવા લાગ્યો. મેવાડની કોઇ રાણી મીરાં જેટલી ભક્તિમાં બેવકૂફ ન્હોતી બની. મેવાડનો કોઇ રાણો કોઇ રાજકુટુંબીથી વિક્રમ જેટલો અવમાનિત ન્હોતો બન્યો. એક એક કરી બધી સ્ત્રીઓ મીરાંની પ્રેમભક્તિમાં રંગાઇ ગઇ હતી. શુદ્ધ પતિવ્રત ધર્મી, એક વખતની જડ પણ અત્યારે સૌથી ડાહી જણાતી પટરાણી પણ મીરાંના પ્રેમમાં પોતાની જાતને હારી ચૂકી હતી. આખા રાજમહેલમાં ઉદા ને વિક્રમ સિવાય બધાનાં હૃદયમાં ઊંડો ઊંડો મીરાં પ્રત્યેનો પ્રેમ છલકાતો હતો.

જે કુળમાં ગળથુથીથી જ તલવાર અને બલિદાનના પાઠો શીખવાય ત્યાં મંજીરા અને નૃત્યો ગૂંજ્યા કરે ત્યારે અવધિ જ આવે ને !

મીરાં, મીરાં, ને મીરાં !

રાણાનું ચિત્ત અસ્થિર તો હતું. વધુ અસ્થિર થવા લાગ્યું. ઉદાને અને પટરાણીને ચિંતા થવા માંડી. ધીમે ધીમે રાણાએ નિશ્ચય કરી લીધો. રાજમહેલમાં કાં તો મીરાં નહિ કે કાં તો પોતે નહિ. તો જ તેના જીવને શાંતિ મળે. મીરાંબા પિયરિયે જવા ના પાડતાં હતાં. સાસરે પોસાતાં ન હતાં અને રાણાનું મગજ બગડવા માડયું હતું. સમસ્યા આવી પડી હતી. કોઈ રસ્તો ન્હોતો જડતો.

" એક જ રસ્તો છે ! "

એક દિવસે બહુ વિચારમાં પડેલા રાણા વિક્રમને બહુ વિચારમાં ખૂબ ગોથાં ખાધા પછી દયારામ પાંડેએ કહ્યું.

"કયો ?" એકદમ થાકી ગયેલા પુરુષના અવાજે વિક્રમ બોલ્યો. ઘોર નિરાશામાં ય તેને આશાને એકદમ ન્હોતી છોડી દીધી. પુરોહિતે હાથ જોડી આંખો ઝીણી કરી બહુ ધીમા અવાજે કહ્યું:

" અન્નદાતા ! સ્ત્રીએ પોતાની જાતને નષ્ટ કરવા બે રસ્તા શોધી કાઢયા છે. બળી મરવું યા ઝેર ખાવું. ભગવાનની ભક્તિમાં ઓતપ્રોત થયેલાં બા દેખીતી રીતે જીવવા છતાં મરેલાં જ છે. શું કરીયે ? અગર સિસોદિયા કુલની ઇજ્જતનો ખાસ પ્રશ્ન ન હોત તો...... "

કહેતાં કહેતાં પાંડે અટકી ગયો. પછી વિક્રમ તરફ સૂચક ભાવે જોઇ રહ્યો અને સ્મિત કરતાં બોલ્યો, "મેવાડના રાજકુલની તરફ આંગળીઓ ચિંધી આખું રાજસ્થાન આજે હસી રહ્યું છે."

"સતી હોવાનો તો સવાલ જ નથી" ચૂપચાપ બેસી રહેલી ઉદાએ આગળ આવી ટાપશી પૂરતાં કહ્યું અને ભાઇ પાસે બેસતાં બોલી, "પરંતુ હા, ઝેર પીએ તો બધું શમી જાય."

"પરંતુ રાજીખુશીથી પીએ તો ને ?" વિક્રમે નીરસભાવે કહ્યું.

"નહિ પીએ તો પીવડાવશું. ઇજ્જતની ખાતર. કુલ ખાતર. એના અને આપણા સુખની ખાતર."

"વાત ખોટી નથી." વિક્રમે બહુ દિવશે સ્હેજ રસપૂર્વક કહેવા માંડયું

"ચુડેલને મારી નાખી જ કામની ભાઈ ! કેટલા મહિનાઓથી તમને કરગરું છું."

"ચુડેલને મારી નાખી જ કામની." વિક્રમે ઉદાના શબ્દો વાગોળ્યા.

"કહું છું ને-ઝેર દો. હું આપીશ."

"તું ઉદા ?" વિક્રમ આશ્ચર્યમાં તેના સામું જોઇ રહ્યો અને પછી થોડીવાર રહી બોલ્યો,

"કેવી રીતે ? ને અગર બધાંને ખબર પડી તો......"

"ખબર પડવા શા માટે દઇએ ? હું, આપ અને પુરોહિત ત્રણ જણાં જ જાણીયે."

"વારુ !" રાણાએ અનુમતિ આપી.

"કાલે શિવરાત્રિ છે." ઉદા આનંદમાં નાચી ઊઠી કહેવા લાગી-રાણાને ત્યારે જ સૌથી મોટો તહેવાર યાદ આવ્યો. "ઝેર પી જનારા નિલકંઠ શ્રી એકલિંગજીને નામે હું જાતે ઝેરનો કટોરો ચરણામૃતવાળો કરી, આપી આવીશ."

વિક્રમ ઉદા સામું જોઇ રહ્યો.

બીજે દિવસે શિવરાત્રિ હતી. એકલિંગજીનું માહાત્મ્ય આખા મેવાડમાં જેવું તેવું નહતું. એકલિંગજીનો દિવાન રાણો, બહુ ઉત્સાહપૂર્વક એકલિંગજીની પુજા કરવા લાગ્યો. તે દિવસે પ્રાતઃકાળમાં બહુ અંધારે અંધારે ઉદા ઊઠી. પાંડે સાથે મહેલ બાર

એક મહારણને ખાસ બોલાવવામાં આવી હતી. જાત જાતનાં ઝેર તેની પાસે હતાં તેમાંથી તત્ક્ષણ પ્રાણ હરે તેવા ઝેરવાળું એક મૂળાકું અને ખાસ ઝેર લઈ એ બાઈ પાસે ઉદાએ જાતે ઊભાં રહી એક પથ્થર પર વટાવ્યું; સાથે આણેલાં થોડાંક પાંદડાઓનો રસ તેમાં ભેગો કર્યો અને એક નાની કટોરીમાં ભરાવી ઉદા જાતે લઇ ઉપર આવી.

થોડીક વારમાં તેણે પંચામૃત તૈયાર કરી દીધું.

દિવસ ઉગ્યો અને આગળ વધવા લાગ્યો. એકલિંગજી બાપાની પ્રાતઃપૂજા ધામધૂમથી ઉજવાઇ. ઉદાએ થોડોક સમય જવા દીધો પછી હલાહલ થએલા પંચામૃતને એક સોનાના કટોરામાં ભરી પાંડેને સાથે લઇ ભૂતિયા મહેલ તરફ ચાલવા માંડી.

પ્રારંભમાં તો ઉદા જોરથી ચાલવા માંડી; પરંતુ અર્ધે રસ્તે તેને મીરાંબાનો રણકતો અવાજ ભજનવાટે સંભળાવા લાગ્યો.

અત્યાર સુધી ઉદાનું મગજ પાગલની માફક એક જ ધૂનથી ભરાયું હતું—ઝેર તૈયાર કરી આપવું. હવે તેનું મગજ અન્ય વિચાર કરવાને લાયક થયું. તેને પ્રથમ ભાન આવ્યું કે લોકોમાં ચમત્કારિક મનાતી એક કૃષ્ણભક્તને પોતે મારી નાખવા ચાલી હતી; અને એવા ભક્તને કે જે હંમેશાં પ્રેમથી જ તેની સામે જોતી હતી.

કોણ જાણે એકાએક તેના પગ ભારે થઈ ગયા—તેની ચાલ ધીમી પડી. જેમ જેમ તે આગળવધવા માંડી, તેમ તેમ ભજન સ્પષ્ટ થવા માંડયુંઃ

**મીરા રંગ લાગો રામ હરી, ઔરન રંગ અટક પરી ।।**
**ચૂડો મ્હૌરે તિલક અરૂ માળા,**
**સીળ બરત સિંણગારો ।**
**ઔર સિંગાર મ્હૌરે દાય ન આવે,**
**યો ગુરુ ગ્યાન હમારો ।।**

કોઈ નિંદા કોઈ બિંદા મ્હેં તો,

ગુણ ગોબિંદકા ગાસ્યાં ।

જીણ મારગ મ્હારા સાધ પધારે,

ઉણ મારગ મ્હે જાસ્યાં ।।

ચોરી ન કરસ્યાં જીવ ન સતાસ્યાં,

કાંઇ કરસી મ્હારો કોઇ ।

ગજસે ઉતર કર ખર નહિં ચઢસ્યાં,

યા તો બાત ન હોઇ ।।

એકાએક થએલી અકળામણ ઉદાને ખૂંચવા લાગી. ભજનના શબ્દો સ્પષ્ટ, અને તે ગાનારનું હૃદય સરળ અને કંચન જેવું જણાતું હતું. ચોરી કરવા નીકળેલો કાચો ચોર, રસ્તે ચાલતી વખતે સામે મળનાર દરેક જણ પોતાની સ્હામે વહેમથી જ જુએ છે એમ કલ્પી રહે છે. ઉદાના મનના પણ એ હાલ થવા માંડયા.

કામ નિમિત્તે મહેલમાં ફરતાં ફરતાં અને સામે મળતાં દાસ દાસીઓ વિનયપૂર્વક તેને નમીને બાજુએથી પસાર થતાં હતાં; પરંતુ ઉદાને લાગ્યું તેઓ કટોરામાં શું છે તે પામી જઇ તેના પ્રત્યે મનમાં હસતાં હતાં.

કેમ ન હસે ?

તેઓ જાણતાં હતાં કે પોતે તેઓને મન જણાતી પોતાની ભગવાનમય ભાભીને મારી નાખવા જાય છે. એટલે તો હસે છે!

શા માટે ન હસે ?

સાસરિયાને વિસારી પોતે પિયેર વસી અને એકલા પડી ગયેલા ભાઇને પોતે કલ્પી લીધેલા અતિ દુઃખમાં સહારો બની રહી. છતાં, રાણાના દુઃખનિવારણ માટે જેને કામ કરવું જ જોઇએ તે બધાં લોકો બેસી રહ્યાં છે અને તેમની મુસીબત પોતે કેમ ભોગવી રહી છે? આ વિચારથી ય તેઓ હસતાં હોય તો ?

મીરાંએ બીજું ભજન શરૂ કર્યું.

**હો જી હરિ કિત ગયે નેહ લગાય ॥**
**નેહ લગાય મેરો મન હર લિયો રસભરિ ટેર સુનાય ।**
**મેરે મનમેં ઐસી આવૈ મરૂં ઝહર–બીસ ખાય ॥**

મરું ઝહર–બીસ ખાય ?

ઉદા સમસમી ઊઠી. મીરાં જાણી ગઈ શું? તેનું હૃદય થોડીકવાર થડકી ગયું.

ચોરનું હૃદય ને !

ઉદાનો ડગલું લેવા જતો પગ અટકી ગયો. વહેમમાં તે પુનઃ વિચારે ચઢી. પોતે જ ઝેર આપવા કેમ તૈયાર થઇ ? રાણો પોતે ઝેર આપવા કાં તયાર ન થયા ? તેમની પટરાણી કેમ કયારની ય પગ પાછા કરી બેસી ગઇ ? પુરોહિત કમ્મર બાંધી કેમ આગળ ન આવ્યો ? તેના મનમાં અનેક કુશંકાઓ ઉત્પન્ન થવા માંડી. એ કુશંકાએ તીવ્ર સ્વરૂપ પકડયું. કઠણ કરી રાખેલું ઉદાનું હૈયું પુનઃ હચમચવા માંડયું.........ધ્રૂજવા માંડયું.

એટલું જ નહિ, લોકોની સમક્ષ પોતાનું પાપ પ્રકાશવા ઉદાનું ચોરનું હૃદય જાણે ઉછળી ઉછળી બહાર આવવા માંડયું. આમ છતાં, હિંમત એકઠી કરી, પોતાના ધ્રૂજતા પગને તે ભૂતિયા મહેલ સુધી તો ખેંચી લાવી; પરંતુ મુખ્ય દરવાજા આગળ આવતાં...... તેનાં હાજાં ગગડી ગયાં.

મીરાંબા ગાતાં હતાં,

**છાંડિ ગયે બિસવાસઘાત કરિ નેહકી નાવ ચઢાય ।**
**મીરાકે પ્રભુ કબ ર મિલોગે રહે મધુપુરી છાય ॥**

બિસવાસઘાત ?

ઉદાના મગજમાં એ એક જ શબ્દ મંદિરના ઘંટારવની જેમ વાગી રહ્યો. વિશ્વાસઘાત કોનો ? કોણે કર્યો ? પોતે કેવી રીતે ? મીરાં નિર્દોષ હતી ?

ઉદાનું હૃદય જાણે તેના મગજ સાથે સર્વે આયુધો લઇ એકદમ તૂટી પડયું. ઉદા ગભરાઇ—દરવાજાની ભીંત સાથે તે જ્યાં ઊભી હતી ત્યાં જ ચોંટી ગઈ. તેણે ઇશારાથી પાછળ પાછળ આવતા પાંડેને બોલાવ્યો. દયારામ પાંડે કોઇ અપરિચિત ભયથી કાંપ્યો; પરંતુ ઉદાએ ધીમે અવાજે ઝેરનો કટોરો આપતાં કરડાકીથી કહ્યું,

"જાઓ, રાણાનું નામ લઇ તમે ચરણામૃત આપી આવો."

"હા, બા!"

પુરોહિત થોથડાતી જીભે બોલ્યો અને અંદર ગયો; પરંતુ જીવ બહાર મૂકીને.

ઉદા હળવે રહી પોતાના મનને સમજાવવા માંડી: પતિથી માંડી પિતા સુધીનાં બધાંને મારી નાખનાર અભાગિણીને મારી નાખવામાં પાપ શું? છિટ! સિસોદિયા વંશની પવિત્ર સ્ત્રીઓની કુલમર્યાદા ડૂબાડનાર મીરાંને મારવામાં થરથરાટ હોવો જ ન જોઇએ.

પરંતુ પોતે જ કેમ મારે?

પુન: તેને વિચાર આવ્યો. એ ફરજ તો મહારાણીની હતી—રાણા વિક્રમની રાણીની હતી! પોતાની નહિ. તેનું હૃદય પાછું જોરથી કૂદવા માંડયું-બોલવા માંડયું: પાપી! ચોર! હત્યારી! ઘાતિની! નીચ! ક્રૂર! રાક્ષસી!

ઉદાને એ શબ્દોના ભણકારથી ચક્કર આવવા લાગ્યાં. જે સ્ત્રીના પતિએ મરણ પથારીએ તેની માફી માગી હાથ જોડયા—જેને પતિએ પવિત્ર ગણી, તેને પાપી માનવાનો નણંદનો શો અધિકાર હતો? અને પાપી ગણવી હતી તો તેને મારી નાખવાનો શો અધિકાર હતો? કદાચ મીરાં નિર્દોષ હોય તો?...

તેનું હૃદય જોસથી ધબકી રહ્યું. હૃદયે ઉદાને ખાત્રી આપી મીરાં નિર્દોષ છે......તો, તો પછી?

તેના હાથ ઢીલા પડવા માંડયા. તેના કપાળે પસીનો આવવા માંડયો. તેની કલ્પના મહેલની અંદર મીરાં પાસે જતા પાંડે પૂઠે પડી. તેણે મનમાંને મનમાં કલ્પના કરી ગોખવા માંડયુંઃ અત્યાર સુધીમાં પુરોહિત પાંડે સો ડગલાં ચાલ્યો હશે. બરાબર સો મે ડગલે પુરોહિત મીરાં પાસે ઊભો રહી ગયો હશે. ઉદાએ કલ્પનાને હજુ વધુ તેજ કરીઃ ભજન પૂરું થઇ ગયું છે. દયારામ પાંડેએ મીરાં સામે ખોટું ખોટું હાસ્ય દર્શાવી ચરણામૃતવાળો હાથ લંબાવ્યો છે. કર્મચંડાળ હાથને કેમ ધ્રૂજાવે છે ? ઉદા પોતાનો ધ્રૂજતો હાથ પકડી લેતાં—કલ્પાની આંખે જોતાં જોતાં બોલીઃ મીરાંએ સ્મિત કરી કટોરો લઇ લીધો. તેણે એક–બે તુલસીપત્ર નાખી ગિરિધારી આગળ નીચે મૂકી દીધો. ગિરિધારીનું પ્રેમપૂર્વક અર્ચન કરી તેણે કટોરો પાછો હાથમાં લીધો. સ્મિત કરી તેણે પુરોહિત તરફ જોયું અને થોડુંક ચરણામૃત તેને ય આપવા જતાં પાંડેએ લેવાની ના પાડી.

ચંડાળ કહિંનો ! ઉદા એકદમ અંદર ધસી ગઇ.

તેની કલ્પના બિલકુલ સાચી હતી.

તેણે જોયું કે મીરાં પાંડેને થોડુંક ચરણામૃત લેવા સસ્મિત આગ્રહ કરી રહી હતી અને સફેદ પૂણી જેવો થઇ ગએલો પાંડે ચોરી છૂપાવવા ખોટું ખોટું હસી કહી રહ્યો હતોઃ

"ના, ના, બા ! આપ જ પીઓ. ચરણામૃત ખાસ આપના જ માટે છે, આપ આરોગો."

"જેવી આપની ઇચ્છા."

એટલું કહી મીરાંએ સોનાના કટોરાને કપાળે અડકાડી હોઠ પર મૂકયો.

ગિરિધારીના સાન્નિધ્યમાં મીરાંનું વદન હંમેશાં કોઇ દિવ્યકાંતિથી ચમકી ઊઠતું. તેનો આત્મા આનંદમાં રમવા માંડતો અને તેની સ્પષ્ટ છાયા તેના મોંઢા પર તરી આવતી. પવિત્ર ધૂપ-દીપ મીરાંના પવિત્ર વદનને હંમેશાં અવર્ણનીય બનાવી દેતા.

ઉદા આંખો ફાડી નિર્દોષ હસતી મીરાંને જોઇ રહી. તેનું ઉછાળા મારી મારી કૂદતું ચોર હૃદય આખરે એક મોટો કૂદકો મારી બહાર પડ્યું. તેણે ભયંકર કિકિયારી કરી,

"ના પીશો–ભાભી ના પીશો !!! ના પીશો ! એ ઝેર છે–હલાહલ !" એટલું કહી તે એકદમ અંદર દોડી મીરાંનો હાથ પકડી મીરાં પાસે જ બેસી ગઈ.

મીરાંએ થોડીક ક્ષણ કટોરાને આંખો સામે ધરી રાખ્યો. પછી તેમણે ગિરિધારી સામે જોયું. ગિરિધારી તો રોજની જેમ તેને હસી રહ્યો હતો. મીરાં ય થોડી ક્ષણ તેના સ્હામું જોઇ રહી હસી. ઉદા બેબાકળી બની મીરાંને જોઇ રહી. મીરાંએ એ જ હસતું મુખડું ઉદા તરફ ફેરવ્યું અને પછી............

કટોરાને ઉઠાવી ઝટ મોંઢે માંડી દીધો.

ઉદા કટોરાને ઝડપી લે તે પહેલાં તો મીરાંના ઘટમાં ચરણામૃત અદૃશ્ય થઈ ગયું. ઉદાની આંખો બહાર આવી ગઇ તેણે કારમી ચીસ પાડી

"ભાભી ! ભાભી !! ભાભી !!!"

અને ધ્રૂસકા મેલી ભાભીના ચરણમાં ઢળી પડતાં બોલી: "મને ક્ષમા કરો ભાભી-મેં તમને ઝેર આપ્યું છે–મેં પાપ કર્યું છે. ખોટા ક્રોધ અને ઇર્ષ્યામાં હું તમારો પ્રાણ લેવા ઉ-મત્ત બની ગઇ હતી. ક્ષમા આપો દેવી, ક્ષમા...ક્ષમા."

પાંડે કાષ્ઠવત્ થઇ ઉદાને જોઇ રહ્યો.

આ ઉદા હતી ?

મીરાંએ હેતથી નણંદની પીઠ પર હાથ ફેરવી તેને બેઠી કરી. બોલી:

"બ્હેનજી ! ખોટી ચિંતા શા માટે કરો છો ? આ દેહની જરૂર નહિ હોય એટલે આપનું અને રાણાજીનું બહાનું કરી ગોવિંદજીએ પાંડેને મોકલાવ્યા છે."

"પરંતુ આપે પીધું તે હલાહલ છે."

"ભલે હોય. પ્રભુના નામની પ્રસાદી જે હોય તે લેવી જોઈએ. તમારો જરા ય વાંક નથી. મનુષ્યની શક્તિ કેટલી? જે થાય છે તે આ કનૈયાથી. જે નથી થતું તે પણ આ કનૈયાને લીધે જ. મારે હજુ જિંદગીમાં કાંઈ કામ કરવાનું બાકી હશે તો હું નહિ મરું–નિશ્ચય માનજો. અને મરી જ જઈશ તો ભગવાનની ઈચ્છા વિરૂદ્ધ જનાર આપણે કોણ?

આવો બહેનજી! ઊંચે જૂઓ–જૂઓ આ ગિરિધારી હસી રહ્યો છે...જાણો છો શા માટે? ન ચિંતવા જેવું ચિંતીએ છીએ એટલે. ચિંતવા જેવું ત્યાગી દઈએ છીએ એટલે!...આવો, આવો, આપણે એને બોલાવીએ."

એટલું કહી મીરાંએ તંબુરો લીધો–ઉદાને મંજીરા આપ્યાં. ચોસોથી દોડી આવેલાં કાશી પદમાએ ઢોલક લીધી. નિર્જીવ જેવા પંડિના હાથમાં મીરાંએ ઝાંઝ આપ્યાં અને પછી શાંતિથી ગાવા માંડી:

> કરમ ગત ટારે નાહિં ટરે ॥
>
> સતવાદી હરિશ્ચંદ્ર–સે રાજા,
> [સો તો] નીચ ઘર નીર ભરે।
>
> પાઁચ પાંડુ અરુ કુંતી દ્રૌપદિ
> હાડ હિમાળે ગરે ॥
>
> જગ્ય કિયો બળી લેણ ઈંદ્રાસણ
> સો પાતાળ ધરે।
>
> મીરાકે પ્રભુ ગિરધર નાગર
> બીખસે અમૃત કરે ॥

યંત્રવત્ ઉદા વગાડવા માંડી. આંખમાંથી નિકળતાં અશ્રુનું તેને ભાન ન રહ્યું. આત્મા પર જામેલા કંઈ જન્મોના થર જાણે ધોવાવા લાગ્યા, આનંદ-અનહદ આનંદની છાલકી તેને વાગવા માંડી. શરીર, હૃદય અને મન હલકાં થઈ ગયાં. આંખો બંધ કરી મંત્રમુગ્ધ ઉદા અસ્પષ્ટ શબ્દો બોલતી મંજીરા વગાડી રહી......

...જ્યારે તેણે આંખ ઉઘાડી જોયું ત્યારે તેની આસપાસ રાજમહેલની તમામ સ્ત્રીઓ, એક પટરાણી સિવાય, ભજનમાં સાથ આપતી બેઠી હતી. ભજનમાં કેટલો સમય પસાર થઈ ગયો તેનું તેને ભાન ન રહ્યું.

"બોલો ગિરિધારીલાલજીકી જે !"

ભજન પૂરું થતાં સર્વેએ જયઘોષ કર્યો. ઉદાએ આંખો લૂછી અને ભગવાન આગળ નમેલી મીરાંને ધડકતી છાતીએ જોઈ રહી. મીરાંએ ધીમેથી ડોકું ઊંચું કર્યું. મીરાંના મોંઢા પર એક અલૌકિક તેજ ઊડયું. કોઈ મસ્ત દશામાં તે વિહરતી જણાઈ—ઉદાએ જાણી લીધું કે ભજન પૂજા તો મીરાંબાને માત્ર નિમિત્ત હતાં. તેમનું સાધન લઈ મીરાં મસ્ત બની જતી હતી. એવી મસ્ત કે કોઈ તેને સમજી ન શકે—પૂછી ન શકે.

ઉદાએ આંખો ખેંચી ખેંચી જોયું કે એ મસ્તી તેણે આપેલા હલાહલ ઝેરની ન જ હતી. તેનું હૃદય ઉછળી ઉછળી તેને કહેવા માંડયું કે ઝેર અમૃત થઈ ગયું. મુમુક્ષુ ઉદાએ મીરાંના ફરી ચરણ પકડી લીધા. તેણે તેને હત્યારી થતાં બચાવી હતી. કટોરાનું અને તેના હૃદયનું ઝેર, મીરાંએ, એક જ સ્પર્શે અમૃત બનાવી દીધાં.

પરંતુ પ્રણામ કરી મહેલ બહાર ચાલ્યા જતા પાંડેએ ઝેરને ઝેર જ માનવાનો દુરાગ્રહ રાખ્યો. તેને પાકો વહેમ પડ્યો

કે જંગલની કોઇ અજાણી વનસ્પતિના રસ સાથે પીવડાવવાથી ઝેર મીરાંના પેટમાં પડતાં ઝેર ન રહ્યું. માત્ર એટલું જ.

એ વાત તેણે બહુ સારી રીતે રાણાજીના દિમાગમાં ઠસાવી દીધી.

અને, રાણાએ તે તરત માની લીધી.





# ૧૮ તું–ઉદા, મારી બહેન ?

“આખો ભૂતિયો મહેલ સાધુ સંતોથી ભરાઈ ગયો છે, અન્નદાતા!”

વિક્રમનો અતિ વિકરાળ અંગરક્ષક બુધાજી રાઠોડ વધુ નરમ બની જતાં બોલ્યો.

“બંધ કર, બંધ કર, મોંઢુ બંધ કર ચંડાળ!” રાણાએ લગભગ અસ્વાભાવિક અવાજમાં ચીસ પાડી. રાણો હૃદયનો બહુ નબળો બની ગયો હતો. પરંતુ જેમ જેમ તેનું હૃદય નબળું બનતું ગયું તેમ તેમ તેનું મગજ સખ્ત બનતું હતું. વધારે પડતી આત્મગ્લાનિ અને વધારે પડતા વિચારથી તે મીરાંમય બની ગયું હતું, જેમાં મીરાં પ્રત્યેનો તિરસ્કાર એટલી અધમ સ્થિતિએ

પહોંચ્યો હતો કે મીરાંના દેહના નાના નાના ટૂકડા કર્યા હોય તો પણ તેને શાંતિ ન મળે.

તેની આંખોના ઝનૂને એકનિષ્ઠ પરંતુ નિર્દય બુધાજીને પણ ડગમગાવી, ના રે, ઠારી દીધો. તેણે બ્હીતાં બ્હીતાં કહ્યું,

"અન્નદાતાર, મહેલની બહાર, નાનાં અને મોટાં, સર્વે લોકો દર્શન માટે ઊભરાય છે."

"તારે મરવું છે?"

જાણે મીરાંના ભૂતિયા મહેલમાં સાધુઓ ભરાયા તે બુધાજીનો વાંક હોય, તેમ રાણો તેની સામે જોઇ ગર્જી ઊઠયો. તેની સખ્ત આજ્ઞાઓ છતાં તેની પ્રજા પણ મીરાં પછવાડે ઘેલી થવા માંડી?

એકાએક તેને ખ્યાલ આવ્યો. તેના મૃત ભાઈની આજે સંવત્સરી હતી. મીરાં પ્રતિવર્ષ આ દિવસે જેટલા શક્ય તેટલા સાધુઓને બોલાવતી. ભોજન આપતી. ઓચ્છવ થતો. આજે તેણે માત્ર તેઓને નિમંત્ર્યા હતા અને ભગવાનની અલ્પપ્રસાદી મેળવી મીરાંના દર્શનથી કૃતાર્થ થવા વૈષ્ણવો અને વૈષ્ણવીઓ રાણાની આજ્ઞા ઉલ્લંઘી હિંમતથી એકઠાં થયાં હતાં.

રાજમહેલમાં લોકો પ્રવેશ કેમ પામ્યાં? કોણે તેમને આવવા દીધાં? દાસદાસીઓ સાથે સમૂળગો મહેલ સળગાવી દેવાની વૈરવૃત્તિ વિક્રમમાં જાગી. તેના શબ્દોની કાંઇ જ કિંમત નહિ? તેનું વર્ચસ્વ કાંઇ નહિ? તેનું માન, તેની ઇજ્જત, તેનું પોતાપણું તેને નષ્ટ થયેલાં લાગ્યાં.

અને તે કરનાર નિઃશસ્ત્રી, નિર્લેપ એક વિધવા સ્ત્રી!

નિરાશા અને ક્રોધમાં તેની આંખોમાં માત્ર આંસુ આવવાં જ બાકી રહ્યાં. આ મીરાંનો ફેંસલો જ્યાં સુધી નહિ થાય ત્યાં સુધી તેનાથી રાજ્ય નહિ થાય. તેનું જીવવું નિરર્થક રહેશે. તેને યાદ આવ્યું કે તેની પટરાણી દૂર

રહ્યાં રહ્યાં પોતાનું હૃદય મીરાંના ચરણમાં રાખી ચૂકી હતી. મેવાંડના રાજમહેલમાં ભામટાઓ અને સ્રી પુરુષો ધસી આવે તે પટરાણીની આજ્ઞા સિવાય અસંભવિત વાત હતી, આજનો વાંક પટરાણીનો હતો—આવો મન સાથે તોડ બાંધ્યા છતાં રાણાને ખરો વાંક મીરાંનો જણાયો. તેણે જ પટરાણીના હૃદય પર ખોટી અસર કરી. તેને ભોળવી લીધી.

મીરાં તેનું રાજ્ય અને તેનું જીવનસર્વસ્વ લૂંટવા બેઠી હતી. મીરાં તેનો અંત અને પ્રલય બની આવી હતી.

લોહી નીકળી આવે તેટલા જોરથી તેણે હોઠ પીસ્યા અને બુધાજી આગળ આવ્યો. બુધાજીએ ધ્રૂજતા હાથ છૂપાવી નમન કરતાં કહ્યું,

" અન્નદાતાર ! જૂઠું કહેતો હોઉં તો જાતે પધારો અને જુઓ, પછી મારી નાખજો. "

" બધાંને વિંધી નાખો, બોલાવો સૈન્યને. મંગાવો ઘોડા, હાથી, ઊંટ અને છૂંદાવી નાખો એકેએકને...... " કહેતાં કહેતાં રાણાએ તલવાર ખેંચી. બુધાજી રાઠોડ ચીસ પાડી જમીન પર પડયો. રાણો તેના પગ પર પગ મૂકી ચાલતો થયો. તેનું તેને ભાન ન રહ્યું. વૃંદાવનના કેટલાક સાધુઓ અને જોગણો મીરાંના દર્શને આવ્યાં હતાં. મીરાંનાં ભજનો વૃંદાવન સંભળાતાં થઇ ગયાં હતાં અને તેનાથી આકર્ષાઇ દ્વારકા જતો એક નાનકડો સંઘ આજના દિવસે અહીં ખેંચાઇ આવ્યો હતો....

હાથમાં મંજીરા લઇ સાધુસંતોની વચમાં ગિરિધારી આગળ મીરાં ગાતી હતી. ગાતી હતી અને ઊર્મિવશ થઇ નાચતી હતી:

> મેરે તો ગિરધર ગોપાલ દૂસરો ન કોઈ,
> જાકે સિર મોરમુગટ મેરો પતિ સોઈ;
> તાત-માત ભ્રાત-બંધુ આપનો ન કોઇ,
> છાંડિ દઇ કુળકી કાનિ કહા કરિ હૈ કોઇ;

સંતન ઢિગ બૈઠી બૈઠી લોક લાજ ખોઈ,
ચુનરીકે કિયે ટૂક ઓઢ લિન્હીં લોઈ;
મોતી મૂઁગે ઉતાર બનમાળા પોઈ,
અઁસુવન જળ સીંચિ સીંચિ પ્રેમબેલિ બોઈ;
અબ તો બેલ ફૈલ ગઈ આણંદ ફલ હોઈ
દૂધકી મથનિયાઁ બડે પ્રેમસે બિલોઈ
માખન જબ કાઢિ લિયો છાછ પિયે કોઈ
ભગતિ દેખિ રાજી હુઈ જગત દેખી રોઈ
દાસી મીરા લાલ ગિરધર તારો અબ મોહી.

વાહ ! વાહ !

એક ધ્યાન, એક જુસ્સો એક મસ્તી દરેકના હૃદયમાં નાચી રહ્યાં છે કડવા લાગતા મિથ્યા જગતને આનંદમાં તરબોળ કરવા એક નાનકડો યાત્રીસંઘ હોંશ અને જોશથી તૈયાર થઈ રહ્યો છે.

" ખબરદાર ! "

એવામાં રાણાની કર્ણકટુ ચીસ સંભળાય છે.

પરંતુ કોઈનું ધ્યાન જતું નથી. બધાંની નજર મીરાંદાસ હસતા કનૈયામાં વિલીન થઈ ગઈ છે. નાના મીઠા અનેક અવાજોમાં રાણાનો એકલો શુષ્ક અવાજ ડૂબી જાય છે. અસંખ્ય મંજીરાઓમાં એક તલવારનો ખડખડાટ જરા ય સંભળાતો નથી.

" ચૂપ રહો. " રાણો પાછો ગાજે છે.

ભજન ચાલ્યા કરે છે.

" બંધ કરો—બંધ કરી દો ! " એક એકની ખબર લઈ લઈશ—ચૂપ ! ચૂપ ! ચૂપ ! "

રાણો ઉન્મત્ત બની ગર્જી ઊઠે છે.

છતાં, કોઈ સાંભળતું નથી.

રાણો ક્રોધમાં પાગલ બની ઊઠે છે. નીચે જમીનપર બેઠેલાં બધાંને હડસેલતો, કોઈના પગ ખૂંદતો કોઈના હાથ ખૂંદતો રાણો ગાંડાની જેમ મીરાં આગળ આવી ઊભો રહે છે. મીરાંના હાથમાંથી રાણો મંજીરા નાખી દે છે. ઉદાને ધક્કો મારી તેનો તંબૂરો તોડી નાખે છે. લાત મારી કાશીના હાથમાં રહેલી ઢોલકીને ઉરાડી દે છે. ત્યારે, લોકોને ભાન આવે છે કે તેઓ આકાશમાં નથી પૃથ્વી ઉપર છે. વિનયમાં બધાંઓ રાણાને માથું નમાવી સત્કારે છે. સાધુ સાધ્વીઓ આશીર્વાદ આપવા હાથ ઊંચા કરે છે...

રાણો જવાબમાં ત્રાડ પાડે છે.

"કોણે આ ધૂતારા ઢોંગી ડાકુઓને મહેલમાં આવવા દીધા ?"

"મેં"

કોઈએ જવાબ આપ્યો.

રાણાએ ચમકી પાછળ ફરી જોયું. બોલનાર ઉદા હતી. આ જ એની બહેન ઉદા ! ઉદાના મોંઢા પર નિર્મળ હાસ્ય તરવરી રહ્યું હતું. તેણે ફરી મીરાં તરફ જોયું તો—એ જ હાસ્ય ! તેણે ફરીને મૂર્તિ ભણી જોયું—અરે ! એ જ હાસ્ય !

કોનો કોને રંગ લાગ્યો હતો ?

"મેં સંતોને અહીં આમંત્રણ આપ્યું છે ભાઈ."

રાણાનું ધ્યાન ખેંચતા ઉદા બોલી. રાણાની આંખોમાં ક્રોધની લાલ રેખાઓ ઊડી આવી હતી. તેણે એકીટશે ઉદાને જોયા કર્યું અને પછી બોલ્યો, "તું–ઉદા, મારી બહેન ?"

"ના. હું ઉદા, ભાભીની દાસી."

"ઉદા !"

રાણો અગ્નિ વર્ષાવતી આંખે બહેનને જોવા લાગ્યો. આ શું એ જ બહેન છે જેની બુદ્ધિપ્રતિભા અલૌકિક હતી ?

જેનો વટ, મુત્સદ્દીપણું અને આત્મગૌરવ આગળ અનિચ્છાએ પણ દરેકને મસ્તક નમાવી જે કંઈ તે કહે તે સ્વીકારવું પડતું !

" ઉદા, સાધુસંતો આગળ નાચનારી આ કુલકલંકિની મારી પ્રજા આગળ નાચે છે અને તું, સિસોદિયા કુળની ઇજ્જત, એની દાસી બનવામાં ગુમાન ધરે છે ? "

" આંધળો આખી દુનિયાને કાળી કલ્પે પીળીઆના રોગીને બધાં પીળાં જ જણાય પરંતુ દુનિયા કાળી નથી અને લોકો પીળાં નથી. જોનારની આંખોમાં ખોડ છે. ભાઇ, પ્રેમ-ભક્તિની આંખે જોનારને બધું પ્રેમમય લાગે છે. બધાં પોતાનાં જણાય છે. પારકું કોઈ રહેતું નથી. મારી આંખો આગળથી પડદો હટી ગયો છે. ક્ષુદ્ર જંતુમાંથી માણસાઇમાં આવી છું અગર ભાભી કલંક છે તો પછી સંસાર કલંક છે. જો ભક્તિ કંઇ નથી તો સંસારમાં કંઇ જ નથી. આવો, તમે પણ બધી જંજાળ છોડી પ્રભુપ્રેમમાં ઉન્મત્ત બની ભાગીરથી ભાભીના ચરણમાં દિવ્ય શાંતિ અનુભવો. "

" ના બહેનજી. એવું કહેતાં નહિ. રાજાનો ધર્મ છે રાજ્ય કરવું. "

અત્યાર સુધી ચૂપ ઊભી રહેલી મીરાં ગંભીર, તટસ્થ અવાજે બોલી. લોકો આશ્ચર્યથી મીરાંને જોઇ રહ્યાં. મીરાંએ પુનઃ પૂર્વવત્ હાસ્ય હોઠ પર આણ્યું ને બોલીઃ

" કોઇને કોઇના ધર્મથી ચ્યૂત ન કરવું. એ મહાપાપ છે પરંતુ...... "

મીરાં એટલું હસી રાણાને જોતાં બોલી, " પ્રભુ પ્રત્યે પ્રેમ-ભક્તિ કોઈના ધર્મની આડે નથી આવતાં. નિજના ધર્મને સંભાળી ભક્તિ કરવામાં જ પ્રભુ પ્રસન્ન છે. રાણાજી ! મારી ના છતાં, આપની આજ્ઞા વિના ઉદાબાએ ભગવાનના ભક્તોને રાજ-મહેલમાં આવવા દીધા; પરન્તુ, પ્રભુના દર્શનની આડે આવનાર આપણે કોણ ?"

એટલું કહી મીરાં ગિરિધારી તરફ ફરી.

"ભાભી અત્યારે મારું મગજ તમારી ચટપટી, કામણગારી શબ્દજાળમાં ફસાય તેમ નથી. મને મરણ કબૂલ છે. કૂતરાઓને મોઢે ચીરાવું માન્ય છે પરંતુ આ ભયંકર અપમાનમાં હું વધારે જીવી શકીશ નહિ. બોલો આખર તમારી ઇચ્છા શી છે?"

**રાણાજી મ્હૈં'ારી પ્રીતિ પુરબલી મૈં કૈંાઇ કરૂઁ ॥**

મીરાંબા રાણાને જોયા વિના ગિરિધારી પર જ નજર રાખી પોતાની ધૂનમાં ગાવા લાગી. રાણાને એ પ્રત્યુત્તર હતો.

**રામ નામ બિન નહીં આવડે હિવડો ઝોલા ખાય।**
**ભોજનિયા નહિ ભાવૈં મ્હૈંાને, નીંદડલી નહિં આય ॥**

રાણાનો પિત્તો ઊછળ્યો. પોતાના સવાલનો જવાબ પોતાની સ્હામે જોયા વિના, ગીતમાં અપાતો જોઇ તેને ક્રોધમાં ચક્કર આવવા લાગ્યાં. તેણે પોતાની પાસે ચૂપકીથી આવી ઊભા રહેલા બુધાજી રાઠોડને ચીસ પાડી કહ્યું:

"રાઠોડ! કાપી નાખ આ સ્ત્રીને અને જે જોઇએ તે માગી લે!"

બધાં સ્તબ્ધ બની ગયાં.

રાણાના શબ્દોનું પાલન કરવા ટેવાએલો બુધાજી રાઠોડ તુરત મીરાં પાસે આવી ઊભો પરંતુ તલવાર મ્યાનમાં જ રહી. મીરાંએ થોડીક ક્ષણ તેની સ્હામું જોયું અને પછી મંદ સ્મિત કરતાં ગાવા લાગી:

**વિષકો પ્યાલો પી ગઇ જી, ભજન કરો રાઠોર।**
**થૈંારી મારી ના મરૂઁ મ્હૈંારો રાખણવાલો ઔર ॥**
**છાપા તિલક લગાઇયા જી, મનમે નિશ્ચૈ ધાર।**
**રામજી કાજ સૈંવારિયાજી, મ્હૈંાને ભાવૈં ગરદન માર ॥**
**મીરા દાસી શ્યામકી જી, શ્યામ ગરીબનિવાજ।**
**જન મીરાકી રાખજ્યો કોઈ, બૈંાહ ગહેકી લાજ ॥**

બુધોજી હતો ત્યાં જ ઊભો રહ્યો. બધાં ય સ્વસ્થ બની શું થાય છે તે જોઇ રહ્યાં. અત્યાર સુધી રાખેલી મનની મર્યાદા તૂટી. રાણો લપક્યો અને બેઠેલી મીરાંના હાથ પકડી ખેંચી ઊભી કરતાં બોલ્યો:

"હમારી ઇક્કોતેર પેઢીઓને એક સાથે ધૂળમાં મેળવનાર ઓ પાપિણી! મને તારો ડર નથી. મને તારો જાદુ સ્પર્શવાનો નથી. મારા ક્રોધની અને ધીરજની અવધી આવી રહી છે. મારા રાજ-મહેલને મારે લફંગાઓનું ધામ કે કુલ્ટા ચુડેલોનો અડ્ડો નથી બનાવવો. હું તને અને તારાં બધાંને, એકએકને વીણીવીણી ચીરી નાખીશ. મેવાડના રાણાનાં કુલ-ઇજ્જત કેટલાં ભારે છે તે હમણાં જ તમને બધાંને સમજાવું છું..."

"કુલ ઇજ્જતને સંભાળનારો તો ભૈયા આ એક ગિરિ-ધારી જ છે." ઉદાએ વચમાં જ કહી દીધું.

"ગિરિધારી?"

રાણાએ અંગારા વેરતી આંખે ઉદા તરફ જોયું અને પછી તરત તેની નજર ગિરિધારી પર પડી.

ગિરિધારી હસતો હતો.

રાણો ધસ્યો ગિરિધારી પર......

"આણે જ મારા કુલ-કુટુંબને ધૂળમાં રગદોળવા માંડયાં છે. આણે જ મારા ભાઈને હણ્યા. મારા પિતાને હણ્યા. આણે જ મારી બ્હેનને પાગલ બનાવી મૂકી અને મારા ગૃહમાં એક કલંકિનીને ઘાલી. આણે જ મારું સત્યાનાશ કરવા માંડયું છે. બસ એ જ ન જોઇએ મારા મહેલમાં! આજે જ ઠેકાણે કરી દઉં છું." એટલું કહી ક્રોધોન્મત્ત રાજાએ મૂર્તિને ઉચકી લીધી.

"દીવાનજી!"

મીરાંએ રડતી ચીસ નાખી અને એકદમ દોડી વિક્રમના બે હાથ પકડી લીધા.

મીરાં ધ્રૂજતી હતી. તેનાં હંમેશનાં શાંતિ અને ધૈર્ય રાણાના સખ્ત હાથોમાં પકડાએલા હસતા ગિરિધારીને જોઇ તે ગૂમાવી બેઠી. જાણે ગિરિધારી જીવંત હોય અને રાણો તેનું ગળું દબાવી દેવાનો હોય તેવી લાગણી તેને થઇ અને અત્યંત ગભરાઇ ગળ-ગળિત થઇ જતાં બોલી,

"રાણાજી ! ધર્મરક્ષક થઈ ધર્મના સુંદર સ્વરૂપને ઉચ્છેદો છો ? ઘોર પાપ કરવા તત્પર થયા છો ? તમને હું સતાવું છું એટલે શિક્ષા મને થવી જોઇએ. એને શિક્ષા કરવામાં તો તમે તમારી જાતને શિક્ષા કરશો."

"હું મારી જાતને શિક્ષા કરવા માગું છું."

એટલું નિર્દય રીતે કહી રાણો મીરાંના હાથને તરછોડી ચાલવા માંડયો. પરંતુ ઉદા પાસે જ ઊભી હતી. તેણે છલંગ મારી ભાઇના બાવડાને ઝાલ્યું અને ધ્રૂજતાં ધ્રૂજતાં બોલી,

"કુલકલંક ! તું શું કરવા બેઠો છે—આ પાપ તો..."

પરંતુ ઉદા વધુ કંઈ કહે તે પહેલાં તો વિક્રમે એટલા જોરથી તેને હડસેલી મૂકી કે પત્થરના એક સ્તંભ સાથે અફળાઇ બેહોશ થઈ તે જમીન પર તૂટી પડી. તેના માથામાંથી લોહી નિકળવા માંડયું. રાણાએ તેના તરફ નજર પણ ન કરી અને મૂર્તિ લઈ ઝપાટાભેર ચાલવા માંડયો.

અને એની પૂંઠે મીરાં, લથડતી, આખડતી, રોતી, વિનવતી દોડવા માંડી. ભગવાનના ભકતો, હતા ત્યાં જમીન સાથે ચોંટી ઊભા રહ્યા અને હસતા ગિરિધારી તથા રડતી મીરાંને જોઇ રહ્યા.

રાજમહેલમાંથી એક ગુપ્ત રસ્તો મહેલ અને ચિતોડગઢની બહાર જતો હતો. રાણો તે રસ્તે પગપાળો ચાલવા લાગ્યો. તેનાથી થોડેક છેટે મીરાં, અને મીરાંની પાછળ ભુધાજી બધાંને રોકતો ચાલવા માંડયો.

વરસાદની મોસમ હતી. ગઢ પરનું એક ઝરણું નદીના જેટલું મોટું સ્વરૂપ લઇ, એક ઊંચો ધોધ બની થોડેક દૂર વહેતી નદીમાં મળી જતું હતું. રાણો એ નદી બનેલા ઝરણા પાસે આવી પહોંચ્યો. તેને શ્વાસ જોરથી ચઢયો હતો. તેનો ક્રોધ એટલોને એટલો જ રહ્યો હતો. "રાણાજી–ભાઈ—વિક્રમ" ઇત્યાદિ શબ્દોથી આક્રંદ કરી પૂઠે દોડી આવતી મીરાંની તેને પૂરી ખબર હતી.

એક વખત તેણે મીરાં તરફ જોઈ લીધું. પછી થોડાક પત્થરોની કરાડ ઓળંગી તે ઊંચે ચઢયો. અહીંથી બહુ નીચાણમાં ધોધ પડતો હતો. રાણાએ થોડી ક્ષણ વમળોમાં ગરક થઇ જતા પાણીના ધોધને જોયો અને પછી હોઠ બીડી તેણે ગિરિધારી સ્હામું જોયું.

ગિરિધારીને શું પડી છે? એ તો રાણાને જોતો હસી રહ્યો હતો ! રાણાએ તેને થોડીવાર જોઇ રહી દાંત કચકચાવ્યા અને પછી ધડકતી છાતીએ મીરાંના ગિરિધરનાગરને રાણાએ નીચે સ્વચ્છંદ બની વહેતી નદીમાં નાખી દીધા.

ઝાડઝાંખર અને પત્થરોમાં અફડાતી મીરાં અતિશય શ્રમિત થતી રાણા પાસે આવી પહોંચી. તેની છાતીમાં શ્વાસ ન્હોતો માતો. તેના કુમળા પગ અને હાથમાં, લોહીના ઉઝરડા પડયા હતા. એક શિલા પર રાણો થાક ગાળતો શાંત બેઠો હતો, તેની પાસે આવી મીરાંએ તિવ્ર દુઃખભર્યા અવાજે યાચના કરી:

"આપી દો મારા ગિરિધારીને, મહારાજ! આપને પગે પડું છું."

રાણો મીરાંના સૂકાયેલા હોઠ અને ભીની આંખોને ઘડીભર જોઈ રહ્યો. મૂર્તિને પાણીમાં નાખ્યા પછી રાણાને કંઇક ક્ષોભ થયો હતો. તેણે ધીમે રહી મીરાં પરથી નજર હઠાવી લીધી અને નીચે વહેતી નદી તરફ હાથથી ઇશારો કર્યો.

ફાટેલી આંખે મીરાં દોડી અને જ્યાંથી રાણાએ મૂર્તિ નાખી હતી ત્યાં ઊભી રહી નીચે જોયું. અટ્ટહાસ્ય ફેંકતી વહેતી નદીનાં વમળોમાં તેણે જાણે આનંદથી કિકિયારી પાડતા હસતા ગિરિધારીને જોયા. મીરાંએ રાણાના એ ખાલી હાથ ભણી જોયું અને પછી ખળખળ વહેતી નદી ભણી વિચારમાં પડી મીરાં જોઇ રહી.

"મેવાડી કુલને કલંક કરનારને પવિત્ર નદીને હૈયે ધરી દીધો."

સંયમિત થયેલા તિરસ્કારમાં રાણાએ ઘેરે અવાજે ધીમે રહી કહ્યું.

મીરાંએ ઝટ જવાબ ન આપ્યો. થોડીવાર તે પેલા વમળ તરફ જોઇ રહી અને પછી રાણા તરફ ફરી. ધીમે પગલે તે રાણા પાસે આવી. રાણાના હૃદયે ક્ષોભને કંઇક વધુ અનુભવ્યો. મીરાં અર્ધગાંડાની જેમ રાણાને એક સરખું જોઇ રહી અને પછી બોલી,

"પ્રાણને વિખૂટો પાડતાં શરીરનું શું થાય છે મહારાજ ? એમના વિના હું જીવી શકીશ ? ગિરિધારી મારો પ્રાણ છે."

પત્નીને મન ખરો પ્રાણ એટલે તેનો પતિ. યુવરાજ મરી ગયા છતાં મીરાં જીવી રહી છે તો આ નિર્જીવ મૂર્તિ વિના તે મરી જશે? વિક્રમનો દ્વેષ અને ક્રોધ ફરી ઉછળી આવ્યાં. હાથની મજબૂત મુઠ્ઠીઓ વાળી તે ઊભો થઈ ગયો અને પ્રાણ કાંપે તેવા ઘાતકી કટાક્ષમાં તેણે કહેવા માંડ્યું:

"તમારી વાત ખરી છે ભાભી ! ગિરિધારી જ તમારા પ્રાણ છે. આ નદીને તળીએ તેઓ અત્યારે બિરાજ્યા છે. પડો પાણીમાં અને મેળવો. ઊંડા પાણીમાં જવાથી તમારા પ્રાણ નિકળશે, તો તમારા ખરા પ્રાણ પાણીમાં જ છે એટલે મરણનો તમારે ભય નથી. અગર જો તમારા એ પ્રાણ ન મળે તો અહીં પાણીમાં પડી મરી જવું નિરર્થક નથી.

પડો નદીમાં. પરંતુ ભાભી, તમારા ગિરિધારીને તમે સાચા પ્રાણ ગણતાં હો તો આ ધરતી પર પુનઃ રહેવા નહિ આવતાં. નહિ તો, તમારા ગિરિધારી હવે પછી પાણીને બદલે કોઇ ઓર જ ઠેકાણે હશે."

"હું આપને આટલું બધું દુઃખ આપું છું એની મને કલ્પના નહિ. અરે રે મને ભક્તિ કરતાં ય નથી આવડતી. મને ક્ષમા કરશો, દીવાનજી! આજથી હું અને મારા ગિરિધારી—જો મળશે તો—મેવાડમાં નહિ રહીયે."

"તથાસ્તુ"

સ્હેજ ચમકીને જોઈ રહેલા રાણાએ મીરાંને ઝેરભર્યા અવાજે કહેવા માંડ્યું: "મારા વૈરીઓને હું મારા રાજ્યમાં નથી રહેવા દેતો."

મીરાં તેને ટકટકી જોઇ રહી. ગિરિધારી જ જાણતો હતો કે અત્યારે તેના હૃદયમાં શું હતું. ગ્લાનિ, આત્મવંચના, ક્ષમા તે અનુભવી રહી હતી. તેણે બોલવા માંડ્યું પરંતુ તેના શબ્દો ગીતમય બની રાણાને સંભળાવા લાગ્યાઃ

"રાણાજી થે ક્યૉંને રાખો મ્હૉંસૂ બૈર ॥
થે તો રાણાજી મ્હાને ઇસડા લાગો,
જ્યૂઁ બૃચ્છનમેં કૈર ।
મહલ અટારી હમ સબ ત્યાગ્યા,
ત્યાગ્યો થાંરો બસનો સહર ॥
કાજળ ટીકી રાણા હમ સબ ત્યાગ્યા,
ભગવી ચાદર પહર ।

મીરાકે પ્રભુ ગિરધર નાગર,

ઇમરિત કર દિયો જહર ॥

ઝેરનું નામ સાંભળી રાણો બેચેન બની ઊઠયો. તેનાથી વધુ બોલાયું નહિ. ટૂંકમાં પતાવ્યું.

"તમારો સામાન અને દાસીઓ મોકલાવું છું."

"મારે કંઇ નહિ જોઇએ." મીરાંએ ઝટ જવાબ વાળ્યો.

"નદી ઓળંગવા મ્યાનો મંગાવું ?"

"ના. હું એકલી, તરીને જઇશ. સુખી રહો. નમસ્કાર રાણાજી !" એટલું કહી મીરાં ઉપર ચઢવા લાગી.

"જવાનો રસ્તો આ બાજુ નીચે છે."

"ના. જવાનો રસ્તો ઉપર છે."

"ઉપર પર્વતની ટોચ પર ?"

"જી. જે રસ્તે ગિરિધારી ગયા તે જ રસ્તે હું જઇશ. આવો દીવાનજી ! મને મોકલો, જેમ એમને મોકલ્યા બરાબર તેમ."

"નહિ—નહિ ?" રાણો એક ડગલું પાછળ ખસી જઈ બોલ્યો. તેના મોંઢા પર ગભરાટ દેખાયો.

"કેમ ?" મીરાંએ સતીના અંતિમ સ્મિત સાથે પૂછ્યું.

"મેં એમને ફેંકી દીધા છે !"

"તો મને ય ફેંકી દો."

"નહિ." રાણાએ નિશ્ચયપૂર્વક કહ્યું.

મીરાંએ બે હાથ જોડયા અને જે સ્થળેથી મૂર્તિ પાણીમાં પડી હતી તે સ્થળે આવી ઊભી. રાણાનું હૃદય, પાપી છતાં, ક્રૂર છતાં, ફફડ્ફડ થવા લાગ્યું :

રાણાના પગ જાણે ખીલા મારી કોઈએ જમીનમાં જડી દીધા. તે આગળે ય ન ગયો. પાછળ પણ નહિ.

મીરાંએ બે હાથ સૂર્ય ભગવાન ભણી ફેરવી નમસ્કાર કર્યાં અને ધોધથી નીચે ફીણફીણ થએલા વમળિયા પાણીમાં ભૂસકો મારી મીરાં અદશ્ય થઈ ગઈ.

રાણો આંખો બંધ કરી નીચે બેસી ગયો.





## ૧૯ ડાકુનું હૃદય

મીરાંએ આંખ ઊઘાડી.

આંખ આગળથી ધીમે ધીમે અંધકારનો આછો ઘેરો પટ દૂર થઈ પ્રકાશ થતો જણાયો. તેણે આંખ ખેંચી જોયું તો તેની પહેલી નજર ભાંગ્યા તૂટયા છાપરાની છત પર પડી. સૂર્યનાં કિરણો કરોળિયાનાં જાળાંમાંથી ગળાઈ અંદર પ્રવેશતાં હતાં. તૂટેલી છતમાં એક બે ગીલોડીઓ અદૃશ્ય થતી જણાઈ. દૂર અંધારા ખૂણામાં એક ચામાચીડિયું લટકતું હતું. તેની પાસે જ તલવારો, ભાલા અને જમૈયા તૂટેલી ભીંત પર ચમકતા હતા. ઘર ભાંગ્યુંતૂટયું ઉજ્જડ દેખાતું હતું છતાં અંદરની વસ્તુઓ કિંમતી જણાતી હતી.

"ગિરિધારી !"

મીરાંને પૂરેપૂરું ભાન આવતાં એકદમ ચીસ પાડી તે બેઠી થઈ ગઈ.

ગિરિધારી તેની સામે જ પધરાવેલો તેને જણાયો.

એ જ હાસ્ય. એ જ તોફાન.

હસતા ગિરિધારીને ક્ષણેક વાર જોઈ મીરાંની આંખમાં આંસુ આવી ગયાં. તે ઝટ ઊભી થઇ અને તેને પકડી તેની પાસે બેસી ગઈ. તરત જ તેનું ધ્યાન થોડેક છેટે ઊભી રહેલી ભીલડી તરફ ગયું અને તે ઉપકારદૃષ્ટિથી જોઈ રહી. ધીમે ધીમે તેને ભાન આવવા લાગ્યું. પોતે ભગવાનનું સ્મરણ કરી પાણીમાં પડી હતી. પછી........તેને યાદ ન આવ્યું.

"શું વિચાર કરો છો?" કહેતો એક ભીષણ મોંઢાવાળો પુરુષ હસતો હસતો અંદર આવ્યો. ભીલ દાસી બહાર ચાલી ગઇ. આવનાર પુરુષ હૃષ્ટપુષ્ટ હતો. તેની ભરાવદાર દાઢીમાં ય તેના વિલાસી હોઠો સાફ જૂદા તરી આવતા હતા. ભીષણ છતાં તેની મુખાકૃતિમાં કંઇક ગમે તેવું હતું. તેની આંખો લાલ હતી—વેધક હતી. શકરાની માફક ચોક્કસ અને રમતી હતી, છતાં આકર્ષક. કસુંબલ અંગરખા પર તેણે કસીને કેડ બાંધી હતી અને તેમાં ચળકતો જમૈયો ખોસ્યો હતો.

"ગભરાશો નહિ. ઘરને જોશો નહિ, ઘરના માણસને જોજો." સરદાર બોલ્યો. આવનાર સરદાર જ હતો. ડાકુઓનો સરદાર. તેના શબ્દોમાં અને બોલવાની છટામાં જવાબદાર વ્યક્તિની પ્રતિભા હતી. તેના ગૂઢાર્થવાળા શબ્દો સરળ અને સચોટ હતા. માણસને રમાડવાની આદત તેના હસતા મોંઢા પરથી અને દ્વિઅર્થી શબ્દોથી સ્પષ્ટ થતી હતી. તે સ્તબ્ધ બનેલી મીરાં પાસે આવ્યો અને બાજુમાં બેસી બોલ્યોઃ "આપે આ દૂધ ન પીધું? પી લો. એમાં નાખેલા ઔષધથી તમને તેજી આવશે."

મીરાંએ સરદાર સ્હામે જોયું અને બહુ હેતાળ અવાજે બોલી: "આપ કોણ છો?"

"હું એમ તો ગૃહસ્થ છું...સ્ત્રી હતી, મરી ગઈ, છોકરાં હતાં તે પણ મરી ગયાં. મારી એક જ નિર્બળતા છે કે હું કોઈ પણ સ્ત્રીને દુઃખી જોઈ શકતો નથી. આપની જ વાત—નદીમાં તણાતાં જોઈ તરત જ હું નદીમાં પડયો. પાણીનાં વમળોને ભેદી આપને અને આપે જોસથી પકડી રાખેલી આ મૂર્તિને ખેંચી બહાર કાઢયાં. પછી વિચાર કર્યો આવી સુંદર સ્ત્રી, રાણી જ બનવાને યોગ્ય એવી યુવતિ, મરી જવી ન જોઈએ. અગત્યનું કામ છોડી દઈ મેં તરત જ આપને મારા ખભા પર નાખ્યાં અને બહુ કાળજીથી અહીં લઈ આવ્યો."

સરદાર આત્મપ્રશંસાથી મીરાંને પોતાની તરફ આકર્ષતાં બોલ્યો.

મીરાંએ ગિરિધારી તરફ મોંઢુ ફેરવ્યું. તેને યાદ આવ્યું કે નદીમાં પડતાંવેંત સીધી તે અંદર ગઈ હતી અને સૌથી પહેલો તેનો હાથ તેના ગિરિધારી પર પડયો હતો. ગિરિધારી તરફ જોતી મીરાં બોલીઃ

"મને પાણીમાં જ રહેવા દીધી હોત તો જરા ય વાંધો ન હતો."

"સુંદર સ્ત્રીઓએ પાણીમાં નહિ, રાજમહેલમાં શયન કરવું જોઈએ. આજકાલ હું રાજમહેલનો જ વિચાર કરી રહ્યો છું." વીલાસી હોઠવાળા સરદારે વાણી ઉચ્ચારી.

મીરાંએ સરદાર તરફ જોયું અને તેના હંમેશના સહજ સ્મિત સાથે બોલીઃ "રાજમહેલ તો સુંદર કેદ છે."

"તો તમને આ ઘર ગમે છે? મને ય ગમે છે. એટલે તો હું અહી રહું છું. આ મૂકેલાં કપડાં આપ ઝટ બદલી લો. જૂનાં છે પરંતુ છે કિંમતી."

"મને એક સાદી સાડી જ જોઈએ છે." મીરાં બોલી.

"સાદી? સુંદર સ્ત્રી સાથે સાદી વસ્તુ ય સુંદર બની જાય છે. મેના!" પેલી ભીલડીને બોલાવતો સરદાર એટલું કહી

સાદી સાડી અપાવવા બહાર જવા માંડયો પરંતુ મીરાંબાએ તેને રોકતાં પૂછયું–" પણ આપે મને કહ્યું તો નહિ કે આપ કોણ છો ? "

સરદાર અટકયો અને હોઠ પર સ્હેજ તિરસ્કારભર્યું હાસ્ય લાવી બોલ્યો :

" શહેરના નિર્માલ્ય લોકો મને ડાકુ કહે છે. પરંતુ હું ડાકુ નથી. આપને ખાત્રી કરાવી આપીશ. પેલું દૂધ પહેલાં પી લો, ઠંડી દૂર થશે. "

એટલું કહી તે બહાર ચાલ્યો ગયો.

સરદારના મગજને મીરાંએ અસ્થિર બનાવી મૂકયું હતું. બહાર નીકળી તેણે સૌથી પ્રથમ એક પાણી ભરેલી તંબાકુડી મંગાવી અને તેની અંદર જોઇજોઈ પોતાની દાઢી, મૂછ અને માથાના વાળને ઠીક કરવા મંડી પડયો. તેણે નવાં કપડાં મંગાવ્યાં. સુગંધી તેલફુલેલ મંગાવ્યાં અને આનંદમાં આવી કંઈક ગણગણવા લાગ્યો. ભીલ અને રાની દાસો મૂઢ બની તેમના સરદારને જોતા રહ્યા.

થોડીવારમાં સરદાર પોતાની બુદ્ધિ શક્તિ પ્રમાણે ગૃહસ્થ બની મીરાંના ખંડિયેર તરફ ચાલવા માંડયો.

ધીમે ધીમે મીરાંબાનો ધીમો, હલકો ચેતનાપ્રેરક અવાજ હવામાં તરતો સરદારના કાન વાટે સરદારના હૃદયને સ્પર્શવા લાગ્યો. સરદારના પગ નાચી ઊઠયા.

**બડે ઘર તાળી લાગી રે**
**મ્હૈંારા મનરી ઉણારથ ભાગી રે ॥**
**છીલરિયે મ્હૈંારો ચિત નહીં રે,**
**ડાબરિયે કુણ જાવ**
**ગંગા–જમનાસૂઁ કામ નહીં રે,**
**મૈં તો જાય મિલૂ દરિયાવ ॥**

હાળ્યાંમોળ્યાંસૂં કામ નહીં રે,
　　　　સીખ નહિ સિરદાર
કામદારાંસૂં કામ નહીં રે,
　　　　મૈં તો જાબ કરું દરબાર ॥
કાચ કથીરસૂં કામ નહીં રે,
　　　　લોહા ચઢે સિર ભાર
સોના રૂપાસૂં કામ નહીં રે,
　　　　મ્હાંરે હીરાંરો બૌપાર ॥
ભાગ હમારો જાગિયો રે,
　　　　ભયો સમંદ સૂં સીર
અમ્રિત પ્યાલા છાંડિકે,
　　　　કુણ પીવે કડવો નીર ॥
પીપાકું પ્રભુ પરચો દિયો રે,
　　　　દીન્હા ખજાના પૂર
મીરા કે પ્રભુ ગિરધર નાગર,
　　　　ધણી મિલ્યા છે હજૂર ॥

સરદાર મંત્રમુગ્ધ બની અંદર આવી ઊભો રહ્યો હતો.

'દરબાર', 'ખજાના', 'હીરાંરો બૌપાર' શબ્દોએ તેના કાનને ટટાર કરી દીધા હતા. મગ્ન મીરાં ગિરિધારીને દૂધ ધરાવી રહી હતી. સરદારને એ ન રુચ્યું. દૂધ મીરાં માટે આવ્યું હતું, ભગવાન માટે નહિ અને દૂધની જરૂરીઆત પાણીમાં રહી અકડાઈ ગએલી મીરાંને વધુ હતી. સરદારને આશ્ચર્ય તો એ થયું કે મીરાંને જાણે કંઇ જ થયું ન હોય તેવી સ્વસ્થતાથી તે તેના ભગવાનને રીઝવી રહી હતી. સરદાર, કોણ જાણે કેમ પણ તરત બહાર આવ્યો.

થોડીક વાર પછી મેનાં ભીલડી ખાવાની થાળી અંદર મૂકી આવી. સરદાર ફરીથી અંદર ગયો તો મીરાં પેલા

ગિરિધારીને થાળ ધરાવતી હતી. કંઈક નિરાશિત થઈને પુનઃ બહાર આવ્યો.

એને ગિરિધારી ન ગમ્યો.

આટલા વખતમાં તો સંધ્યા થવા આવી હતી. સૂરજ ડૂબતાં, કીડીઓની જેમ કોણ જાણે અસંખ્ય ડાકુઓ ચારે કોરથી ઊભરાઈ સરદાર પાસે આવી બેઠા. એક આગેવાને કહ્યું, "સરદાર, અંબર, સાંભર અને બુંદી, ત્રણ ત્રણ વણઝારો પડી છે. આ તો આઈ અંબાએ જ ખાસ આપણા પર કૃપા કરી છે. એક જ ઝટકે આખા જનમની ભીડ ભાગી જશે."

"સરદાર, આ તક માટે તમે રોજ અંબા આઈની 'માનતા' માનતા હતા."

"વધુ વિચાર કરવા જેવું છે જ નહિ સરદાર. એવી રીતે વણઝારો પડી છે કે હમે એકલા બધું ઉઠાવી આવીએ."

"ઉપરાંત, જેસલમેર જતી બે બે જાનો આવી છે."

પરંતુ સરદાર આ દરેક આગેવાન તરફ એક ક્ષણ જોઇ વિચારમાં ડુબી જવા લાગ્યો. આગેવાનોને લાગ્યું આજે સરદારને કંઇ થઇ ગયું છે. કંઇક વિચાર કરી સરદાર આગેવાનો તરફ ફર્યો અને બોલ્યોઃ "તમે બધા જાઓ અને ફત્તેહ કરી આવો."

બધા તેની સામું જોઈ રહ્યા. સરદારનો એક ખાસ માનીતો ડાકુ ઊભો થઈ જુસ્સાથી બોલ્યો, "સરદાર! આવી સરસ તક જિંદગીમાં ફરી વાર નહિ મળે."

"ડાકુને લૂંટવાની તક હમેશાં મળે છે, પણ આ તક જિંદગીમાં એક જ વાર આવે છે." સરદારે ધીમા અવાજે પોતાની જાતને સંભળાવતાં કહ્યું.

"કઈ તક?" માનીતાએ એક આંખ ઝીણી કરી પૂછ્યું.

સરદાર સ્હેજ ક્રોધથી તેના અને અન્ય આગેવાનો તરફ જોઈ રહ્યો. પછી આવેલા સહજ ક્રોધને દૂર કરી તેણે સ્મિત

કર્યું અને બોલ્યો:

"જાઓ, આજે તમે છૂટા છો. તમારી ઇચ્છા મુજબ તૂટી પડો—અને ફતેહ કરો."

સરદારનો સ્વભાવ આગેવાનો સારી રીતે જાણતા હતા. તેઓએ વધુ પૃચ્છા કર્યા વિના ચૂપચાપ ચાલવા માંડ્યું.

સરદારે દીવો લઇ ફરીથી તાંબાકુંડીમાં મોઢું જોયું. હજીસુધી દૂર ઊભેલા માનીતા આગેવાને નિરાશામાં માથું ધુણાવી ચાલવા માંડ્યું.

સરદાર પોતાના સખ્ત જીવનમાં બને તેટલી મૃદુતા લાવી હળવે પગલે ખંડિયેરમાં પેઠો અને ગિરિધારી માટે કપડાં તૈયાર કરતી મીરાં પાસે આવી બેઠો. દાસી મેનાં ઊભી થઇ ચાલી ગઈ.

મીરાંએ મંદ મંદ હસતાં કહ્યું,

"તો તમે શું કરો છો? મને કહ્યું તો નહિ!"

સરદારને ગલગલિયાં થયાં. તેના કાનમાં જાણે અમૃત રેડાયું અને તેના હૃદય સુધી પહોંચ્યું. સ્ત્રીઓ સાથે સખ્તાઇથી જ વર્તવાની ટેવવાળો સરદાર મીરાં સમક્ષ સખ્ત ન બની શક્યો. શક્ય તેટલી મીઠાશ રાખી તે ખંધાઈથી બોલવા માંડ્યો.

"પૈસાની ઘેલછાથી લોકો ગાંડાં ન થઈ જાય તેનું ધ્યાન રાખવું એ મારું કામ છે. ધનથી જેમનાં મગજ ભારે થઇ ગયાં છે તેમનો બોજ હું હલકો કરૂં છું. સોનું જેમનાં શરીર પર રહેતાં શરમાય તેવાઓના શરીરને હું બનતા સુધી સંભાળપૂર્વક સોનાથી અલગ પાડી દઉં છું અને જેમના શરીર પર હું નકામાં વધારે પડતાં હીરામોતી જોઉં છું તેમને કામનાં કરવા હું પ્રમાણિકપણે લઇ લઉં છું. છતાં મૂર્ખ લોકો મને ડાકુ કહે છે."

"ભાઇ, પારકી ચીજ લઇ લેવી એ અધર્મ છે."

"પરંતુ હું પારકીને પોતાની કરી પછી લઉં છું. વારુ, મને ભાઈ કહેવાની જરા ય જરૂર નથી."

"કેમ?"

" એ શબ્દ મને જરાય ગમતો નથી."

" તો હું તમે જે કહેશો તે કહીશ."

" મને વાઘડ કહો." કંઇ જૂની સ્મૃતિ યાદ આવતી હોય તેવા વહાલ અને ઉત્સાહથી તેણે કહ્યું, "વાઘડ શબ્દથી મને મારું બચપણ યાદ આવે છે."

" વાઘડ, તમે મારો જીવ બચાવ્યો છે-વિશ્રાન્તિ આપી છે. મારા ગિરિધારીને અને મને જંગલમાં મંગલ કરવા લઈ આવ્યા છો. હું તમારી હંમેશની ઋણી રહીશ."

" એ ઋણ હમણાં જ ઉતારી દો તો !" વાઘડે અર્થપૂર્ણ હાસ્યમાં કહ્યું.

" કહો કેવી રીતે ?" મીરાંએ નિર્દોષપણે પૂછ્યું.

વાઘડ એકદમ ચૂપ થયો. ઝટ બોલવું સૂઝયું નહિ. ધીમે ધીમે તેણે મીરાંનું મન મેળવવા નિશ્ચય કર્યો. તેણે વાત બદલી, પૂછ્યું, " તમે ક્યાંનાં છો ?"

" ક્યાંઈની નહિ." મીરાંએ સ્હેજ વિચાર કરી કહ્યું.

" હું ય ક્યાંઇનો નથી." વાઘડે તરત કહ્યું.

" વાહ ત્યારે આપણે બેઉ સરખાં."

" હું પણ એ જ કહું છું."

" તો આપણે સાથે રહીશું." મીરાંએ પંડિયર અને બહારનું જંગલ જોઇ કહ્યું.

" હેં ? ઓહ ! મારે જે કહેવાનું છે તે તમે ન કહો—મારાથી રડી પડાશે. હું કોઇ દિવસ રડ્યો નથી."

" તો અહીંથી આપણે સાથે નિકળશું."

" આપણે બે સાથે નિકળશું." વધારે ચોકસાઈ કરતાં વાઘડ મીરાંના બોલેલા શબ્દો આવેશમાં આવી બોલ્યો. સિંધી ઘોડીની માફક તેનું હૃદય નાચવા લાગી ગયું.

"કાલે સવારે." મીરાંએ કહ્યું.

"સવારે." સરદાર બોલ્યો.

"મેવાડનાં જંગલોને ભેદતાં."

"ભેદતાં."

"મથુરા તરફ."

"મથુરા તરફ."

"અને ભગવાનના ચરણમાં માથું મૂકશું."

વાઘડ અટકી ગયો. ભગવાનની વાત તેને ન ગમી. શબ્દેશબ્દે ઊંચે ચઢતો તેનો ઉત્સાહ એકદમ જમીનદોસ્ત થઈ ગયો. તેણે ધીમે રહી કહ્યું:

"તો પછી મથુરા જવાની શી જરૂર છે. આ ગિરિધારી અહીં જ છે. આપણે એને અહીં રાખશું અને રહેશું. વળી, મથુરા કરતાં અહીં હું વધારે લોકોનું ભલું કરી શકું તેમ છું."

"આ ગિરિધારી સાથે તો મારાં લગ્ન થયાં છે, એમનાથી તો છૂટા થવાય જ નહિ. પરંતુ તેનું મોટું ઘર મથુરામાં છે, ત્યાં જવું છે. આવશોને મારી સાથે વાઘડભાઈ!"

"મને ભાઈ કહેવાની ખાસ જરૂર છે?"

"વારુ. તો કહો તમે કોણ છો?"

"કોઈ નહિ." વાઘડે જરા ચિડાઈ કહ્યું.

"તો હું કહું?"

"હેં?" વાઘડે ચમકી તેની સામે જોયું.

"જે તમે છો તે તમે નથી." મીરાંએ વહાલથી તેની સામે જોઈ કહ્યું. "જે મને ને મારા ગિરિધારીને બચાવે તે ડાકુ ન હોય. લૂંટારાની જિંદગી અંધારામાં પૂરી થવાની. અજવાળામાં આવો વાઘડ. આ જોયો મારો હસતો ગિરિધારી?

એની પાસે આવનાર બધા બદલાઈ જાય છે, તમે ય બદલાઈ ગયા—હવે છોડી દો તમારો ધંધો અને આવો મારી સાથે. મને મરતાં બચાવી. હવે પ્રભુને ઘેર હું તમને લઇ જાઉં. આવશો મથુરા ?"

વાઘડ કંઇ ન બોલ્યો. સાથે આવવા સિવાય મીરાંની એક પણ વાત તેને ન રુચી. તેને હસતો ગિરિધારી ય ન ગમ્યો.

"મથુરામાં કોને ત્યાં જશો ?" વાઘડે હોઠ બંધ કરતાં પૂછ્યું.

મીરાંયે તેના સામું સ્મિત કરતાં કહ્યું. "મેં કહ્યું નહિ ?—

મૈં ગિરધરકે ઘર જાઉઁ
ગિરધર મ્હૅારો સૅાચો પ્રીતમ
દેખત રૂપ લુભાઉઁ ॥
રૈણુ પડે તબહી ઉઠ જાઉઁ
ભોર ભયે ઉઠી આઉઁ ।
રૈણુ દિના વાકે સઁગ ખેલૂઁ
જ્યૂઁ ત્યૂઁ તાહિ રિઝાઉઁ ॥
જો પહિરાવૈ સોઈ પહિરૂઁ
જો દે સોઈ ખાઉં ।
મેરી ઉણકી પ્રીતિ પુરાણી
ઉણ બિન પલ ન રહાઉઁ ॥
જહાઁ બૈઠાવેં તિતહી બૈઠૂઁ
બેચૈ તો બિક જાઉઁ
મીરાકે પ્રભુ ગિરધર નાગર
બાર બાર બલિ જાઉઁ ॥

જેમ જેમ મીરાં ગાતી હતી, જેમ જેમ તેની એકતાનતા વધતી હતી, તેમ તેમ વાઘડ પાછે પગલે બહાર જવા લાગ્યો. આ તે બાઇ છે ? પાગલ છે પરંતુ પાગલ જેવું બોલતી નથી.

રાણી જેવી છે પરંતુ રાણી માફક હુકમ કરતી નથી. યુવતિ છે પરંતુ યુવાનીની અંશ માત્ર ચંચળતા દેખાતી નથી.

આ કોણ છે?

એક બાજુથી તૂટી ગએલા દરવાજાની બહાર ઊભા રહી, નાની દીવડીઓની બત્તીમાં ચમક ચમક થતા મીરાંના મોંઢાને જોઈ રહી વાઘડે પોતાની જાતને ઢંઢોળી ઢંઢોળી ઉપર પ્રમાણે પૂછવા માંડ્યું. મીરાંનું રૂપ જોઈ તે લુબ્ધ બન્યો હતો. પોતાની બુદ્ધિ અને શક્તિ તેણે ગૂમાવી દીધાં હતાં. એક જ વસ્તુ તેને ગમતી હતી–મીરાં. એક જ ચીજ તેને જોઈતી હતી–મીરાં. બીજું બધું ખોટું હતું–નિરર્થક.

વાઘડ ખંડિયેર બહાર આવ્યો. રાત ખાસી વધી ચૂકી હતી. ખંડિયેર બહાર ઊંટના એક કાઠા પર બેસી વાઘડ ડાકુ પોતાને શું થયું છે તે વિચારવા બેઠો.

વાઘડ શરાબી હતો. લૂટેરો હતો. નૈતિક ધોરણના એના સિદ્ધાંતો અને નિયમો જૂદા જ હતા...કોઈને પકડવામાં, મારવામાં અને મારી નાખવામાં તેને સંકોચ ન હતો. પરંતુ મીરાંને જોઈને ગહન વિચારમાં પડી ગયો. તેની જડતા, નિષ્ઠુરતા અને જાનવરપણું મીરાંને જોઈ નદીના પત્થર પેઠે નરમ ન થયું. પરંતુ સુંદર આકાર પામી ભીનું થયું અને તેની અસર ઊંડી પહોંચી.

વાઘડ થાકયો. બહુ વિચાર કરવાની તેની આદત ન હતી. તેને એટલું સમજાયું કે મીરાંની દિવ્ય મૂર્તિને જોઈ તેની લાલસાઓ જાગૃત થતી હતી; પરંતુ કોણ જાણે કોઈ વચમાં બેસી તેનો માર્ગ અવરોધતું હતું. હવા ધીમી અને ગુલાબી જણાતી હતી. વધતી જતી રાત તેને પ્રોત્સાહન આપતી હતી. ચંદ્રમાને ય આજે જ પૂર્ણિમાની ચાંદની નાખવી હતી! તેને લાગ્યું કે જ્યાં સુધી તે હોંશમાં રહેશે ત્યાં સુધી કંઈ નહિ વળે. તેણે એક મીના નોકરને બોલાવ્યો અને બેહોશ થવા ખાસ મદિરા મંગાવી.

મદિરાની ચારેક પ્યાલીઓ પીધા પછી તેને ધારી રાહત મળી. તેને બધું જ સારું લાગ્યું. જલદ મદિરાની અસર તેને જલ્દીથી થઇ. મસ્ત આખલાની માફક ડોલતો તે ખંડિયેર તરફ આવ્યો. દરવાજામાં પગ મૂક્યો. મીરાં ગિરિધારીના ચરણમાં માથું મૂકી સૂતી હતી. વાઘડ તેને દૂરથી જોઇ રહ્યો. મીરાંના મોંઢા પરનું હાસ્ય એવું ને એવું હતું.

પરંતુ થોડીવાર મીરાંને જોઇ રહ્યા પછી વાઘડનો નશો ઊતરી ગયો. મીરાં પાસે જવાને બદલે તે બહાર આવ્યો અને મીના નોકરને લાત મારતાં બોલ્યો, " કમબખ્ત કેવી મદિરા મને આપી છે–નશો કેમ ચઢતો નથી ? "

" માલિક, આ તો સૌથી તેજ મદિરા છે. "

" નથી. જા જોઇને લઇ આવ. "

મીનો દોડતો દોડતો એક મોટા ઝાડની બખોલમાં અદશ્ય થઇ ગયો અને થોડીક વારમાં મદિરા લઇ આવ્યો. વાઘડે ગણીને આઠ પ્યાલીઓ પીધી. મગજ ફેરવવા માટે ચાર જ પૂરતી હતી પરંતુ તેણે બમણી લીધી.

" મીના હવે જો નશો નથી ચઢયો તો સમજજે તારું મોત ભમે છે. કેવો દેખાઉં છું 'લ્યા ? "

" હદ કરો છો માલિક ! મેવાડનો રાણો ય એક વખત તો ઝાંખો પડે. "

" ગદ્ધા ! એમ કહે મેવાડની રાણી ય એક વખત ઝાંખી પડે તેવી......હું રાણો એ રાણી."

એટલું કહી જેના પગ અસ્થિર થયા છે તેવો વાઘડ સહેજ લથડાતો ખંડિયેર તરફ ચાલ્યો અને દરવાજામાં પગ મૂકી ઊભો.

મીરાં એ જ હાસ્ય સાથે સૂતી હતી અને એ જ હાસ્ય વેરતો ગિરિધારી જાગતો પ્રતિમારૂપે ઊભો હતો.

વાઘડે એક ડગલું ભરી આગળ વધવા પ્રયત્ન કર્યો; પરંતુ તેનો પગ ન ઊપડ્યો. મીરાંના તેજમાં અંજાતો વાઘડ થોડી ક્ષણ ઊભો રહ્યો. તેને લાગ્યું તે બેહોશીમાં નથી. પૂરેપૂરો હોશમાં છે—કે મીરાંને જોઇ હોશમાં આવી જાય છે? અને હોશમાં આવી જાય છે તો આગળ કેમ વધતો નથી? તેને શું થયું છે?

એવામાં કિકિયારીઓ નાખતા તેના માણસો આવી પહોંચ્યા. વાઘડે ઘેરાતી આંખે ફરીને જોયું. ઘનઘોર જંગલનાં વૃક્ષોને અજવાળતી બળતી મશાલો જોતજોતામાં પાસે આવી પહોંચી અને લૂટારુ આગેવાનોએ લૂંટનો સર્વ માલ સરદારને ચરણે ધર્યો. જાનમાં નૃત્ય કરવા જતી બે પાતરોને ય પઠ્ઠાઓ ઉપાડી લાવ્યા હતા. સૌની પાછળ તેને ય સરદારના પગ આગળ ફેંકી—નજર કરી.

વાઘડ આજે એમને ય જોતાં પાછળ પડ્યો. જેમ ફાવે તેમ તેણે લૂંટને આગેવાનો વચ્ચે વહેંચી દીધી. વિજયોન્માદમાં લૂટારુઓ ચાંદની અને મશાલોના અજવાળામાં મસ્ત બની ડોલવા લાગ્યા. દૂર એક બકરાનો વધ કર્યો—મદિરાની પ્યાલીઓ ફરવા લાગી અને પાતરોએ રાજીખુશીથી નૃત્ય—ગાન શરૂ કર્યું.

વાઘડ હજી હોશમાં હતો. તેણે ઘડીકમાં ફૂટડી પાતરો તરફ અને ઘડીકમાં ખંડિયેર તરફ જોવા માંડ્યું. મીરાં તેનો નશો ઉતારી દેતી હતી. પાતરો તેને નશો ન્હોતી ચઢાવી શકતી. તેણે પોતાની પાસે બેઠેલા તેના માનીતા આગેવાનના હાથમાંથી મદિરાનું પાત્ર ઝૂંટવી લીધું અને નશાને આમંત્રવા લાગ્યો.

બધાંને ભય પેઠો કે સરદારની ડાગળી આજે ઠેકાણે નથી.

પાતરોએ ગાન શરૂ કર્યું

**મેરે પિયા કે રંગ રાતી**
**સખીરી મેરે પિયા કે રંગ રાતી**

શાંત રાત્રિમાં સંગીતનો ધ્વનિ વધુ કર્ણપ્રિય થઇ ફેલાવા લાગ્યો. ઊંઘતી મીરાંના કાનમાંય તે આખર ગૂંજવા માંડ્યો અને

મીરાંબા ઝબકી ઊભી થઈ ગઈ. સંગીત મધુર હતું. અવાજ મીઠો હતો. શું સાધું સંતો આવી પહોંચ્યા ? કૃષ્ણભક્તોએ તેને શોધી કાઢી ? તેના કાનમાં અવાજ આવ્યોઃ

મેરે પિયા કે રંગ રાતી...

મીરાંએ હળવે હળવે ગિરિધારી તરફ જોયું અને ગણગણ્યાંઃ

મેરે પિયા કે રંગ રાતી

સંગીતના સૂર છેડાતા ચાલ્યા. ગાનારી રંગમાં આવવા લાગી. મીરાં જાગૃતિમાં તો હતાં જ. ધીમે ધીમે કોઈ સ્વપ્નાવસ્થામાં તેઓ ઊતરવા માંડ્યાં. ધીરે ધીરે પરંતુ ક્રમશઃ મીરાંનું શરીર ઝણઝણી ઊઠ્યું. તેનો ગિરિધારી પૂર્ણ રંગમાં હસવા માંડ્યો. ભૂતિયા મહેલનાં ભગતોનાં હસતાં મોઢાં તેની નજર આગળ તરવા લાગ્યાં. પશ્ચાદભૂમિમાં ગવાતી કૃષ્ણની અશ્લીલ પ્રણયલીલા જુદા સ્વરૂપે મીરાં પાસે રંગ પકડવા લાગી. હળવે હળવે મીરાંના મુખમાંથી બહાર પડતા શબ્દો સ્પષ્ટ થવા માંડ્યા......મીરાં ડોલવા માંડ્યાં, ગાવા માંડ્યાં:

મેરે પિયા કે રંગ રાતી...

શબ્દો બદલાયા

મૈં ગિરધર રંગ રાતી, સૈયાં મૈં. ॥

એક જ કૃષ્ણની લીલા પાતરોના મોંઢે જુદી સંભળાવા લાગી, મીરાંને મોંઢે જૂદી સંભળાવા લાગી. ધીમે ધીમે મીરાંના અવાજે ગાઢ સ્વરૂપ પકડ્યું. બહારનો કોલાહલ જલદી શાંત થયો. પાતરોને પોતાના ગીતમાં હરકત થવા લાગી. ધીમે ધીમે મીરાંનો મોહક અવાજ પાતરોના અવાજને ઢાંકવા માંડ્યો—

વાઘડે આંખ ઊંચી કરી જોયું તો......તો......

મીરાં ખંડિયેરમાંથી બહાર આવતાં દેખાયાં. તેનો બધો નશો, ફરીથી ઢળવા માંડ્યો.

ડાકુઓ અને પાતરે મીરાંની આંખે કૃષ્ણનું કીર્તન કરતા વૈષ્ણવો દેખાયા......તેણે ગાવાનું ચાલુ રાખ્યું.

મૈં ગિરધર રંગ રાતી

આભી બની મીરાંને જોઈ રહેલી પાતરે વચ્ચે આવી. મીરાં તેમના ભણી જોઈ ગાવા લાગી:

પચરંગ ચોલા પહર સખીરી
મૈં ઝિરમિટ રમવા જાતી ।
ઝિરમિટમાં મોહિ મોહન મિલિયો
ખોલ મિલિ તન ગાતી ।।

મીરાંના તેજમાં અંજાએલી પાતરે, ઉત્સાહ પામી મીરાં સાથે તાન પુરાવી નાચવા લાગી. નાચવા લાગી અને તેમની સાથે ગાવા લાગી. મીરાંએ ગાવા માંડ્યું:

કોઈકે પિયા પરદેસ બસત હૈ
લિખ-લિખ ભેજેં પાતી ।
મેરા પિયા મેરે હીય બસત હૈ
ના કહુઁ આતી જાતી ।।

ચંદા જાયગા સૂરજ જાયગા
જાયગી ધરણ અકાસી ।
પવન પાણી દોનૂં હી જાયંગે
અટલ રહે અબિનાસી ।।

વાઘડનો નશો સાવ ઊતરી ગયો. પતિત પાતરે આશાવંત બની મીરાંની સાથે પોતાનો રંગ બદલવા લાગી. ડાકુઓ મૂઢ બની મીરાંને જોઈ રહ્યા. મીરાંની આંખો બિડેલી હતી. હોઠ પર નિરંતરનું સ્મિત હતું. સંગીતની ધૂને તેમના પગ થનગનાવી મૂક્યા. મીરાં ગાવા લાગ્યાં અને ધીરે ધીરે શરીર ડોલાવી નાચવા લાગ્યાં. પાતરે આભી બની અનિમેષ આંખોએ નાચતી મીરાંને જોવા લાગી.........

ઔર સખી મદ પી-પી માતી
મૈં બિન પીયાં હી માતી ।
પ્રેમભઠીકો મૈં મદ પીયો
છકી ફિરૂં દિન-રાતી ॥

સુરત નિરતકો દિવલો જોયો
મનસાકી કર લી બાતી ।
અગમ ઘાણિકો તેલ સિંચાયો
બાળ રહી દિન-રાતી ॥

જાઉંની પીહરિયે જાઉંની સાંસરિયે
હરિસૂં સૈન લગાતી ।
મીરાકે પ્રભુ ગિરધર નાગર
હરિ ચરણાં ચિત લાતી ॥

સૌથી પહેલાં ભજન પાતરોએ ઝીલ્યું અને ત્યાર પછી કોઇ શાંત શક્તિ અદમ્ય રીતે જંગલી, રાની ડાકુઓને ખેંચવા લાગી, ક્યાં ?

મીરાંના રૂપ ભણી ? મીરાંના અવાજ ભણી ? મીરાંના ભજન ભણી ? ગિરિધારી જાણે. પરંતુ પ્રેમમયી મીરાંનો ભજન વાટે વહેતો શુદ્ધ સ્વચ્છ કૃષ્ણપ્રેમ દરેકના હૃદયને પીગળાવવા માંડ્યો. નિર્મલ સૌંદર્યમાં આવી તાકાત હોઈ શકે ? સર્વલક્ષી શુદ્ધ પ્રેમ ધાતકી અને દુરાચારીઓના હાથ, પગ અને મોઢું નિશ્ચલ કરી શકે ? મીરાંએ પોતાના હૃદયમાં ઝીલેલ કૃષ્ણપ્રેમના વિશાળ સાગરમાંથી પ્રસ્ફુટતા સ્રોત નીચ, કુટિલ, કામી અને ક્રૂર લોકોને તેમના કલંક-કાજળથી અલિપ્ત રહી પોતાના શુદ્ધ શુભ્ર પ્રવાહમાં પાવન કરી શકે ?

મીરાંએ આંખ ઉઘાડી તો બધાં ડોલતાં ગાતાં હતાં—

અને ભજન પૂરુ થતાં લગભગ બધાંએ મસ્તક નમાવ્યાં. માત્ર વાઘડ તેને જોઇ રહ્યો અને પોતાની જાતને પૂછતો રહ્યો:

"આ છે કોણ? અગર આ સ્ત્રી બે દિવસ વધારે રહે તો મારે ધંધાનું દેવાળું જ કાઢવું પડે"-વાઘડ વિચારવા લાગ્યો. ગિરિધારીને છાતી સાથે પકડી પાણીને તળીએ સૂતેલી મીરાંને તેણે જોઈ હતી. ખંડિયેરમાં નિરાંતે ઊંઘતી મીરાંને તેણે જોઈ હતી અને તેણે ભજનમાં 'ઉન્મત્ત અવસ્થાએ પહોંચી નાચતી મીરાંને જોઈ હતી. અંધારપટ દૂર થતાં જેમ મનોહર વનશ્રી નજરે પડે, નશો ઊતરતાં જેમ શરાબીને હજારગણી મનોવેદના ઊડે, ગાંડાનું ગાંડપણ ઉતરતાં જેમ દુનિયા તેને જુદી જ જણાય તેમ વાઘડને જણાયું. જુવાનીની ખુમારી રાખતો વાઘડ જુવાન ન હતો. પાપ પાપ છે તે વિચારવાની તેને તક ન્હોતી મળતી. તેના સખત હૃદય પર મીરાંએ કબ્જો મેળવ્યો હતો. નક્કર પત્થરની જમીનમાં ઊંડેરો ઘા કરી ઝીણું પરંતુ સ્વચ્છ ઝરણું વહેતું કર્યું હતું.

ભજન પૂરું થયું, બધાં વેરાવા માંડયાં, મીરાં ખંડિયેર તરફ ચાલી ગઇ પરંતુ વાઘડ હતો ત્યાં બેસી રહ્યો. તેણે પોતાના પગમાં આળોટતાં મદિરાનાં પાત્રોને જોયાં-કયાં ગયો નશો? કયાં ગઇ મદિરા? ખંડિયેર તરફ એક નજર રાખી તે વિચારોમાં ડૂબ્યો.

બધાંને નિંદર આવવા માંડી ત્યારે તે વધુ જાગવા માંડ્યો....

પ્હો ફાટે મીરાં જાગૃત થઇ બહાર આવી ત્યારે ય વાઘડ એમને એમ બેસી રહ્યો હતો. મીરાંને જોઇ તે મીરાં પરથી નજર હઠાવ્યા વિના ધીમે ધીમે તેની પાસે આવ્યો. મીરાં સ્મિત કરી તેને જોઇ રહી હતી. વાઘડે આવી તેના પગમાં માથું મૂક્યું, અને બોલ્યો "હું તમને મથુરા લઇ જઇશ"

"આ શું વાઘડ." મીરાંએ આશ્ચર્યથી તેને ઊઠાડતાં કહ્યું.

"મને વાઘડ ન કહેશો. મને ગમતું નથી."

"તો શું કહું?" નિર્મળ હાસ્ય વેરતી મીરાં બોલી.

"ભાઇ." વાઘડે કહ્યું.

"એક શરતે." મીરાંએ એ જ નિર્મળ હાસ્ય વેરતાં કહ્યું.

"કબૂલ."

"આ બધાંને, માણસને, જાનવરને, ધન ધાન્યને છોડી દો."

× × ×

વાઘડે સૂર્યોદય થતાં બધાંને છોડી મૂકયાં અને મુસાફરીનું થોડું રાચરચીલું, હસતા ગિરિધારી અને મૂક એકતારાને ઉચકી મીરાંની આગળ આગળ મથુરા તરફ ચાલવા માંડયો.

"વાઘડભાઇ હજુ મને સમજાતું નથી. મારી સાથે પગપાળા મથુરા કેમ આવો છો ?"

"ખરું કહું ?" વાઘડે હસતા ગિરિધારી તરફ એક આંખ મારી કહ્યું:

"ત્રીસ પ્યાલીઓ પીવા છતાં મને નશો ન ચઢયો માટે."

મીરાં હસી પડી.

બીજે દિવસે પગીઓને સાથે લઇ ઉદા રખડતી આખડતી ત્યાં આવી પહોંચી, પરંતુ બહુ મોડી આવી.

એક પણ ડાકુ ત્યાં ન હતો. ખંડિયેર વેરાન હતું અને મીરાં જીવતી છે તેનું એક પણ ચિહ્ન ત્યાં ન મળ્યું.

ઉદા નિરાશ્રિત થઇ બેસી ગઇ.

તેને ખાત્રી થઇ તેની નિર્દોષ ભાભીએ નદીમાં જ ગિરિધારી સાથે જળસમાધિ લીધી.







“**આ** શું કરો છો, બહેનજી ?”

ભૂતિયા મહેલમાં મીરાંબાના પૂજાના ઓરડાની જમીનને ચૂમતી ઉદાને ઝટ ઊઠાડતાં મેવાડની પટરાણી બોલી પડી.

“ભાભી આજ મહેલ પહેલાં કેવો હતો ? પિતાજી પગ મૂકતાં વિચાર કરતા અને અમે બહેન ભાઈઓ ભયથી ઉતાવળે પગલે પસાર થતાં. આજે શું છે ? અત્યારે અહીં હસતા ગિરિધારી નથી, નાચતાં મીરાંબા નથી અને તેમની ખાલી જગાને હું ચૂંમું છું એટલે તમને હું પાગલ જણાઉં છું ? ભાભી, દેવ પત્થરમાં નથી ભાવનામાં છે. આ સ્થળે સ્પર્શ કરવામાં મારાં ગાત્ર ધ્રૂજે છે; હૃદયમાં ઊંડે ઊંડે જાગેલી જ્યોત મોટી બને છે અને એના અજવાળામાં મને ન સમજાએલી ઘણી વસ્તુઓ સમજાઈ જાય છે.”

"શું સમજાય છે? બ્હેનજી!" પટરાણીએ ધીરજ રાખી પૂછ્યું.

ઉદાએ ભૂતિયા મહેલને એક વખત ચારે બાજુ નજર કરી જોયો અને પછી ભાભીના તરફ હસતાં બોલીઃ

"મને સમજાય છે ભાભી કે નિર્દોષ અને સાચાં મનુષ્યો જ વધુ પિડાય છે–ભગવાનનો એ મોટો આદેશ છે."

"તમે શું બોલી રહ્યાં છો બ્હેન?" રાણી આશ્ચર્યથી બોલી.

"હા ભાભી. ભગવાનનો આદેશ. દોષિત દુઃખ ભોગવે એ તો એની શિક્ષા છે, પરંતુ નિર્દોષ ભોગવે એ તેની પરીક્ષા છે. સાચી યાતના ને જૂઠા જુલ્મો જે હસતે વદને ભોગવી શકે તે જ જગત સમક્ષ ધીરજ અને ઉદારતાનાં આદર્શ દૃષ્ટાંત બને–એ જ સાચો સંત. સંસારમાં રહી સંસારનો ધર્મ બજાવતાં પોતાની જાતને ઊંચે ને ઊંચે લઇ જાય એ જ સંત. મીરાંબા સંત છે. હતાં નહિ, છે, સંત તરિકે જીવતાં છે. આજે હું સાસરે જાઉં છું. મને જરા ય દુઃખ નથી, જેને હું દુઃખ માનતી હતી, તે તો મારા અભિમાનને સંતોષવા એક બહાનું હતું. વિક્રમે તે પોષ્યું અને પોતાની હુંફ માટે મને અહીં બોલાવી લીધી. જેને જેને હું ધિક્કાર અને ઘૃણાથી જોતી રહી હતી, આજે તેને હું પ્રેમથી જોઉં છું. ભાભી, મીરાંબાએ આ બધું શીખવ્યું. કુળનું કલંક કોણ કાઢે છે તે તો ભગવાન એકલિંગજી જાણે પરંતુ મેવાડના રાજવંશને અજવાળનાર પ્રેમમયી મીરાં ભાભી છે–એટલું, રાણીમાતા ધ્યાનમાં રાખજો."

રાણી મૂઢની જેમ ઉદાને સાંભળી રહી. ઉદાનું આટલું પરિવર્તન કોઇએ કલ્પ્યું ન હતું. ભાભીને તેણે પ્રણામ કર્યા અને રાણીએ તેને આશીર્વાદ આપ્યા, પરંતુ તે મૂઢ બની અવાક્ રહી. ઉદા પછી રાણા વિક્રમ પાસે ગઇ અને તેમની ચરણરજ લઇ રથમાં બેસી સાસરિયે ચાલવા માંડી.

રાણીના પેટમાં જાણે કોઈ લોખંડના ખીલા મારી ગયું. મીરાં તરફ તેનું હૃદય અંદરખાનેથી સહેજ ઢળ્યું હતું તેનું કારણ

ભક્તિ નહિ, ભય હતો. સ્વાર્થમાં જ રહેનારી રાણીના જીવમાં ઊંચે ઊડવાની તાકાત ન હતી; પરંતુ એક વાત તેને દીવા જેવી જણાઇઃ લોકો ભલે પોતાના પતિને ન્હોતાં માનતાં; સરદારો ભલે કમને ' જેવી આજ્ઞા ' કહેવા રાણી પાસે આવતા; ભલેને મીરાંના ભક્તોએ પ્રજામાં ધીમી બૂમ ઉઠાડી હતી કે ભક્તનો જીવ લેવાથી મેવાડની રાજલક્ષ્મી, યશ અને વીરતા મેવાડ છોડવા પગલાં ભરવા માંડ્યાં હતાં; ભલે એ બધું ખરું હોય પરંતુ તેને તેની પરવા ન હતી. પોતે પોતાના પતિની પડખે જ હતી. પરંતુ, એક જ વાત તેના હૃદયને વલોવી દેતી અને તેનું જીવવું નિરર્થક કરી દેતી હતી. એ વાત હતીઃ તેની કુખે ઉત્પન્ન થએલા બન્ને પુત્રોનાં મરણ અને હજુ એક પણ પુત્રનું મોં ન જોવું.

પરંતુ રાણા વિક્રમને ચિંતા ન હતી. મીરાંના મૃત્યુ પામવા પછી તો વિક્રમની સ્થિતિ વિચિત્ર થઇ ગઇ. અત્યાર સુધી મીરાં તેના મનમાં જ રહેતી હતી. હવે તેના સ્વપ્નમાં નિયમિત આવતી હતી. પ્રસંગે પ્રસંગે તેના ભણકારા વાગતા હતા. ઊંચી ભેખડ પરથી મીરાં પાણીમાં પડી તે વખતની તેની કાલ્પનિક ચીસ તેને ઘણીવાર સંભળાતી. કોઈ વાર જમતાં, કોઇ વાર હસતાં, કોઈ વાર ઊંઘતાં રાણો ખળભળી ઊઠતો અને બીજી જ ક્ષણે તેની ક્રોધની માત્રા વધી જતી. પરંતુ ક્રોધ ક્યાં, કેમ, કાઢવો તેનો રસ્તો તેને જડતો ન હતો અને તેની અસર અંતે પોતાના શરીર ઉપર અને શરીર કરતાં મન પર વધારે થવા માંડી. દરબારમાં બેઠો હોય ત્યારે દરેકની નજરમાં પોતે ખૂની હોય એવો રાણાને આભાસ થતો. શતસહસ્રમુખે પ્રજાજનો તેને નિંદતાં હોય તેમ તેને ઘણીવાર જણાતું...પરંતુ, તેનું હૃદય પોતે ભૂલ કરી છે તેમ માનવા તૈયાર ન્હોતું થતું. હા, શિક્ષા જરા વધારે સખ્ત હતી. પરંતુ પોતે થોડો ધક્કો મારી મીરાંને પાણીમાં નાખી દીધી હતી? વળી મીરાં તે કઇ મોટી ભક્ત હતી! એણે એના પતિનો જીવ ન્હોતો લીધો? એના

આવ્યા પછી રાજકુટુંબની પડતી ન્હોતી થઈ ? એંશી એંશી ઘા સ્હેનાર રાણો સંગ એના લગ્ન પછી જ રણક્ષેત્રમાં ન્હોતો હાર્યો ? એવી સ્ત્રી મરી ગઈ તો ય શું ? અને રાજા રામનેય દુઃખી કરનાર પ્રજાનો તે વળી વિશ્વાસ કેવો ? મેં માત્ર મારો ધર્મ બજાવ્યો છે અને બરાબર બજાવ્યો છે–રાણો પોતાની રાણીને આ શબ્દોથી દબાવી દેવા માંડયો અને રાણી, તેના જીવને આમ બોલવાથી કળ વળતી હશે તેમ સમજી પતિની વાત સહન કરી લેવા માંડી.

પરંતુ, આજે રાણીએ તેને છોડયો નહિ.

"આવતી કાલે મીરાંબાના જન્મની સંવત્સરી છે. આવતી કાલથી મીરાંબાનું બંધ કરેલું મંદિર ખૂલ્લુ મૂકો અને મૂર્તિયો મહેલ લોકકલ્યાણર્થે ધર્માદા કરો." રાણીએ બહુ કાલાવાલા કરી કહ્યું.

"કેમ ?" રાણાએ લાલચોળ આંખો કરી રાણીને પૂછ્યું, "તને ય ભૂત વળગ્યું છે ?"

"હા, રાણા. મીરાંબાનું ભૂત."

"બોલવું બંધ કર."

"મારા નાથ, સાંભળો. કડવું વેણ પણ સ્વજનનું હોય તો સાંભળવું ઘટે. હું તો આપની ચરણદાસી છું. આપના ભલા સિવાય મારા જીવનમાં બીજું કશું હોઈ જ શકે નહિ એટલે સાંભળો. પ્રજા કહે છે—સાધુસંત કહે છે, ઉદા બહેન કહી ગયાં છે......"

"શું કહી ગયાં છે ?"

"મીરાંબાનો પવિત્ર આત્મા મેવાડની ચોદિશ આર્તનાદ કરતો ફરે છે લોકો લાજ મૂકે તો..."

"પ્રજાનું કહ્યું કરવાથી લાજ રહેતી નથી, જાય છે. હું એ દુરાચારના સ્થાનને ભગવાનના નામે નહિ ઉઘાડું. પ્રજાએ

મારું કહ્યું માનવું પડશે. મારી ઈચ્છાને આધીન રહેવું જ પડશે. મને પશ્ચાત્તાપ નથી. ઉલટું, મારા હૃદયને શાંતિ છે. પછી આ કુકર્મ કરવાની જરૂર ? ”

“ નાથ, મારી સામું જુઓ અને હૃદય પર હાથ મૂકી આપની જાતને જ પૂછોઃ આપને ખરેખર શાંતિ છે ? આખા રાજવંશમાં આપનો ગાદી વારસ છે ? આપનો કોઈ પુત્ર જીવતો નથી. જે હતા તે બધા મરી પરવાર્યા. કારણ ? જાણો છો ? મારા નાથ ! સતીના શાપ ન આપ્યા હોય છતાં પડે છે. મેવાડના રાજવંશ ખાતર પણ, જેની જેની ભૂલ જણાય તેને ઉદાર રીતે ક્ષમા આપી, હજારોનાં હૃદયને શાંતિ આપવા આપ મંદિર ખૂલ્લું મૂકો. પ્રજાનાં ઊંચાં થએલાં મન હેઠાં આવશે અને આપ એક મોટા કલંકમાંથી બચી જશો. ”

“ જે ગયું તે ગયું. તેની ચિંતા હવે ફોકટ છે. મીરાં ભાભીએ સ્વહસ્તે આત્મોત્સર્ગ કર્યો—સુખી થયાં. આત્મહત્યા કરનારને શીરે કલંક હોય, એકલિંગજીના દીવાનને માથે નહિ. ”

“ પરંતુ લોકો કહે છે......”

“ લોકો શું કહે છે ? ”

“ મોતથી હું ડરતી નથી, ક્ષત્રિયાણી છું. જે કરવું હોય તે કરજો. લોકો કહે છે આપે મીરાંબાને મારી નાખ્યાં, આપે જ નારીહત્યા કરી કલંક લીધું—મેવાડને દુર્ગતિએ......”

“ ચૂપ ! ” રાણો મહેલ ખળભળી ઊઠે તેવી રીતે બૂમ પાડી ઊઠ્યો. રાણો ખરેખર નિર્બળ બની ગયો હતો. રાણી જાતે ડરી ગઈ. વીજળીનો કડાકો થાય અને પાછી જે શાંતિ ફરી વળે તેવી શાંતિ રાખી રાણો પછી ધીમે અવાજે બોલ્યો “ કોણ કહે છે......કોણ કહે છે ? ”

“ બધાં કહે છે ! ”

રાણી બોલી. રાણો સમસમી ઊઠ્યો. ઊભો થઇ થોડીવાર તેણે લટાર મારી અને પછી એકદમ રાણી પાસે આવી બોલ્યોઃ

"હા, મેં મારી નાખી છે. કહેવડાવો બધાંને મેં મારી નાખી છે. ડાંડી પિટાવો-કાસદો મોકલાવો અને પ્રજાને જણાવો કે મેં મીરાંને મારી નાખી છે અને, સાથે સાથે એ પણ જાહેર કરો કે એનો પક્ષ લેનાર દરેકને હું મારી નાખીશ. પત્ની, પુત્ર, સ્વજન કોઇને નહિ છોડીશ. હું મેવાડનો રાણો છું. મારી ફરજ બજાવવામાં હું કોઇને નહિ છોડીશ. બધાંને મારી નાખીશ; પરંતુ જે હું ધારું છું તે જ થશે અને તે જ ઉત્તમ છે.—એ દરેકને માનવું પડશે."

એટલું કહી તેણે ક્રોધમાં તલવાર ખેંચી...એવામાં દાસીએ આવી અરજ કરી: "પુરોહિત આજ્ઞા માગે છે, કોઇ અગત્યના કામ માટે પધાર્યા છે."

"આવવા દે." અરધી કાઢેલી તલવાર મ્યાન કરી બાજુએ નાખતાં રાણાએ કહ્યું.

ગાંડા જેવા પુરોહિતે ધાંધલમાં દાખલ થઇ ટૂંકમાં જ મહારાણાને આશીર્વાદ આપ્યા અને પછી ઊંચે ચઢતા શ્વાસે બોલવા માંડ્યો, "રાજરાજેશ્વર! મીરાંબાએ તો આખું મથુરા ઘેલું બનાવી દીધું છે?"

"શું કહે છે?" રાણાએ આંખો બહાર કાઢી નાંખતાં કહ્યું. "મીરાં ભાભી જીવતાં છે? એટલી ઊંચાઇએથી પડેલું માણસ જીવી શકે?"

"માણસ ન જીવી શકે. સંત જીવી શકે." પુરોહિતે ઊંચા શ્વાસે જવાબ આપ્યો.

"પુરોહિત તારું ય ફરી ગયું છે શું?" પુરોહિતના શરીર પર ધસી આવી રાણો બોલ્યો.

પુરોહિત અડગ રહ્યો અને બોલ્યો:

"ફરી ગયું અન્નદાતાર! પાંચ પાંચ વર્ષથી આપણને હાથતાલી આપનાર વાઘડ જેવો નરરાક્ષસ ભક્ત બની ગયો; ભક્તિથી ડરતાં અનેક નરનારીઓ નીડર બની પ્રભુપ્રેમમાં મસ્ત થવા માંડ્યાં. આ ચમત્કાર નથી?"

પુરોહિતે એટલો પ્રશ્ન પૂછી પોતે જ જવાબ આપતાં બોલ્યો: "ના, આ ચમત્કાર નથી, અનહદ પ્રેમની પ્રતિભા છે. એ પ્રતિભામાં હું ફસ્યો—ફરી ગયો. અન્નદાતાર એક ખાનગી વાત કહું છું: મીરાંબા તો અવતારી વ્યક્તિ છે. અમાનુષી ઘોર અત્યાચાર અને માનસિક પતનમાં પતિત થએલી જનતાને જાગૃત કરવા તે આવ્યાં છે. માનો યા ન માનો પરંતુ, મહારાજ, જિંદગીની સાચી મસ્તી તેમના સાન્નિધ્યમાં જ અનુભવાય છે."

"હવે હદ થઈ ગઇ નાથ, મારી વિનંતિ સ્વીકારો." રાણીએ યાચના કરી.

"નહિ, નહિ, નહિ. મંદિર નહિ ખૂલ્લું મૂકાય." રાણાએ ક્રોધમાં સોનેરી હિંચકા પર હાથ પછાડતાં કહ્યું, "એટલું જ નહિ, હવે પછી એ ભકતાણીએ મેવાડમાં પગ મૂકયો છે તો તે જ્યાં હશે ત્યાં હું જાતે જઇ તેને હણીશ."

એટલું કહી તે રાજદરબાર ભણી ચાલવા માંડયો. રાણી અને પુરોહિત થોડીવાર રાણાને જોઇ રહ્યાં. પછી રાણી ધીમે રહી પુરોહિત પાસે આવી અને ધીમે અવાજે બોલી "મથુરાથી મીરાંબા પાછાં વળે તો મને કહેજો તે જ્યાં હશે ત્યાં હું જાતે જઈ તેમને અહીં તેડી આવીશ."

"બા, આપ મોતને નોતરો છો, હાં." પુરોહિતે સહાનુભૂતિ-ભરી ચેતવણી આપી.

"પુરોહિતજી! મોત આપણને નોતરે તેના કરતાં આપણે મોતને નોતરીયે તે વધુ સારું નથી? જાઓ, કહું છું તે ધ્યાનમાં રાખજો. મીરાંબા વિના મેવાડ ઉજ્જડ બની જશે."

એટલું કહેતાં કહેતાં રાણી, કોણ જાણે ધ્રીકી પડી ગઇ.





## ૨૧ આ જ વ્રજભૂમિ?

**આ** એ જ વ્રજભૂમિ છે, જેના પર રખડતાં રમતાં યદુનંદને લોકોને વેણુઘેલાં બનાવ્યાં હતાં—આ એ જ પવિત્ર ભૂમિ છે જ્યાં પુતના જેવી રાક્ષસીઓ અને બકાસુર શકટાસુર જેવા રાક્ષસો પ્રભુ લીલાએ નાશ પામ્યા હતા. આ એ જ ભૂમિ છે જ્યાં સ્વર્ગાધિપતિ ઈંદ્ર અને પાતાળપતિ શેષનાગનાં ગર્વખંડન થયાં હતાં. આ એ જ પ્રેમભૂમિ છે જ્યાં ગોપીઓ અને ગાયો નિર્દોષ ગોપોની સાથે જીવનના દધી અમૃત પીતાંપીતાં કૃષ્ણ ને કૃષ્ણની બંસી પછવાડે ઘેલાં બનતાં હતાં. હા, હા, આ એ જ પ્રેરણાભૂમિ છે જ્યાં પ્રકટ પુરુષોત્તમ શ્રી કૃષ્ણે અનેક પાપો અને પાપીઓથી ભારે બનેલી પૃથ્વીને હલકી કરવા શિક્ષાપાઠ લીધા અને દીધા.

સદીઓ પહેલાં અહીં કંસરાજ રાજ કરતો હતો. હજુ ય તેની ક્રૂરતાના અવશેષ બહુ કંગાલ સ્થિતિમાં અહીંતહીં દષ્ટિગોચર

થાય છે. મદાંધતા અને નિર્દયતા ગુપ્તપણે હજુ અહીં જીવે છે. ઝેર અને ઇર્ષ્યા હજુ ગયાં નથી. લોભ લાલચ હતી તેટલી જ છે. ગોપાલની ભૂમિમાં મનુષ્ય માનવતા ભૂલતો જણાય છે અને જાનવર જાત ભૂલતાં જણાય છે. લાગે છે ભગવાન રૂઠયા છે. ત્યારે જ તો અહીંથી દ્વારિકા ચાલ્યા ગયા ! નહીં તો, હજારો યાત્રીઓના પગથી રગદોળાતી ભૂમિમાં હજુ ય નિર્ધનતા, કંગાલિયત અને પાપો કેમ છાને છૂપકે રહે છે ? આવી નિરાશામાં......

એ જ વ્રજની એક નાની શેરીમાંથી નિરુત્સાહ અને દુઃખને દૂર કરતો, ચેતના પ્રેરતો અને પ્રેમથી ગૂંજતો અવાજ આવે છે:

યા બ્રજમેં કછુ દેખ્યો રી ટોના ॥
લે મટકી સિર ચલી ગુજરિયા
આગે મિલે બાબા નંદજીકે છોના ।
દધિકો નામ બિસરિ ગયો પ્યારી
'લે લેહુ રી કોઉ સ્યામ સલોના' ॥
બિંદ્રાબન કી કુંજગલિનમેં
આઁખ લગાય ગયો મનમોહના ।
મીરાંકે પ્રભુ ગિરધર નાગર
સુંદર સ્યામ સુઘર રસ લોના ॥

કોણ છે એ ?

તિલંગ અને દક્ષિણમાંથી આવેલા કોઇ યાત્રીઓ બંગાળ અને બિહારના કૃષ્ણભક્ત યાત્રીઓને પૂછે છે. બન્નેની ભાષા કોઇ કાંઈ સમજતું નથી પરંતુ કૃષ્ણનું નામ સમજે છે—આનંદિત થઇ થઈ શેરી ભણી નજર કરે છે અને એક મથુરિયો બોલી પડે છે—

મીરાંબાઇ...મીરાંબાઇ

યાત્રીઓ ભાવપૂર્વક જોઇ રહે છે. કોણ જાણે કેવી રીતે પરન્તુ પદમા અને કાશી મથુરા આવી પહોંચ્યાં છે અને તેમની આગળ મીરાંબા મંદમંદ મુસ્કાતાં ચાલ્યાં આવે છે. પાછળ વાઘડ છે અને વાઘડ પાછળ વૃંદાવનવાસીઓનું એક નાનું ટોળું ચાલ્યું આવે છે. કીર્તનનો સામાન દરેકના હાથમાં છે. મીરાં વ્રજના કૃષ્ણની ગોપી બની મ્હાલે છે; તેની વાચા અને હૃદયને માજા નથી રહેતી. કોઈ ઝાડ જોઇ તેને કદંબ યાદ આવે છે. કોઈ ગોપ જોઇ તેને કૃષ્ણ યાદ આવે છે. તેની કલ્પના તીવ્ર બની પાંચપાંચ હજાર વર્ષ પાછળ જાય છે અને હમણાં જ તોફાન કરી ન્હાસી ગયો હોય તેમ, કનૈયાને શોધતી, હરખાતી, શરમાતી, દુઃખી થતી, પ્રસન્ન થતી મીરાં ચાલે છે. તેના શરીરે પ્રભુનાં સૌભાગ્ય ચિહ્નો છે. કાંડે કંકણની જગ્યાએ રૂદ્રાક્ષનાં કંકણ છે. બાજુબંધ છે; પરંતુ માલાના. માથામાં સૌભાગ્ય ચિહ્ન છે પરંતુ સિંદૂરનું નહિ ગોપીચંદનનું. ગળામાં મંગળસૂત્રની જગ્યાએ તુલસીની ઝીણી માળા હૃદયપટ પર રમી રહી છે.

મીરાંનું વદન મલકમલક થાય છે. એક કોયલ માથા પરથી ઊડતી પસાર થાય છે. કોઈ મોર દૂરની ડુંગરીમાંથી ટહૂકે છે. એક ઘરમાં બાંધેલાં મેનાપોપટ બોલે છે અને બીજી બાજુ નાનાં વાછરડાંથી ઘેરાએલી ગાયો મીઠા સાદ દેતી માથાં ડોલાવે છે. મીરાંનું ય માથું ડોલે છે, હૃદય ડોલે છે:

આલી ! મ્હાંને લાગે બૃંદાબન નીકો !
ઘર ઘર તુલસી ઠાકુર પૂજા
દરસણ ગોબિંદજીકો ॥
નિરમલ નીર બહત જમનામેં
ભોજન દૂધ–દહીકો ।
રતન સિંઘાસણ આપ બિરાજૈ
મુગટ ધર્યો તુલસીકો ॥

કુંજન કુંજન ફિરત રાધિકા
સબદ સુણત મુરલીકો ॥
મીરાકે પ્રભુ ગિરધર નાગર
ભજન બિના નર ફીકો ॥

દ્રાવીડિઓ ભજનથી આકર્ષાઇ સંત–સાધુઓના આ નાના સંઘમાં ભેગા મળે છે. બંગાળીઓ અને બિહારિયો મીરાંની પડખે થઇ જાય છે. એક બંગાળી બંગાળીમાં બોલે છે: કર્યાં જશો ભક્તિબા ? બિહારી કહે છે: મોટા મંદિરે પધારો છો ? એક ગુજરાતી સાથે સાથે ચાલે છે, બોલવાની ઇચ્છા થાય છે પરંતુ બોલતો નથી. મીરાંનું ધ્યાન દૂર દૂર દેખાતા પાણી પર પડે છે. આકાશને આંબતી કાલિન્દી તેની નજર આગળ તરવરે છે. તેની આંખમાં પાણી આવે છે અને તેના હોઠ ધ્રૂજે છે તેને પાછું ભાન આવે છે આ કાલિન્દી નથી. કંઇક નિરાશ થાય છે પરંતુ હૃદયનો આવેશ ઓછો થતો નથી. હોઠ પુનઃ ધ્રૂજી ઊઠે છે:

ચાલો મન ગંગા–જમના તીર ॥
ગંગા–જમના નિરમળ પાણી
સીતલ હોત સરીર ।
બંસી બજાવત ગાવત કાન્હો
સંગ લિયૈં બળ બીર ॥

મોર મુગટ પિતાંબર સોહૈ
કુંડળ ઝળકત હીર ।
મીરાંકે પ્રભુ ગિરધર નાગર
ચરણકૅવલપર સીર ॥

મીરાં આવેશમાં નીચું માથું કરી દે છે. ચૈતન્ય પ્રેમી બંગાલી આંસુ ભરે છે. બિહારી નિશ્વાસ નાખે છે. ગુજરાતી જોઇ રહે છે. સંઘ મીરાંબાનું ભજન ઝીલે છે અને તન્મય બને છે.

સંઘ આગળ વધે છે. રહવારના બપોર અને બપોરની સાંજ થાય છે. ધીમે ધીમે આકાશ ઘેરાય છે—પવન ફૂંકાય છે, ભગવાનના જૂના મંદિરથી થોડેક છેટે બપોરની નિવૃત્તિ પછી સંઘ આરામ લેતો પડ્યો છે. એક વૃક્ષ નીચે હમણાં જ એક આંધ્રવાસી ભાગવતનું થોડુંક પારાયણ કરી ચૂક્યો છે.

" वासुदेवः पुमानेकः स्त्रीमयामितरज्जगत् ।* " હજુ તે ગોખતો ગોખતો અંદર પોથીનાં પાનાં ગોઠવતો હોય છે.

મીરાં તલ્લીન થઇ વિચારી રહી હોય છે અને તેની નજર આકાશ ભણી જાય છે. આંધ્ર ભક્ત, આકાશમાં જોઈ પોથી ઝટઝટ ભેગી કરી બાંધવા માંડે છે. મીરાંને હમણાં જ સાંભળેલી કૃષ્ણ જન્મની રાત યાદ આવે છે અને તેનું હૃદય ડોલી ઊઠે છે.

નંદનંદન બિલમાઇ, બદરાને ઘેરી માઈ ॥
ઈત ઘન લરજે ઉત ઘન ગરજે,
ચમકત બિજ્જુ સવાઈ ।
ઉમણ ઘુમણ ચહુઁ દિસસે આયા,
પવન ચલૈ પુરવાઇ ॥
દાદુર મોર પપીહા બોલૈ,
કોયલ સબદ સુણાઇ ।
મીરાકે પ્રભુ ગિરધર નાગર
ચરણકઁવલ ચિત લાઇ ॥

પ્રત્યુત્તરમાં પવન જોર પકડે છે……આકાશ વધુ ઘેરાય છે. સંઘના લોકો ઝટ ઊભાં થઇ નજીકની ધર્મશાળા ભણી દોડે છે—પદમા અને કાશી મીરાંબાને ખેંચી લાવે છે. વરસાદ ઝરમર ઝરમર શરૂ થાય છે. મીરાંનું હૃદય ધબકી ઊઠે છે.

---

* જગતમાં વાસુદેવ એક જ પુરુષ છે, ઇતર લોકો સ્ત્રીમય છે. (ગોપીભાવે)

તેને લાગે છે તેનો ગિરિધર નાગર તેના શબ્દોનો જવાબ આપી રહ્યો છે. મીરાં આનંદમાં નાચી ઊઠી ગાવા માંડે છે:

બરસે બદરિયા સાવનકી
　　સાવનકી મન ભાવનકી ॥
સાવનમેં ઉમગ્યો મેરો મનવા
　　ભનક સુની હરિ આવનકી ।
ઉમડ઼ ઘુમડ઼ ચહુઁ દિસિસે આયો
　　દામણ દમકે ઝર લાવનકી ॥
નાન્હીં નાન્હીં બૂઁદન મેહા બરસૈ
　　સીતલ પવન સોહાવનકી ।
મીરાકે પ્રભુ ગિરધર નાગર
　　આનઁદ મંગળ ગાવનકી ॥

હરિના આવવાની 'ભનક' મીરાં સાંભળે છે.

છતાં, હરિ નથી આવતા. થોડીક ક્ષણમાં તાજો શ્રાવણીઓ મેહુલો અટકી જાય છે અને તેની પૂંઠે મોરલાઓ આક્રંદ કરતા સંભળાય છે.

મીરાં નિરાશીત થાય છે. હરિ નહિ આવે? નહિ દેખાય?

મીરાંનું હૃદય સ્હેજ ભારે થાય છે. વસ્ત્રો બદલી સંઘ મહાભગવાનના મંદિરે જવા નિકળે છે. પદમા, કાશી અને વાઘડથી સુરક્ષિત બની મીરાં પણ થાકેલા ચરણ ઊપાડે છે—પ્રભુ મંદિર તરફ.

દિવસો થયા મીરાંએ ગોકુલ, મથુરા અને વૃંદાવનની ભૂમિમાં ફર્યા કર્યું છે. ગોવર્ધન પર્વત અને કાલિન્દીનું નીર જોતાંજોતાં તે થાકતી નથી. કૃષ્ણને યાદ કરતાં કરતાં તેણે વન-ઉપવન છૂંદી નાખ્યાં છે—પરંતુ મીરાંને ચેન નથી. માત્ર પદમા, કાશી અને પેલો ગુજરાતી તે જાણે છે. ગુજરાતી વૃદ્ધ છે. મીરાંની તેને લગન લાગી છે; પરન્તુ તેના સિવાય સમસ્ત ભક્ત-

મંડળ મીરાંનાં ભજનોમાં અને મીરાંના વાર્તાલાપમાં અનહદ આનંદ પામતાં વૃંદાવનની યાત્રા સફળ કરે છે.

દર્શનની વાટ જોતાં મીરાં અને તેની સંતમંડળી મંદિરની છેલ્લી પગથારે બેઠી છે. મીરાં પાસે થઇ કોઈ જતું આવતું, તેના રાજસ્વરૂપને જોઇ, થોડીકવાર અટકે છે, જુએ છે અને આગળ વધે છે. વાઘડ મીરાંને જોતાં બેઠા છે. પેલો ગુજરાતી મીરાંના મોંઢા પર બદલાતા ભાવને તાકતો છેટે બેઠો છે. પદમા ધીમે રહી પૂછે છે: "બા, શું વિચાર કરો છો ?" પદમાએ આ પહેલીવાર જ પ્રશ્ન નથી કર્યો. વરસાદ બંધ થયા પછી અત્યારસુધીમાં તેણે અને કાશીએ ઘણીવાર એજ પ્રશ્ન પૂછ્યો છે. તેમને ભય છે. મીરાંબા ને કંઇ થશે તો નહિ!

પદમા અને કાશીની ચિંતા મીરાં પામી જાય છે. હેતાળ આંખે તેમના તરફ જોઇ મીરાં બોલે છે—ના, ગાય છે. તે જે કંઇ બોલે છે તે, આ વ્રજભૂમિમાં ગીતમય બનીને જ સંભળાય છે!

બરજી મૈં કાહૂકી નાँહિ રહૂँ ।
સુણો રી સખી તુમ ચેતન હોયકે
મન કી બાત કહૂँ ॥
સાધ-સઁગતિ કર હરિ-સુખ લેઉં
જગસૂँ દૂર રહૂँ ।
તન ધન મેરો સબહી જાવો
ભલ મેરો સીસ લહૂँ ॥
મન મેરો લાગો સુમરણ સેતી,
સબકા મૈં બોલ સહૂँ ।
મીરાકે પ્રભુ ગિરધર નાગર
સતગુર શરણ ગહૂँ ॥

"અમે મૂઢ, અજ્ઞાની! બા, સાચું કહો?" કાશી સહજ સાધારણ લાગણી દબાવી ઘેરાએલા કંઠે મીરાંને પૂછે છે. "તમે શું વિચાર કરો છો?"

મીરાં તરત હસી પડે છે. "મંદિરને પગથીએ એક જ વિચાર હોય કાશી!—પ્રભુમિલન."

"તો ભગવાન, અહીંઆં ક્યારે મળશે?" કાશી આશા છોડી પૂછે છે.

"નહિ મળે?" ડોકું હલાવી પદ્મા પૂછે છે.

પદ્માની બાજુમાં મૂક બેઠેલો વૃદ્ધ ગુજરાતી, હકારમાં તેના તરફ જુએ છે. મીરાં મસ્તક નીચું કરે છે. પછી હળવે રહી લગભગ પોતાને જ ઉદ્દેશી પદ્માનો જવાબ વાળે છે:

"નહિ મળે. કનૈયો મને અહીં મળવાની ના પાડે છે. નદી, પર્વત, વન, ઉદ્યાન ક્યાંઇ એ મળવાની ના પાડે છે. મને ક્યાં મળવા ઇચ્છે છે અને ક્યારે મળવા ઇચ્છે છે તેની મને સમજ નથી પડતી. એને એમને એમ નટખટ થોડો કહેવામાં આવે છે? બચપણથી બૂમ પાડતી આવી છું, વિનંતિ કરું છું, મનાવું છું કે એક વખત–કેવળ એક વખત દર્શન દે પરંતુ હજી પરીક્ષા પૂરી નથી થઈ. મારો વાલીડો અંતરીક્ષમાં ઊભો ઊભો સાંભળે છે, બધું સાંભળે છે પરંતુ જવાબ નથી દેતો."

કહેતાં કહેતાં મીરાં ડોક ઊંચી કરી અંતરીક્ષમાં, આકાશ-ભણી જૂએ છે.

"ન દે કનૈયા—જવાબ ન દે. પરંતુ હું જાણું છું તારે મારી ઇચ્છાને પૂરી કરવી પડશે અને ત્યાં સુધી તારી ચરણ-રજમાં અસંખ્ય સ્વર્ગોને જોનારી હું તારી પ્રતીક્ષા કરતી ઊભી છું—ફરું છું, ફરતી રહીશ." મીરાંની આખમાં એટલું કહેતાં આંસુ આવી જાય છે. મંદિરના ઘંટ વાગે છે. તુરત અવાજ આવે છે—"ગોવરધનલાલકી જે." યાત્રીગણ ઉતાવળું દર્શનાર્થે

અંદર ધસે છે. મીરાં પણ ધક્કા ખાતી, સ્હેજ ઇધર ઉધર થતી અંદર જાય છે.

સ્હામે જ ગોપાલમૂર્તિ મલકાતી, મરકલડું લેતી ઊભી છે. મીરાંને પોતાનો નાનકડો ગિરિધારી મોટા સ્વરૂપે દેખાય છે. આરતી અને ઘંટાનાદમાં બધાંના અવાજ ડૂબી જાય છે. તાલબદ્ધ વાગતી ઝાલરો અને ચોઘડિયામાં મીરાં મૂર્તિને જોઇ રહે છે. તેનું હૃદય ચૂર્ણવિચૂર્ણ થાય છે. મીરાંનો અવાજ બહાર આવે છે; પરંતુ કોઇ સાંભળી શકતું નથી. મીરાંનું હૃદય વલવલે છે :

ઘડી એક નહિં આવડે તુમ દરસણ બિન મોય
તુમ હો મેરે પ્રાણજી, કાસૂં જીવણ હોય ॥
ધાન ન ભાવૈ નીંદ ન આવૈ બિરહ સતાવૈ મોય
ઘાયલ-સી ઘૂમત ફિરૂઁ રે મેરો દરદ ન જાણે કોય ॥

આરતી શમે છે. ગિરિધરલાલજીની અનેકવાર "જે" પુકારાય છે, પરંતુ પ્રભુની રાવરી મીરાં ગાતી રહે છે. દર્શને આવનાર ભક્તો શાંત બની મીરાં તરફ જુએ છે. આંખો બંધ કરી મીરાં ગાઇ રહ્યાં છે :

દિવસ તો ખાય ગમાઇયો રે, રૈણ ગમાઈ સોય ।
પ્રાણ ગમાયા ઝૂરતાં રે, નૈણ ગમાયા રોય ॥

"ખરું ! ખરું !" ભક્તો ડોકું ધૂણાવતા અનુમતિ આપે છે.

જો મૈં ઐસી જાણતી રે પ્રીતિ કિયાં દુ:ખ હોય ।
નગર ઢંઢોરા ફેરતી રે, પ્રીતિ કરો મત કોય ॥

"હરિ ! હરિ !" ભક્તજનો ડોલી પડે છે. મીરાંનું હૃદય ઠલવાતું જાય છે.

કાગા સબ તન ખાઇઓ, ચુન ચુન ખૈયો માસ ।
દો નયના મત ખાઇઓ, પિય દેખનકી આસ ॥

"ઓહો ! ઓહો !" એક વૃદ્ધ રડી પડે છે. ગુજરાતી ગળગળો થઇ જાય છે. મીરાં બોલતી રહે છેઃ

કાગા નૈન નિકાર કે લેજા પી કે દ્વાર ।
પહેલે દરસ દિખાઇકે, પીછે લીજો ખાય ।।

"ધન્ય ! ધન્ય !" ભક્તો બોલી પડે છે. ગુજરાતી ઊઠી મીરાંના ચરણને સ્પર્શે છે. સ્પર્શતાં પોતાનાં અશ્રુથી મીરાંના ચરણ પખાળે છે. મીરાં પોતાપણામાં નથી હોતી–તેને ભાન આવે છે. આંખો ઉઘાડી ગોપાલમૂર્તિને જુએ છે અને ગદ્‌ગદ કંઠે યાચના કરે છેઃ

પંથ નિહારૂં ડગર બહારૂં, ઊભી મારગ જોય ।
મીરાકે પ્રભુ કબ ર મિલોગે, તુમ મિલિયાઁ સુખ હોય ।।

મીરાંબાઇકી જે પોકારતો નાનકડો સંઘ ગાજી પડે છે. અન્ય ભક્તો જયજયકારને ઝીલે છે. મીરાં બેહોશ થઇ પદ્મા અને કાશીના હાથમાંથી છૂટી વાઘડભાઇના સશક્ત બાહુમાં પડે છે.........

મીરાં આંખ ઊઘાડે છે તો પોતાને મંદિરના વિશાળ મંડપના એક ખૂણામાં પડેલી જૂએ છે. ભક્તો આસપાસ ભરાઇ બેઠા છે. ગુજરાતી પાણી લઈ ઊભો છે, પદ્મા પંખો નાખે છે, કાશી ચરણ તળાંસે છે. એવામાં દર્શન કરતી મંડપની બધી સ્ત્રીઓ એક સામટાં મોઢાં ફેરવી ઘૂંઘટ કાઢી તેની પાસે આવી ઊભી રહે છે.

"શું છે ?" મીરાં આશ્ચર્યમાં બેઠી થઇ પૂછે છે.

"જીવા ગોંસાઈ પધારે છે. કોઈ સ્ત્રીનું તેઓ મોંઢુ જોતા નથી." એક જણ કહે છે.

"કેમ ?" મીરાં કુતૂહલથી પૂછે છે. જીવા ગોંસાઇનું નામ તેણે ખૂબ સાંભળ્યું છે. સમર્થ ગુરુ ગણાય છે. તેમને મળવાની ઇચ્છા તેનામાં જાગી ચૂકેલી છે.

"એ પુરુષ છે–પરમ વૈષ્ણવ છે." પાસે ઊભેલો ગોંસાઇનો નવો શિષ્ય પ્રભાકર સહેજ મોંઢુ ચઢાવી બોલે છે.

"સ્ત્રીઓ વૈષ્ણવ નથી ?"

પ્રભાકર બોલતો નથી.

"ભગવાનના મંદિરમાં એક ભક્ત બીજા ભક્તથી મોઢું સંતાડે ?" મીરાં ફરી પૂછે છે.

"ભગવાન એમને રોકતા કેમ નથી ?" વાઘડ છંછેડાઇ બોલે છે.

"ભગવાન ધરમીનેય નથી રોકતા. પાપીનેય નથી રોકતા." મીરાં જવાબ આપે છે.

"કેમ ?" ગૂજરાતી પૂછે છે.

"તેમનું પૂણ્ય યા તેમનું પાપ જ તેમને રોકી લે છે." મીરાં કહે છે.

"ત્યારે ગોંસાઇજી સ્ત્રીઓથી કેમ દૂર રહે છે." એક દક્ષિણી પૂછે છે.

"સ્ત્રીઓ ખરેખર ખરાબ છે–એક આપના સિવાય." ગોંસાઇનો ભક્ત બિહારી કહે છે.

"સ્ત્રીઓ ખરાબ જ હોત તો ભગવાન કૃષ્ણે કેમ તેમનો સ્વીકાર કર્યો હોત ? રાધા વિનાના કૃષ્ણ અને ગોપીઓ વિનાના કાન કેવા હોત–રામને સીતા, શંકરને પાર્વતી, કૃષ્ણને રાધા, બ્રહ્માને બ્રહ્માણી. ભગવાને કોઇદિવસ સ્ત્રીજાતીને પોતાથી અળગી રાખી નથી."

મીરાં એટલું કહી ઊભી થઇ ગોંસાઇ પાસે જાય તે પહેલાં તો જીવો ગોંસાઇ તેમના શિષ્યો સહિત મંદિરનાં છેલ્લાં પગથિયાં ઊતરી ચૂકયા હોય છે. વાઘડ તેની રાની આંખે જીવા ગોંસાઇને જોઇ રહ્યો છે. મીરાં તેની પાસે જઇ હસીને બોલે છે. "વાઘડ-ભાઈ તલવાર માટે હાથ ચળવળે છે, ખરું ?"

"અરે હોય તો એક ઝટકે એ ડોસાનું ડોકું...ધડ..." જોસમાં કહેતાં કહેતાં વાઘડ અટકી જાય છે અને મીરાંના મુસ્ક-

રાહટભર્યા મુખને જોઇ ઠંડો પડી જાય છે. તેને લાગે છે મીરાંબા તેની પરીક્ષા લે છે.

"ભાઈ તમે જેને તમારું માનો તેને બધા લોકો ય પોતાનું માને એ તમારો કેવો દુરાગ્રહ !" મીરાં બોલે છે.

વાઘડ સમસમી રહે છે. જેને પોતે પવિત્ર માને તેવી સંત મીરાંનું આ બુઢ્ઢો મોઢું ય ન જુએ. જેના સુંદર મુખદર્શનથી લોકો પવિત્ર વિચાર જ કરવા પ્રેરાય તેના તરફ આ ડોકરો ઘૃણા સેવે એવો માણસ પૃથ્વી પર ખાસ કરી આ સ્થળમાં જીવવો ન જોઈએ. પરંતુ તેની જાગૃત થએલી હિંસાકૃતિ મીરાંના શબ્દોથી શાંત થઇ જાય છે. મીરાં હસીને ચાલવા માંડે છે.

"ક્યાં ચાલ્યાં, બા ?" હમણાં તો બેશુદ્ધ થઇ પડેલી મીરાંની ચિંતા કરતો વાઘડ બોલી પડે છે.

"ભક્તને મળવા." મીરાં જવાબ વાળે છે અને ઉતાવળે ચાલવા માંડે છે. વાઘડ સમજતો નથી.

ફરીથી પૂછે છે :

"ક્યાં ?"

"ભગવાનને મળવા." મીરાં હસીને બોલી.

"હેં" યાત્રીગણ ચમકીને જૂએ છે.

"જ્યાં ભક્ત ત્યાં ભગવાન. ભગવાન તો ભક્તાધીન છે—ભક્તને ત્યાં જ મળશે. છેવટે ઠેકાણું મળ્યું. ચાલો..."
"પરંતુ કયા ભક્ત ?" ભક્તો બોલી પડે છે.

"જ્ઞાની—જીવા ગોંસાઇ !"

બધાં થોડી ક્ષણ સ્તબ્ધ બની ઊભાં રહે છે પછી મીરાંની પૂઠેપૂઠે ઉતાવળે પગલે ચાલવા માંડે છે.

ભવ્ય હવેલીઓથી થોડેક દૂર એક નાના ઝૂંપડામાં કૃષ્ણોપાસના કરતા જીવો ગોંસાઇ બહુ સાદું જીવન ગાળે છે. કડક

વ્રતો લીધાં છે અને કડક વ્રતો શિષ્યો પાસે લેવડાવે છે. સમર્થ વિદ્વાન અને જ્ઞાની છે. કથીર પણ તેમની પાસે રહી સોનું થઈ જાય તેમ કહેવાય છે. વૃંદાવને વિહરનાર કૃષ્ણ જેટલા પૂજ્ય લેખાય છે, તેમનાથી બીજી જ કક્ષામાં માત્ર એક જીવો ગોંસાઈ પૂજાય છે. સંસારમાં રહી સંસારથી અલગ રહેવાનાં કડક શિસ્ત-પાલન તેમની ઝૂંપડીમાં અને તેમના જીવનમાં પ્રત્યક્ષ દેખાય છે—ભાગવતી છે. વેદાધ્યયન અહર્નિશ કરે છે. ગુણીને અમુક વખતે ઉપદેશ પણ આપે છે અને ઉપદેશ ગ્રહણ કરનાર ધન્ય બની ઝૂંપડી બહાર પણ નિકળે છે.

આવા, રજોગુણ અને તમોગુણને પોતાથી દૂર રાખનાર પ્રતિભાસંપન્ન ગુરુના ઝૂંપડા આગળ મીરાં તેની નાનકડી મંડળી લઈ આવી ઊભે છે. મંડળીમાં સ્ત્રીઓ ય ખાસી છે અને સૌથી મોખરે મીરાં છે.

સ્ત્રી, પુરુષને જીતવા આવી છે.

ગોંસાઈનો શિષ્ય પ્રભાકર મોઢું ફાડી જોઈ રહે છે. હજુ તેને વિશ્વાસ નથી આવતો. આ રસ્તે વર્ષમાં ભાગ્યે જ એકાદ વેળા કોઈ સ્ત્રી ગોંસાઈજીના ઝૂંપડા આગળ ઊભી રહેવાની હિંમત કરે છે—ત્યારે અહિં બે, પાંચ, દસ...પ્રભાકરની કમજોર આંખે આખી વૃંદાવનની પનિહારીઓ તેની નજર આગળ ઊભરાયેલી દેખાય છે. તે ધીમેધીમે મીરાં તરફ આવે છે—મોઢું ફાડી, આંખ એમની એમ સ્થિર રાખી પ્રભાકર મીરાં પાસે આવે છે. સ્વેદાચ્છાદિત છતાં પ્રફુલ્લ વદને મીરાં ઊભાં છે અને તેમની પૂંઠે તેમની નાની જમાતમાં કોઈ મંજરીઓ, કોઈ મૃદંગ, કોઈ એકતારો તો કોઈ ઝાંઝ લઈ ઊભાં છે. આસપાસના પડોશીઓ મીરાંની ભક્તમંડળીને જોઈ ખેંચાઈ આવે છે. ટોળું વધવા માંડતાં પ્રભાકર ગભરાય છે...બોલ્યા વિના તે ઝૂંપડીમાં દોડે છે અને ગોંસાઈજીના પગ પકડી કહે છે: "એક નહિ, બે નહિ, પચીસ પચીસ સ્ત્રીઓ આપણા પર ધસી આવી છે અને તેમની સરદાર સૌને ગભરાવતી મોખરે ઊભી છે."

" પૂછી આવ તેમને—કેમ આવ્યાં છે ?"

પ્રભાકર શ્વાસભેર દોડતો મીરાં પાસે આવે છે ને પૂછે છે, "કેમ આવ્યાં છો ?"

" ગોંસાઈજીનાં દર્શન કરવા."

પ્રભાકર શ્વાસભેર પુનઃ ઝૂંપડીમાં આવી સંદેશો પહોંચાડે છે. ગુરુ કહે છેઃ

"જા કહે, દર્શન તો ભગવાનનાં હોય—હું સ્ત્રીઓને જોતો નથી." પ્રભાકર શ્વાસભેર પાછો બહાર દોડી આવે છે. તેને હવે દોડી આવવું ગમે છે: નરમ બની પ્રભાકર કહે છે. "સ્ત્રીઓને હું જોતો નથી. હું એટલે હું નહિ, મારા ગુરુજી."

મીરાં હસી પડે છે. કહે છે "જાઓ, કૃપા કરી આટલું કહી આવો :

"**वासुदेवः पुमानेकः स्त्रीमयमितरज्जगत** ।* —છતાં તમે વ્રજમાં રહી હજુ સુધી પુરુષ રહ્યા છો?"

જીવો ગોંસાઇ યોગવાસિષ્ઠની પોથી ઉઘાડવાની તૈયારી કરતા હોય છે. ત્યાં પ્રભાકર આવી પહોંચે છે ને ગભરાતાં ગભરાતાં સંદેશો કહે છે :

"**वासुदेवः पुमानेकः स्त्रीमयमितरज्जगत** । – છતાં તમે વ્રજમાં રહી હજુ સુધી પુરુષ રહ્યા છો ?"

વૈષ્ણવ ગુરુ જીવા ગોંસાઇ બેઠાબેઠા સડક થઈ જાય છે. શિષ્ય તેમનું મોઢું જોતાં ગભરાઇ પાછલે પગે ચાલવા માંડે છે. ગોંસાઇના જમણા હાથમાં પોથીની દોરી એમની એમ રહી જાય છે. તેમનું મોઢું ઝૂંપડીના દ્વાર તરફથી હટતું નથી. શાંત, સ્થિર, સ્થિત તેઓ બેસી રહે છે. તેમની પ્રજ્ઞા ઉત્તેજિત બને છે.

---

* આજ લગી હું જાણતી'તી વ્રજમાં કૃષ્ણ પુરુષ છે એક,
હજુ સુધી તમે પુરુષ રહ્યા છો ધન્ય તમારો વિવેક.

તેમની આંખોમાં અને તેમના મગજમાં કોઈ તેજ આવતું હોય તેમ ઝીણી આંખો કરી તે ગ્રહણ કરે છે અને પાછી આંખો મોટી કરે છે.

ગોંસાઈજી ધીમે રહી ઊભા થાય છે. કાન ટોપી માથે ઓઢે છે. ખભે ખેસ નાખે છે અને આસ્તે આસ્તે ઝૂંપડી બહાર નિકળે છે. ગોંસાઈના શિષ્યો દોડી આવે છે. પાડોશીઓ એકઠાં થઈ ગયાં છે. બધાં દાંતે આંગળી લઈ જોઈ રહે છે.

ગોંસાઈજી મીરાં સામે આવી મીરાંને જોઈ રહ્યા છે.

અસંભવિત્ ! અશક્ય ! અદ્દ્ભુત !

ઝૂંપડી બહાર ગુરુજીને જુદી જ દુનિયા જણાય છે. મજબૂત શૃંખલાઓનાં વર્ષોનાં બંધનમાંથી મુક્તિ મેળવતાં જે લાગણી અનુભવાય છે તે ગોંસાઈજી અનુભવે છે.

ધીમે પગલે મીરાંને જોતા જોતા ગોંસાઈ મીરાંની નજીક પધારે છે. જિંદગીમાં પહેલી જ વાર આ પરમ વૈષ્ણવ, સ્રીને આટલી વાર સુધી જોઈ રહે છે. વૃદ્ધ પુરુષ મીરાંની એકદમ પાસે આવે છે અને મીરાં તેમની ચરણરજ લે તે પહેલાં તો જીવો ગોંસાઈ તેમના પગમાં પડે છે..."

"હાં...હાં ! ગુરુદેવ ! ગુરુદેવ ! કરતી મીરાં પાછળ હઠે છે પરંતુ તેના પગ વૃદ્ધના હાથમાં આવી જ જાય છે. મીરાં તેમને ઊભા કરે છે. ગોંસાઈ ગદ્દગદિત થઈ કહે છે, "ગુરુદેવ હું નહિ, તું; તું મારો ગુરુ ! સો વરસ પુસ્તકોના પઠનથી જે ન સમજાય તે તેં એક વાક્યમાં કહ્યું—ધન્ય હો, પધારો ! ઝૂંપડીમાં પધારો ! કહો, કેમ આવવું થયું ?"

"માગવા આવી છું, આપશો ?"

"કહો, શું આપું ?"

"આપની ચરણરજ..." એટલું કહી મીરાં ચરણરજ લે છે. બધી મંડળી નમે છે. "મહાપુરુષ આપની ચરણરજથી

પાવન થઈ, આપના આશીર્વાદથી પ્રેરિત થઈ, પ્રભુને મળવા આવી છું. શિષ્યા તરીકે મારી સેવા ગ્રહણ કરો."

"જયશ્રીકૃષ્ણ! જયશ્રીકૃષ્ણ!" જીવો ગોંસાઈ બોલી પડે છે, "બહેન, વર્ષોના અધ્યયન પછી મને ખાત્રી થવા માંડી હતી કે હું બધું જાણું છું પરંતુ તારા એક જ વાક્યે મને થપ્પડ મારી સમજાવ્યું હું કંઇ જ જાણતો નથી. મારા જેવા શુષ્ક પાઠક કરતાં ભગવાન નારી પાસે વધુ રહે છે. ભગવાનને મળવા તો હું ય ઇચ્છું છું. પરંતુ તેમને તું મેળવી આપ."

"ગુરુ વિના જ્ઞાન કેવું? પ્રભો! **शिष्यस्तेहं शाधि मां त्वां प्रपन्नम्.........**"

ગોંસાઇજી મીરાંને વધુ બોલવા દીધા વિના પ્રેમપૂર્વક ઝૂંપડામાં લઇ જાય છે. મીરાં, ગોંસાઇજીને ગુરુ સ્થાપી પૂજન અર્ચન કરે છે. ગોંસાઇ ના નથી પાડતા......કારણ, કોઇ પણ ઉપાયે મીરાંની પાસેથી ભગવાનનાં દર્શન કરવાની લત ગુરુજીને લાગી છે. મીરાંની પ્રેમભક્તિ અને એકતાનમાં ગોંસાઈજીની ગરદન ઝૂકી પડે છે. તેઓને શ્રદ્ધા બેસે છે કે ભગવાન હોય તો મીરાં પાસે જ હોઇ શકે.

એક નાનકડા ગોખલામાં શૃંગાર સજેલા પૂજિત અર્ચિત લાલજી પધરાવેલા છે. તેમની સામે મીરાં અને મીરાંની ભક્તમંડળી બેસી જાય છે. ગોંસાઇજી અને ગોંસાઇજીના શિષ્યો હાથમાં કરતાલ લે છે... ગુરુના આગ્રહથી ભગવાનને રીઝવવા લાગે છેઃ

**ગળી તો ચારેં બંદ હુઇ, મૈં હરિસે મિલૂઁ કૈસે જાય ॥**

**ઊંચી નીચી રાહ લપટીલી, પાંવ નહીં ઠહરાય ।**
**સોચ સોચ પગ ધરૂઁ જતનસે, બાર બાર ડિગ જાય ॥**

**ઊંચા નીચા મહલ પિયાકા મ્હાંસૂઁ ચઢયો ન જાય**
**પિયા દૂર પંથ મ્હારો ઝીણો સુરત ઝકોળા ખાય ॥**

**કોસ કોસ પર પહુરા બૈઠયા પૈંડ પૈંડ બટમાર**
**હે બિધના કૈસી રચ દીની દૂર બસાયો મ્હૅારો ગૅાવ ॥**
**મીરાકે પ્રભુ ગિરધર નાગર સતગરુ દઇ બતાય**
**જુગન જુગનસે બિછડી મીરા ઘરમેં લીની લાય ॥**

મીરાં ગાતાં ગાતાં ગોસાંઇ તરફ જુએ છે. ગોસાંઈ મીરાં તરફ મંદ મંદ ડોકું હલાવે છે અને પછી ખેસને છેડેથી પોતાની આંખનું એક અશ્રુ લૂછે છે. ગુજરાતી, ગોસાંઈના હાથમાંથી ધ્રૂજતી કરતાલ લઈ લે છે.

“ ક્યાંના છો ? ” ગોંસાઇ પૂછે છે.

“ દ્વારકાનો છું.” ગુજરાતી જવાબ આપે છે.

“ દ્વારકા પધારશો ? ગુરુદેવ ? ” મીરાં એકાએક બોલી પડે છે.

ગોંસાઇ મંદમંદ હસતાં હકાર ભણે છે.

પ્રભુનાં દર્શન માટે, પ્રભુની શોધમાં પ્રેમમયી મીરાં અને અને જ્ઞાનમય ગોંસાઇ દ્વારકા તરફ જવા તત્પર થાય છે.

અને મીરાંની ભક્તમંડળી જેજેકાર કરી ઊભી થાય છે.





## ૨૨ ...........એ આવશે ?

"પુરુષ વધે કે સ્ત્રી ?" તેણે પૂછ્યું.

"પુરુષો હંમેશાં કહેવાના—પુરુષો." તેણે જવાબ આપ્યો.

"અને સ્ત્રીઓ ?

"સ્ત્રીઓ ય કહેવાની—પુરુષો" તે બોલી.

"તારી વાતને હું ના નથી કહેતો." ગિરિધારીલાલ મીરાં તરફ જોઇને બોલ્યો.

"એ જ મુશીબત છે ને !" મીરાં છણકો કરીને બોલી.

"હા કહીને મારે છે, લાલચ દેખાડી ભગાવે છે, હાસ્ય ફેંકી નચાવે છે ને આખરે રખડતાં કરી મૂકે છે. બોલ જોઉં આ તે તારી રીત કેવી? પુરુષોને નિષ્ઠુર કહ્યા છે તે અમસ્તા!"

"છતાં ય તું તારા કહેવા પ્રમાણે પુરુષને સ્ત્રી કરતાં વધારે કેમ ગણે છે?"

"સ્ત્રી દાંભિક વધુ વખત રહી શકતી નથી—પ્રેમભાવમાં. તે સરળ ને સ્વચ્છ છે. પ્રેમના પ્રદેશમાં તે પુરુષને પોતા કરતાં વધુ જ માનવા ચહાય છે."

"અને પુરુષ નહિ?"

"ના. સ્રીની કિંમત તે જૂદી જ આંકે છે. તારી વાત કર. આપણે બચપણનાં મિત્ર! સાથે જ મોટાં થયાં, અનંતકાળ સુધી સાથે રહેવાના શપથ લીધા—છતાં તું મારાથી દૂર રહે છે શા માટે મારાથી ભાગતો ફરે છે કનૈયા?

"ભાગતો હોઉં તો તારી પાસે હોઉં કેવી રીતે? ભાગતી તું ફરે છે."

"હું?" મીરાં ડોક વાંકી વાળી પૂછે છે.

"તારી કલ્પનાની ભોમમાં દોડે છે—બહુ દોડે છે અને થાક લાગતાં પડે છે. પછી તને ખ્યાલ આવે છે કે જેને માટે તું દોડે છે તે તારી પાસે જ છે—"

"વાહ રે! બોલકણા. વાહ! વાહ! આ શબ્દો જ મોહ પમાડે છે. આવા શબ્દો જ અમને ઘેલાં કરે છે. કામણગારા, બોલ, સ્રીને તું આટલી મૂરખ કેમ સમજે છે?"

"સ્રી મૂરખ હોત તો સ્રીને પેટે પડેલા પુરુષો ડાહ્યા ક્યાંથી હોત? સખી, ખારાશમાંથી મીઠાશ, ઝેરમાંથી અમૃત કદાચ નિકળે, પરંતુ મૂરખનું સંતાન પૂર્વસંસ્કાર વિના શાણું કદાપિ ન બને."

"જુઠડા ! કહે. હું સ્ત્રી કેમ બની ?"

"મને પુરુષ બનાવ્યો તેથી."

"તને ય બનાવવો પડે છે ?"

"કેમ નહિ ? સૃષ્ટિમાં પુરુષ પ્રકૃતિને વશ છે. જે 'છે' તે પ્રકૃતિ છે, જે સિદ્ધ કરવાનું છે તે મોક્ષ છે—એમ કહેવાય છે."

"એમ કહે કે મારા ગુરુ ગોસાંઈજી એમ કહે છે. વારુ, મોક્ષ એટલે ?"

"હંમેશ માટે રહેતું 'તું' અને 'હું' જ્યાં નથી રહેવા પામતું તે. જ્યાં આપણે કાયમ રહી કાયમ થઈએ છીએ તે સ્થિતિ."

"વાંકો છે ને તું ? વાંકી જ વાત કરીશ. સીધી રીતે કહેતો હોય કે જ્યાં આપણે સાથે રહી કોઈ દિવસ વિખૂટાં નહિ પડીયે તે સ્થળ........"

"બરોબર. એ જ. આવું સરસ કહી દે છે છતાં સ્ત્રીને પુરુષ કરતાં ઊતરતી સમજે છે ?"

"હું જાતે કયાં કહું છું ? જે કહેવાય છે તે કહું છું. વારું, તો અત્યારે આપણે મોક્ષમાં છીએ ?"

"એમ જ સ્તો."

"એટલે ?"

"**संशयात्मा विनश्यति।** વહેમ ન રાખ. જ્યારે સંશય જશે ત્યારે બધું દૃષ્ટિ સમક્ષ સ્પષ્ટ આકાર પામશે. પણ, આજે તને બકબક કરવાનું કેમ સૂઝયું છે ?"

"તું છે એટલે." મીરાંએ હોઠ ચઢાવી કહ્યું.

"લે, તો આ ચાલ્યા." લટકો કરી કનૈયો ચાલવા માંડયો.

"બસ. આજ તારી વાત મને ગમતી નથી. જરા બોલ્યાં કે લાગ્યા ચાલવા—હાથ જોડયા તારાથી." એટલું કહી મીરાં ફરી બેઠી.

કનૈયો મશ્કરીમાં રોષે ભરાયેલી મીરાંને જોતો ઊભો રહ્યો. મીરાંએ એકદમ મોંઢુ ફેરવી લીધું: કનૈયો ધીમે પગલે તેની વધુ પાસે ગયો અને કાનમાં બોલ્યો:

“ મેં સાંભળ્યું તું કવિ બની છે ? ”

“ મૂરખ થા મા. ” મીરાં ચમકી અને જરા ક્ષોભ છૂપાવવા છણકો કરી બોલી.

“ સાંભળ્યુ છે કે તું કવિતા કરે છે ને ગાય છે ! ”

મીરાંએ રોષ ત્યાગ્યો અને બેસી જતાં બોલી, “ હું તને યાદ કરું છું અને લોકો ગાય છે. હું તારી યાચના કરું છું અને લોકોનાં હૃદય હેલે ચઢે છે–અને પાગલો સમજી લે છે કે હું કવિ છું. ”

“ સંત છો. ” જરા ગંભીર બની કહ્યું.

“ મને શરમાવ નહિ.”

“ બસ, સ્ત્રીની આજ વાત મને નથી ગમતી. જરા ય સાચી વાત કરી કે માંડી શરમાવા. ”

“ હવે તો તું મને વધારે શરમાવે છે હોં ? વગાડે છે કે નહિ ? ”

“ શું ? ”

“ પેલી જીવ લેનારી અને લોહી પીનારી. ”

“ વાંસળી ? ”

“ નહિ તો ! એના વિના જીવ ઊંચો રહે છે અને તારા મુખેથી એના શ્રવણ વિના વિયોગની પળો શતસહસ્ર વેદના બની પજવે છે. પેલો ગુજરાતી ઠીક કહે છે. ”

“ શું કહે છે ? બોલ જોઉં–નહિ, ગા. ”

“ જો પાછો ! ”

“ એ જે કહે છે તે તું ગા.”

કાનુડા તારી મોરલી અમને દુઃખડાં દીએ છે દા’ડી દા’ડી.

મારૂમ રાતની, મધુર સ્વરની,
વ્હાલાજી મુરલી કોણે વગાડી.
હું રે સુતી’તી મારા શયનભુવનમાં,
મુંને નિંદ્રામાંથી જગાડી.
કયોરે કબાડી તુંને કાપીને લાવ્યો,
વ્હાલાજી, કયે રે સુતારે તુંને સવાંરી.
શરીર જોને તારૂં સંઘાડે ચડાવી,
તારા, પંડડામાં છેદ પડાવી.
મોરલી કહે હું કામણગારી,
વ્હાલાજી છું હું વ્રજકેરી નારી.
દાસી કહે પ્રભુ ગિરધર નાગર,
તનડામાં તાપ સમાવી....

છતાં

કાનુડા તારી મોરલી અમને દુઃખડાં દીએ છે દા’ડી દા’ડી.

“ ગુજરાતી જૂઠ્ઠો છે. ”

“ તારા સિવાય બધા ગુજરાતી સાચા છે. ”

“ વારુ. ગા. સખી ! બીજું ગા. મીઠું, મધુરું ગા. કાં ? —નથી ગાતી ? ન ગા. ” એટલું કહી જાણી જોઇ ચૂપ થઇ બેઠેલી મીરાં તરફ કનૈયો ખોટું ખોટું પીઠ કરી બેઠો. મીરાંએ સહેજ ડોક વાળી તરત જોયું. તેને લાગ્યું કનૈયો ખરેખર રિસાઇ બેઠો છે. તેને ફાળ પડી. કનૈયાએ મક્કમ હોવાનો વધુ દેખાવ કર્યો. મીરાંએ બેચેન આંખે થોડીક વાર તેના તરફ જોયા કર્યું અને પછી તેની પાસે બેસી જતાં બે હાથ જોડી બોલી:

તનક હરિ ચિતવૌ જી મોરી ઓર ।
હમ ચિતવત તુમ ચિતવત નાહીં
દિલકે બડે કઠોર ॥

મેરે આસા ચિતવનિ તુમરી
ઔર ન દૂજી દોર ।
તુમસે હમકૂઁ એક હો જી
હમ-સી લાખ કરોર ।।
ઊભી ઠાઢ઼ી અરજ કરત હૂઁ
અરજ કરત ભયો ભોર ।
મીરાકે પ્રભુ ગિરધર નાગર......

મીરાંના પ્રભુ ગિરિધર નાગરે અચાનક તેની ભણી જોયું. મીરાં ઊભી થઇ ગઈ હતી. ખરેખર 'ભોર' થઇ ગયો હતો. કનૈયાએ આતુરતાથી તેના તરફ જોયું. મીરાંએ અશ્રુભીની આંખે ચરણ પૂરું કર્યું:

મીરાંકે પ્રભુ ગિરધર નાગર......
દેસ્યૂઁ પ્રાણ અકોર ।।

"હાં, હાં, હાં!" કનૈયો ઊભો થઇ જતાં બોલ્યો.

"તો પછી વગાડ!" આંસુ લુછી આશાભરી મીરાં કનૈયાને વિનવતાં બોલી: "મારી ઇચ્છા તીવ્ર બની છે. ખરે, તું આવું મોહક કેવી રીતે વગાડે છે?" મીરાં પોતાનો રોષ ભૂલી મૂળ વાતને ભોળેભાવે પૂછવા માંડી.

"મોહક સખીઓ મને વગાડતો કરે છે તેથી. મેં તને એક વખત ન્હોતું કહ્યું?–તને હું જોઉં છું ને બંસીવગાડવાનું મન થાય છે. પરંતુ પહેલાં 'તું કહે', પછી જ વગાડવાની ઇચ્છા થાય છે."

એટલું કહી કનૈયો ખડખડાટ હસી પડયો. મીરાં પોતે ખોટું ગભરાઇ ગઈ હતી તે જોયું. પ્રેમ વેરતી આંખે મીરાં કનૈયાને થોડીક વાર જોઈ રહી પછી છંછેડાઇ બોલી:

"હવે તારે મોરલી વગાડવી છે કે નહિ? હું વગાડી શકતી હોત તો તારી આટલી ખુશામત ન કરવી પડત. હેં કનૈયા હું કેમ નથી વગાડી શકતી?"

"પ્રકૃતિની બે બાજુ છે: એક કાર્ય કરનાર, એક કાર્યનું કારણ બનનાર. બન્ને વિના સંસાર સંસાર નથી. દુઃખ દુઃખ નથી. સુખ સુખ નથી. હું, તું, આકાશ, પૃથ્વી, સત્, અસત્ કંઇજ નથી. પ્રકૃતિ ન હોત તો બધું જ શૂન્ય હોત. પરંતુ પ્રકૃતિ, પ્રકૃતિ છે. યમ નિયમોના તાલે એ ચાલે છે અને એના તાલે યમ નિયમો ચાલે છે. બન્ને એક એકથી અમર છે."

"આજે તને જરૂર કંઈ થઈ ગયું છે. તું કહે છે તે હું કેમ સમજી શકતી નથી?"

"એ જ. યમ–નિયમ. સંભળાવવું મારું કામ છે, સાંભળવું તારું કામ છે. કારણ તું છે તો હું સંભળાવું છું. વગાડવું એ તારું કામ નથી. સાંભળ, સાંભળીને આનંદમત્ત થવું એ તારું કામ છે. આનંદમત્ત થઇ તારા હૃદયને મારી તરફ અને તારા શરીરને સંસારનાં આવશ્યક કર્મોમાં લીન કરી દે એ જ તારું ખરું કામ છે"

"મેં તારી પાસેથી માત્ર મોરલી સાંભળવાની વાત કરી છે, બીજી કોઇ નહિ. હવે નહિ કહીયે. બસ?"

"પાછી એની એ! જરા ય બદલાઇ નથી."

"જાણે તું બદલાયો હોય ને! વગાડે છે કે નહિ?"

"આજે તું વગાડ!"

"હું? મને નહિ આવડે."

"વગાડ તો ખરી."

"તારા યમ–નિયમને ભૂલીને? મારું કામ તો સાંભળવાનું છે."

"યમ–નિયમ છે કે નહિ તેની ખાત્રી કરવા. વગાડ સખી! હું કહું છું." કહેતાં ગોવિંદે તેના હાથ પકડી લીધા અને તેના મોંઢે મોરલી મૂકી...મીરાંએ બ્હીતાં બ્હીતાં ફૂંક મારી...એક મીઠો સૂર નિકળ્યો...મીરાંને આશ્ચર્ય થયું. સૂર

એટલો મીઠો લાગતો હતો કે તેના તાનમાં જ તે અર્ધઘેલી થઈ ગઈ–તેણે ઝટ મોરલીને પોતાના હોઠ પરથી કાઢી ગિરિધારીના હોઠ પર મૂકી અને ત્રણે લોકને ડોલાવનારી મોરલી પોતાની શક્તિની બહાર છે એમ માથું ધૂણાવી સૂચવ્યું. કનૈયાએ મોરલા ગ્રહી. મીરાં તેના પગ આગળ સરકી પડી. કનૈયાએ મોરલી વગાડવા માંડી અને ધીમે ધીમે મીરાંનો કંઠ ધ્રૂજી ઊઠયો. વીણાના એક મોટા તારને લઇ જેમ બીજા નાના તાર ઝણઝણી ઊઠે તેમ, મીરાંનો કંઠ ઝણઝણી ઊઠયો. હૃદયની એકએક કુણી લાગણીઓને છંછેડતું અને રમાડતું ગીત ઊઠયું–મીરાં ગાવા માંડી:

મ્હારે જનમ–મરણરા સાથી થાંને
નહિં બિસરૂં દીન રાતી ।
થાં દેખ્યાં બિન કલ ન પડત હૈ
જાણત મેરી છાતી ।
ઊંચી ચઢ–ચઢ પંથ નિહારૂં -
રોય–રોય અખિયાં રાતી ।

મુરલીની ધૂન ઊંચે ને ઊંચે ચઢતી ગઇ, મીરાંનો અવાજ મીઠો અને વધારે મીઠો થતો ચાલ્યો તેનું હૃદય અને મન વધુ સતેજ બનવા માંડયાં. મોરલી વાગતી રહી અને મીરાં ગાતી રહી:

યો સંસાર સકલ જગ ઝૂઠો,
ઝૂઠા કુલરા ન્યાતી ।
દોઉ કર જોડયાં અરજ કરૂં છૂં
સુણ લીજયો મેરી બાતી ।।
યો મન મેરો બડો હરામી
જ્યૂં મદમાતો હાથી ।
સતગુરુ હાથ ધર્યો સિર ઊપર
આંકુસ દૈ સમઝાતી ।।

પલ–પલ પિવકો રૂપ નિહારૂઁ
નિરખ–નિરખ સુખ પાતી ।
મીરાકે પ્રભુ ગિરધર નાગર
હરિચરણાઁ ચિત રાતી ॥

મીરાંની આંખ ક્યારે બંધ થઈ અને ક્યારે ઊઘડી એ ખબર ન પડી પરંતુ જ્યારે આંખ ઊઘડી ત્યારે મોરલી અને વાચાળ કનૈયાને બદલે તેનો નાનો શામળો ગિરિધારી તેના હંમેશના મુક્ત હાસ્ય સાથે તેની સ્હામે જોઇ રહ્યો હતો. મીરાંનું મગજ ભ્રમણાએ ચઢ્યું. ક્યારની તે અહિં સૂઈ ગઇ હતી ? ક્યાં હતી ?

મીરાંનું હૃદય ભરાઇ આવ્યું. એક ધ્રૂસકું મૂકી તે ગિરિધારીના ચરણમાં માથું મૂકી રડી પડી......વરસો વિત્યાં, દસકાઓ વિત્યા પરંતુ હજુ તેનો ગિરિધારી તેની સાથે આંખ-મિંચામણું રમે છે ! શા માટે તે હસતો રહે છે ?–ક્યાં સુધી હસતો રહેશે ? મીરાંએ અતિદીન વદને ગિરિધારી સામું ટિકટિકી જોયું. કેવી મીઠી વાતો કરતો હતો ? કેવી ડાહી વાતો ? કેટલા દિવસ પછી...કેટલાં વર્ષો પછી તે આવ્યો અને...આંખ ઉઘડી બંધ થતાંમાં તો અલોપ......

"ગિરધારી...!" મીરાંએ આર્તનાદ કર્યો, "એક વખત મારી સામે આવ, એક જ વખત. બસ એટલી જ ઇચ્છા છે... મને જો મારા તરફ જો......

પાનાઁ જ્યૂં પીળી પડી રે, લોગ કહે પિંડ રોગ ।
છાને લાઁઘણ મ્હૈં કિયા રે રામ મિલણકે જોગ ॥
બાબળ બૈદ બુલાઇયા રે પકડ દિખાઈ મ્હાઁરી બાઁહ ।
મૂરખ બૈદ મરમ નહિં જાણે, કસક કળેજે માઁહ ॥
માઁસ ગળ ગળ છીજિયા રે કરક રહ્યા ગળ આહિ ।
આઁગળિયાઁરી મૂદડી મ્હારે આવણ લાગી બાઁહિ ॥

ખિણ મંદિર ખિણ આંગણે રે, ખિણ ખિણ ઠાઢી હોય ।
ઘાયલ જ્યૂં ઘૂમૂં ખડી, મ્હારી બિથા ન બુઝે કોય ॥
કાઢ કલેજો મૈં ધરૂં રે, કાગા તૂ લે જાય ।
જ્યાં દેસાં મ્હારો પિવ બસૈ રે, વે દેખૈ તૂ ખાય ॥
મ્હારે નાતો નાંવકો રે, ઔર ન નાતો કોય ।
મીરા બ્યાકુળ બિરહણી રે, હરિ દરસણ દીજો મોય ॥

આટલું દુઃખ ? આવી નિરાશા ?–મીરાંએ પૂર્વે કદાપિ ન્હોતી અનુભવી.

હિંમત ન્હોતી હારી પરંતુ હિંમત ડગમગતી હતી. હરિની લાડલી મીરાં આજે બાવરી બની બેઠી......

ઐસી લગન લગાય કહાં તૂં જાસી ।

ધેરો ઘૂંટાએલો કોઇનો અવાજ આવ્યો. મીરાં ચમકી. કોણ ગાતું હતું ? પ્હો ફાટવાની હજુ તૈયારી થતી હતી. જંગલની અનંત દેખાતી શાંતિમાં ગિરિધારી આગળ બળી રહેલી નાની દીવડી બધાંનો માર્ગદર્શક બની હતી. એના અજવાળામાં મીરાંએ જોયું કે રાતની ખટઘડીમાં જાગી ઊઠેલા ગુરુ ગોંસાઈ સ્નાનવિધિ આટોપી ગાતા ગાતા આવતા હતા.

ઐસી લગન લગાય કહાં તૂં જાસી ।
તુમ દેખે બિન કલ ન પડત હૈ
તડફ તડફ જીવ જાસી ॥
તેરે ખાતર જોગણ હૂંગી
કરવત લૂંગી કાસી ।
મીરાકે પ્રભુ ગિરધર નાગર
ચરણ કંવલકી દાસી ॥

પોતાનું જ કહેલું ગુરુદેવ ગાતા હતા ? પોતે આવું કહી ચૂકી છે ?

અને

અત્યારે શું કહે છે !

થોડીક વાર જામી ગએલી નિરાશા પોતાના જ શબ્દો ગુરુજીના મુખે સાંભળીને અદશ્ય થઈ. તેણે સ્મિત કરતાં ગિરિધારી તરફ જોયું.

તે તો હસતો જ હતો !

મીરાંએ તેના સામું જોયું. જરા વધારે હસી–તેના હોઠ જેટલા તેણે પોતાના હોઠ પહોળા કર્યાં. તે મનમાં જ ગણગણી—

**ઐસી લગન લગાય કહૉં તૂ જાસી ।**

ગુરુજી નજીક આવ્યા. મીરાંએ પ્રણામ કર્યા. આશીર્વાદ આપતાં ગુરુ બોલ્યાઃ "શું વાત કરતી હતી ગોવિંદજી સાથે તું ? કે ગોવિંદ તારી સાથે વાતો કરતો હતો ?"

"બન્ને ગુરુજી."

"**शतं जीव शरदः** । શું કહે છે, બહેન ? ગોવિંદ તારી સાથે વાતો કરતો હતો ?"

"હા. ગુરુદેવ......"

મીરાંએ સ્મિત કરી ગિરિધારી તરફ જોયું અને પછી બોલીઃ

**સોવત હી પલકામેં મૈં તો ।**
**પલક લગી પલમેં પીવ આયે ।**
**મૈં જુ ઉઠી પ્રભુ આદર દેણકૂં**
**જાગ પડી પિવ ઢૂંઢ ન પાયે ॥**
**ઔર સખી પિવ સોઇ ગમાયે**
**મૈં જૂ સખી પિવ જાગી ગમાયે ।**
**મીરાકે પ્રભુ ગિરધર નાગર**
**સબ સુખ હોય સ્યામ ઘર આયે ॥**

" આવશે, જરૂર આવશે. મારી પાસે નહિ, તારી પાસે જરૂર આવશે. "

વૃદ્ધ જીવો ગોંસાઇ આશીર્વચન ઉચ્ચારતા ઉચ્ચારતા ચાલવા માંડયા અને મીરાં તેમના હાથમાંથી તેમનું ધોયેલું વસ્ત્ર લઇ ઝાડની ડાળીએ સુકવવા લાગી.

ખરેખર ! આવશે ?

મીરાંએ ઝાડ નીચે પધરાવેલા નટખટ ગિરિધારી સામું જોયું.

જંગલમાં હસતા ગિરિધારીએ જવાબ ન આપ્યો.

હસતો હતો ને !





## ૨૩ પ્રભુપંથે

"મહારાણી ક્યાં છે ?"

ત્રીજી વખત રાણાએ ત્રાડ પાડી પૂછ્યું. દાસીઓ ત્રીજી વખત ગભરાટમાં કાંપી ઊઠી. મહારાણાના મોઢા સ્હામું જોવાની કોઈની હિંમત ન હતી. દરેક વખતે ક્રોધે ભરાવાની ટેવથી રાણાનું મોઢું ક્રોધનું ઘર દેખાતું હતું. તાપમાં તપેલા અને ભૂગર્ભમાં ભારેલા નક્કર કોલસાની જેમ રાણાના હૃદયનો ક્રોધ અને ઘૃણા તેમના મોઢા પર બેઠેલાં જણાતાં હતાં. મીરાંબા પૂંઠે જાસૂસ તરીકે મૂકેલી એક વખતની ચંપા અને ચમેલી દાસીઓ તરફ ફરી રાણો ચંપાને ત્રાડ પાડી બોલ્યો:

"કોઈ કંઈ બોલશે ?"

ચંપા રડી પડી. રડતાં રડતાં બોલી, "ઉત્તર તરફ..."

"કેમ ?" રાણો ગર્જ્યો.

પાછાં બધાં ચૂપ.

"આજથી તમે બધાં ભૂતિયા મહેલમાં રહો. કોઈએ પણ મને પૂછ્યા વિના ખાવું-પીવું નહિ–ભૂખ્યાં રહો અને મરો. જાઓ, હમણાં જ જાઓ."

"મહારાજ દાસીઓનો કોઈ અપરાધ નથી. તમારા પ્રશ્નનો હું જવાબ આપું." કહેતાં કહેતાં પુરોહિત દામોદર પાંડે અંદર આવ્યો. મહારાણાને અભિવાદન કરી નિર્મળ હાસ્ય હસતાં પાંડે બોલ્યો, "મહારાણી પધાર્યાં છે મીરાંબાને મળવા."

લોખંડનો ગજ વાગે અને કોઈ પાછળ હટી જાય તેમ રાણો બે પગલાં પાછળ પડયો. બાઘાની માફક તે પાંડેને જોઈ રહ્યો અને બે ક્ષણ પછી કળ વળતાં બોલ્યો:

"શું કહ્યું?"

જે ઢંગથી રાણો બોલ્યો હતો તે જોઇ પાંડે પણ સ્થંભી ગયો; પરંતુ સ્વસ્થ રહી રાણો વધુ ઉશ્કેરાય નહિ તેવી રીતે પાંડેએ કહ્યું, "આપ મૃગયા માટે પધાર્યા હતા અને મીરાંબા વૃંદાવનથી જાત્રા કરી પાછાં વળ્યાં છે, એટલે કારમેતાબાની આજ્ઞા લઇ મહારાણી સામૈયું લઈ ગયાં છે."

"સામૈયું? મારી ધર્મપત્ની લઇને જાય? મારી સ્ત્રી મારી જ કુલકલંક-કથા પૂરી કરવા બેઠી છે? અને મારી જનેતા એને મંજૂરી આપે છે? મહારાણીને ખબર કેમ પડી?"

"રાજની ખબર આપણે રાખીયે! ભક્તોની ખબર પ્રજા રાખે."

"મને કહ્યું કેમ નહિ?" રાણો હાથ મસળતાં ભૂખ્યા વરૂની જેમ ટહેલવા લાગ્યો.

"કોઇની હિંમત ચાલી નહિ."

"કેમ? હું કોઈને મારી નાખું છું? રેંસાવી નાખું છું? શું છે તે મને ન કહ્યું?—નીચ, હરામી કૂતરાઓ! એકોએક

ફાંસી ચઢાવવા યોગ્ય છે...કોણે ખબર આપી કે એ ચૂડેલ અહિં પાછી ફરે છે?"

"મહારાજ! વૃંદાવનના કેટલાક યાત્રીઓ અહિં આવ્યા છે, તેમના સાથે પદમા અને કાશી અહીં તેમના પતિઓને મળવા આવી હતી...તે ગમારો ચૂપ ન રહી શકી અને ગામમાં ખબર પડતાં ચપોચપ લોકો સામૈયું કરવા તૈયાર થયા...આપ નહિ એટલે બાની સંમતિ લઈ લોકો રાણીબાને સાથે લઈ ગયાં છે."

વિક્રમ ચૂપ રહ્યો. થોડીવાર તેણે શાંતિ સેવી. પછી પોતાના એક હજૂરિયાને બોલાવી કહ્યું "પાંચસો ઘોડેસ્વારોને શસ્ત્રો સાથે તૈયાર કરો. દરેકની પાસે મીઠામાં પાએલા કોરડા હોવા જોઇએ."

"અન્નદાતાર! આ તો મહાન્ ઝુલ્મ થાય છે...હું આપને આ અવિચારી કૃત્યમાંથી રોકીશ."

પંડિતજીએ હિંમત કરી કહી દીધું.

"પંડિતજીને કારાગૃહમાં નાખો." રાણાએ ગુસ્સાથી હજૂરિયાને હુકમ કર્યો, "બોલાવ, જે બહાર હોય તેને."

"મહારાજ, હું મોતથી નથી ડરતો......"

"જાઓ."

રાણાએ પાંડેને આજ્ઞા કરી. બહારથી એક અધિકારી આવ્યો અને પાંડેને લઇ જવા લાગ્યો. વધુ બોલવું નિરર્થક સમજી પાંડે સૈનિક અધિકારી સાથે ચાલવા માંડ્યો.

ચિતોડનો રાણો, પછી, કુળની લાજ રાખવા માટે બાપ-દાદાની ઇજ્જત ગૂમાવવા એક કોરડો લઈ ઘોડે ચઢયો અને પાંચસો સૈનિકોને લઇ મેવાડની ઉત્તર સીમા ભણી ઊડવા લાગ્યો. મોંઢા પરથી લાગતું હતું રાણો મીરાંને દીઠી વાઢી નાખશે. ઘોડાઓ આગળ દોડતા હતા; પરંતુ સૈનિકોનાં દિલ પાછળ રહેતાં હતાં, કારણ વિનાઅપરાધ, ઇન્સાફ

વિના તેઓ પોતાનાં ગરીબ ભાઈબહેનોને ક્રૂર સજા કરવા જતા હતા. હુકમ મળી ચૂકયો હતો–" જતાંવેંત કોરડા વીંઝો અને સામે થનારને વીંધી નાખો."

આ એક બાજુ હતી.

ત્યારે બીજી બાજુ—

ભક્તિ, ભાવ અને સૂરની રેલમછેલ ચાલી હતી:

**સ્વામી સબ સંસારકે હો સાઁચે શ્રી ભગવાન ॥**

**સ્થાવર જંગમ પાવક પાણી**
**ધરતી બીજ સમાન ।**
**સબમેં મહિમા થાઁરી દેખી**
**કુદરત કે કરબાન ॥**
**ના કોઈ મારે ના કોઈ મરતો**
**તેરો યો અગ્યાન ।**
**ચેતન જીવ તો અજર અમર હૈ**
**યો ગીતારો ગ્યાન ॥**
**મેરે પર પ્રભુ કિરપા કીજૈ**
**બાઁદી અપણી જાન ।**
**મીરાંકે પ્રભુ ગિરધર નાગર**
**ચરણ-કઁવલમેં ધ્યાન ॥**

નજીકમાં છતાં ય દૂરથી રળિયામણા દેખાતા' નાનકડા ડુંગરોની તળેટીમાં એક વિશાળ વૃક્ષ નીચે મીરાં બેઠાં હતાં–ગાતાં હતાં અને ભજનિકોનાં હૃદય રમણે ચઢયાં હતાં. વૃંદાવનીઓની નાની ટોળી વચ્ચે અને મેવાડીઓની મોટી ટોળી વચ્ચે મીરાંબાએ ભજન માંડયું હતું. ભજનમાં ન માનનારા અને ભજન પ્રત્યે હસી કાઢનાર લોકો આજે એકરસ થએલા અથવા સબરસ જામેલા આ નાનકડા યાત્રી સંઘમાં ઉલ્લાસપૂર્વક સાથ પૂરતાં હતાં.

જાણે સહસ્ર મોઢાં એક મોંઢે અને એક મોંઢું સહસ્ર મોઢે ગાતું હતું.

પ્રેમભક્તિની જ્યોત મીરાંએ પ્રકટાવી હતી અને તે સહસ્રગણો પ્રકાશ બની સત્સંગીઓનાં અંતઃકરણને અજવાળતી હતી.

આ એ જુસ્સો હતો જ્યાં પ્રાણ તજવાની લાપરવાહી હતી. દુઃખ અને ચિંતાનું આ સ્થાન ન હતું. કાયરોની આ જગા ન હતી. ક્રોધ અને ક્રૂરતાનું આ સ્થળ ન હતું. અહીં તો પ્રેમમસ્ત માનવની જરૂર હતી–જેને મરતાં આવડતું હતું મારતાં ન્હોતું આવડતું.

રણક્ષેત્રના વીરોમાં અને આ વીરોમાં માત્ર આટલો જ ફરક હતો કેઃ એકને મરતાં અને મારતાં આવડતું હતું. બીજાને માત્ર મરતાં.

પ્રેમનો ય રંગ છે. કેમ લાગે છે, ક્યારે લાગે છે તે દેખાતું નથી. પરંતુ રંગ લાગ્યો કે તરત તેની આંખમાં અને જીભમાં એ રંગ ચમકી ઊઠે છે.

મીરાંબાની પ્રેમભક્તિએ મેવાડીઓને પ્રેમરંગ લગાડ્યો હતો. ચિતોડ અને ચિતોડની આસપાસના મેવાડીઓ મીરાંબાને લઇ જવા આવ્યા હતા. દરેક નગરશેઠ માનતો હતો કે, મીરાંબાના મેવાડત્યાગ પછી મેવાડ પર વધારે આફતો ઊતરી છે. ક્ષત્રિય-વટની વટ, શક્તિ ગુમાવતી જાય છે. રાજ્યની લક્ષ્મી, સરસ્વતી અને દુર્ગા રીસાઇ પોતાનાં સ્થાન છોડી ક્યાંઇ છૂપાઇ બેઠાં છે. પ્રજાનાં દુઃખ બમણાં વધ્યાં છે. રાજાનો ક્રોધ સો ગણો વધ્યો છે. એટલે આત્માના ઓજસ વેરતી મીરાંની પ્રેમભક્તિથી, મીરાંબા અગર સ્વસ્થાને રહેવા આવે તો, મેવાડનું ઓસરતું તેજ પાછું આવશે.

મેવાડી મોવડીઓ આ ભાવનાથી આવ્યા હતા. અને તેમને મોખરે હતાં મેવાડનાં મહારાણી અને હમણાં જ સાસરેથી દોડી આવી મીરાંના ચરણમાં પડેલાં મહારાણીનાં નણંદ ઉદાબા.

"નહિ મા, પધાર્યાં તો ભલે પધાર્યાં." ચિતોડના વૃદ્ધ નગરશેઠે પ્રેમપૂર્ણ આગ્રહથી રોકી રાખતાં આખરે કહેવા માંડ્યું, "હમે આપને અહીંથી નહિ જવા દઇએ. આપ વડીલ છો. આપે તો રાણાજીને ક્ષમા આપવી ઘટે."

"ક્ષમા ?" ભજન પૂરું થઇ જવાથી એકતારાને બાજુએ મૂકતાં મીરાં બોલ્યાં, "ક્ષમા શા માટે ?"

"દીવાનજીએ આપને......" રાણી બોલવા માંડી.

"ના ના. દીવાનજીએ તો મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે. એમના પુણ્યપ્રકોપથી જ હું વૃંદાવન ગઇ–વૃંદાવન ગઇ તો મને આ સમર્થ ગુરુ મળ્યા–અને ગુરુ મળ્યા તો મને જ્ઞાન મળ્યું. અંધારે અથડાતીને જીવનનો સાચો માર્ગ જડયો."

"પરંતુ ભગવતી! મેવાડ તમારી ભૂમિ છે." ઉદાએ યાચના કરી.

"ઉદાબા !" મીરાંએ આંખમાંથી અમૃત વરસાવતાં કહ્યું, "મેવાડ અખિલ બ્રહ્માંડનો એક નાનો ભાગ છે. મારે તો બ્રહ્માંડપતિને મેળવવો છે અને તેથી મારે બ્રહ્માંડમાં ફરવું જોઇએ, મેવાડમાં રહ્યે મારે ન ચાલે."

"તો પછી અમને આપના ચરણમાં સ્થાન આપો. અમે ય આપની સાથે ચાલીએ છીએ." નગરશેઠ અને વૃદ્ધ સરદાર બોલી ઊઠ્યા. બીજાઓએ પણ તત્પરતા દેખાડી. મીરાંએ પ્રેમભરી આંખે બધાંને જોયાં અને પછી બોલ્યાં:—

"તમારો ધર્મ અહીંઆં રહેવાનો છે. અહીં જ રહો. ધર્મ ન ચૂકો. કુળ, શક્તિ અને સંસ્કાર પ્રમાણે ભગવાને દરેકને માથે ધર્મ નાખ્યો છે અને તે

પ્રમાણે રહેવામાં ભગવાન રાજી રહે છે. જીતો, પ્રેમથી જીતો. મારો પ્રેમથી મારો. મરો, પ્રેમથી મરો. કૃષ્ણપ્રેમ તમારા જીવનને રસમય, આનંદમય અને સમૃદ્ધ બનાવે ! જય શ્રી કૃષ્ણ !"

"આપને આપના ઘેર આવવું જ પડશે," મહારાણી ગળગળી થઇ મીરાંના પગે પડી. તેને ખાત્રી હતી કે તે અપુત્ર રહે છે તેનું કારણ મીરાંનો મેવાડત્યાગ છે, એટલે વધુ નરમ થઇ બોલી, "હા કહો ભગવતી ! ના ન કહો. અમારી સેવા સ્વીકારવા આપ આપને ઘેર પધારો"

મીરાં મહારાણીને વહાલથી ઊભી કરતાં બોલીઃ

"ભગવાનનું ઘર એ મારું ઘર; અને ભગવાનનું ઘર ક્યાં નથી ? ક્યું નથી ? મહારાણી મને ન રોકો."

"તો મને પણ આપ સાથે જ લઇ જાઓ. મારો કુલધ્વંસ હું જોવા નથી ઇચ્છતી."

"શ્રી કૃષ્ણ ! શ્રી કૃષ્ણ ! મહારાણીનો ધર્મ છે મહારાણા પાસે રહેવાનો. રાજાથી રાણી રૂઠે તો પ્રજાનો ધ્વંસ થાય અને પ્રજાનો ધ્વંસ એ જ કુલધ્વંસ."

"તો પછી આ દાસીને સાથે રહેવા દો." અત્યાર સુધી ચૂપ રહેલી ઉદા બોલી.

ઉદાને સાસરે સુખ નહોતું. પતિ નકામો નિકળ્યો હતો. એક પર પાંચ પાંચ રાણીઓ વચ્ચે ઉદા અત્યંત દુઃખ ભોગવતી હતી. મીરાંબા આ જાણી ચૂક્યાં હતાં. તેમણે વહાલથી ઉદાને પાસે ખેંચી અને બોલ્યાં, "બહેનજી ! પત્નીની ફરજ છે પતિ પાસે રહેવાની ! જે પવિત્ર અગ્નિ પાસે પતિને સુખી કરવાની પ્રતિજ્ઞા લીધી છે તેને છોડી જવામાં ધર્મ નથી, અધર્મ છે...પતિ પાસે રહી યથાશક્તિ સેવા કરો."

એટલું કહી મીરાંબાએ તેમની માળા લીધી, મંજીરા લીધાં અને પોતાની ઝોળીમાં મૂક્યાં. હસતા ગિરિધારી

પણ ધીમે રહી એમની ઝોળીમાં પેસી ગયા. એવામાં તેમના પગે કોઈની પાઘડી પડી. મીરાંબાએ જોયા વિના ઝોળીને ઠીક કરતાં કહ્યું, "સુખી રહો—કોણ છો ભાઇ?" એટલું કહી તેઓ તેમના પગે લાગનારને જોવા ફર્યાં. પગે લાગનારે માથું ઊંચું કર્યું. મીરાંબાની આંખો તેને જોતાં વેંત સ્નેહાશ્રુથી છલકી ઊઠી:

"કોણ, ભાઈ જયમલ?"

"હા બહેન, જયમલ. લેવા આવ્યો છું. નહિ જવા દઉં. પિયેર પધારો."

આટલું આટલું દુઃખ પડયું હતું; પરંતુ પિયેરથી મદદ યા સહાનુભૂતિ મીરાંબાએ ન્હોતી મંગાવી. જયમલને જ્યારે મીરાંબા વિષે બધી ખબર પડી ત્યારે તે આકાશ પાતાળ એક કરવા તૈયાર થયો પરંતુ સંબંધીઓએ તેને રોકયો. જયમલ પૂરો ભક્ત હતો પરંતુ તલવાર પકડનારો હતો. મહાપરાક્રમી વીર તરીકેનું સન્માન મારવાડમાં તેને મળી ચૂકયું હતું. મીરાંબા વૃંદાવનથી અહીં આવ્યાં છે તે જાણી મોઢા આગળથી કોળીઓ બાજૂ મૂકી જયમલ ભાગતો આવ્યો હતો. બન્ને એકએકને અત્યંત ચાહતાં હતાં. અને તેને જ લઇ મીરાંબાએ પોતાને વિતતાં કષ્ટો જયમલ ભાઈ સુધી ન પહોંચે તેની બહુ ચીવટ રાખી હતી. બહુ દિવસે મળવાથી ભાઈ બહેનનો પ્રેમ છલકી ઊઠયો. બન્ને એકએકને કયાં ય સુધી નીરખી રહ્યાં. છેવટે જયમલ બોલ્યો: "મારે બહુ કેહવું છે. વર્ષો થયાં વીરપસલી નથી આપી તે લેવા પધારો."

પરંતુ મીરાં હજુ તો કંઇ બોલે તે પહેલાં તો દૂરથી મહારાણાની બૂમ પડી. ઉદા, મહારાણી, નગરશેઠ બધાં ચમકીને જોઇ રહ્યાં. આસપાસની વનશ્રીને ખરીઓમાંથી ઊડતી ધૂળથી રંગતા ઘોડાઓ ઝપાટાબંધ મંડળી પાસે આવી ઊભા અને વિકરાલ કાળ સમો મહારાણો ઘોડા પરથી ઉતરી સામી છાતીએ મીરાં પાસે આવી ઊભો.

" પધારો મહારાણાજી ! બિરાજો !"

મીરાંએ પૂર્ણસ્નેહભર્યા અવાજે સામે ચાલી એક આસન દેખાડતાં રાણાને કહ્યું.

રાણાએ મીરાંને ટગરટગર જોયાં કર્યું. મીરાંની આંખમાં તેને એક પ્રકારની નરી ઘેલછા, કોઇના બંધનથી પર એવી સ્વૈચ્છા તેના કામણગારા હાસ્ય પછવાડે છૂપાએલાં જણાયાં. મીરાંની પાસે વૃદ્ધ જીવા ગોસ્વામી અને જુવાન જયમલને જોઇ તે વિચારમાં પડયો. મીરાં પ્રત્યે અતિશય તિરસ્કાર અને ધૃણા સેવી સેવી રાણાનું મોઢું ધૃણાનું મૂર્ત સ્વરૂપ બની ગયું હતું. તેના મોંઢા પર અને તેના હોઠમાંથી એક જ લાગણી બહાર આવતી દેખાતી હતીઃ ઘૃણા.

" સુખી છો ?" મીરાંએ પુનઃ સરળ હાસ્ય સાથે પૂછ્યું, " શ્રી કૃષ્ણ તમને..."

"તું મારા રાજ્યમાં કેમ આવી ?" ઘૃણાએ પોત પ્રકાશ્યું.

" મહારાણા ?" જયમલ આગળ ધસી આવી બોલ્યો, "મારી બહેન મીરાં મેવાડના રાજકુલની પુત્રવધૂ છે. મહારાણાનો ધર્મ છે તેમને ઇજ્જતથી બોલાવવાનો."

" ઇજ્જતને યોગ્ય હોય તેની મહારાણો ઇજ્જત કરે છે."

" અર્થાત્ ?"

" આ મારવાડ નથી મેવાડ છે."

" જરા ભૂલ કરી. આ સ્થળ મારવાડ પૂરું નથી અને મેવાડ છે પરંતુ અરધો છે." જયમલે સ્હેજ આંખ મીંચતાં કહ્યું.

" મેવાડના મહારાણાની સ્હામે તલવાર પર હાથ મૂકવાનો અર્થ શું થાય છે તે જાણો છો ?" રાણો ગાજ્યો.

" રજપૂત જન્મતાં જ જનેતા પાસેથી તલવાર પર હાથ મૂકવાનો અર્થ શીખી લે છે."

"રાઠોડ, હું નિરર્થક લોહી વહેવડાવવા નથી આવ્યો—ચૂપ રહો."

"આપનું આગમન જ અહીં પ્રત્યક્ષ પ્રમાણ છે કે આપ શા માટે અહીં પધાર્યા છો. બાકી મારું લોહી રેડવું નિરર્થક નહિ થાય, સાર્થક થાશે. ભવિષ્યમાં લોકો કહેતાં રહેશે કે મહારાણાએ આખરે જયમલ રાઠોડની તલવાર સાથે તલવાર મેળવી. રાણાજી, મારી તલવારથી નહિ બચો તો અમર થઇ જશો અને બચશો તો ય અમર થશો. લોક કહેશે જયમલની તલવાર સામે બચ્યા."

"આટલું ગુમાન ?"

"અધમ આચાર અને નીચતા સામે રાખવું જોઇએ."

"રાઠોડ!—જય એકલિંગજી!"

"જય વાસુદેવ!"

ખન્‌ન્‌ન્‌! અવાજ સાથે વીજળીની માફક બે તલવારો અથડાઇ ગઇ; પરંતુ એટલી જ ઝડપથી મીરાંએ દોડી બન્નેના હાથ પકડી લીધા—મજબૂત પકડી લીધા અને પછી ગંભીર અવાજે બોલ્યાં:

"ભગવાનના નામથી જ નિરર્થક લોહીનો પ્રારંભ કરો છો ? છોડો દીવાનજી, તલવાર ! આપને ન શોભે. મ્યાન કરી દે ભાઇ તલવારને, તારી વીરતા લાજે છે. જયમલ, ક્ષત્રીઓની તલવાર ગરીબોનું રક્ષણ કરવા અને પ્રજાની પીડા ટાળવા છે. અંગત ક્રોધને શાંત કરવા નહિ, વેરને વધારવા નહિ. એ બે વસ્તુઓ પ્રેમથી જ જીતાય છે." એટલું કહી મીરાં રાણા તરફ ફરી અને સ્મિત કરતાં બોલી, "રાણાજી! વિશ્વાસ રાખો હું અહીં રહેવાની નથી. મારો નિશ્ચય છે. મારે લીધે વેરને ઉત્તેજવું રહેવા દો. ત્યજી દો. મ્યાન કરી દો તલવારને."

"જ્યાં સુધી તું છે......"

"પ્રતિજ્ઞા કરું છું રાણાજી કે મેવાડમાં હવે પછી પગ નહિ મૂકું—ગિરિધારીના સોગન. તલવાર મ્યાન કરો." રાણાને વધુ બોલતાં અટકાવી મીરાં બોલી.

રાણાએ તલવાર મ્યાન કરી.

મીરાં બીજી બાજુ ફરી, બોલી: "ભાઇ તલવાર મ્યાન કર. રાઠોડો બહાદુર છે. એક વીર રાઠોડે મેવાડની ભૂમિ પર તલવાર ખેંચી છે. પ્રતિજ્ઞા કર કે આ ભૂમિ પર ખેંચેલી તલવાર આ ભૂમિના રક્ષણ માટે કાયમ ખેંચેલી રહેશે."

"બહેન તમે શું માગી રહ્યાં છો?"

"મારા ભાઇને ન ઓળખું તેવી હું કાચી નથી. તારો એક વખતે કરેલો નિશ્ચય બ્રહ્મા ય નહિ તોડે અને તારો એક વખત પ્રજ્વળી ઊઠેલો કોપ ભગવાન પણ નહિ ઠારવી શકે—એક તારા પોતાના સિવાય. મારા સાસરાના રાજકુલતિલક પર તારી તલવાર પડે તો મારું જીવ્યું ફોક. દાદાનું જીવ્યું ફોક. પિતાજીનું જીવ્યું ફોક. રાઠોડોએ મેવાડની ગાદીને રક્ષી છે, તું કટકા ન કરતો. તું વીરપસલીઓ આપવા ઇચ્છતો હતો ને? આપ આટલી વીરપસલી. પ્રતિજ્ઞા લે કે સિસોદિયો રાજવંશ જ્યારે તને બોલાવે ત્યારે તેના રક્ષણ માટે તારી બહેનના સ્મરણમાં તું તેને તારી વીરતા સોંપીશ."

બધાં ચકિત બની મીરાંને જોઈ રહ્યાં. મીરાં તો ભગત હતી, નહિ? તો પછી આવું, નર્યું ક્ષત્રિયાણી જેવું કેમ બોલી?

તેઓ ભૂલી જતાં હતાં કે મીરાં ભક્ત હતી અને ભક્ત, સંસારના ધર્મકર્મ સંભાળતાં સંભાળતાં જ પ્રભુ સાથે પોતાને એકતાન બનાવે છે. જયમલ, બહેનની સ્હામું જોઇ રહ્યો અને તેને સંપૂર્ણ આધીન થઇ જતાં બોલ્યો:

"બહેન હું પ્રતિજ્ઞા કરું છું કે મહારાણા સામે તલવાર નહિ ઉઠાવીશ અને જીવું છું ત્યાં સુધી જ્યારે પણ મેવાડનો રાણો ઇજ્જતસર મારી તલવારની સેવા માગશે ત્યારે પ્રાણને બાજુએ રાખી હું ચાલ્યો આવીશ."

" ધન્ય હો વીર ! ધન્ય ! " બહેન બોલી.

" જય હો જયમલજીનો ! " અન્ય બોલ્યાં.

પણ રાણો બોલી ન શકયો. તેને પોતાની દીનતા વધુ સ્પષ્ટ દેખાઈ. તે તુરત ઘોડા પર બેઠો અને ચાલવા માંડયો. શસ્ત્રો અને કોરડાઓ તેના સૈનિકોના શરીર પર નિરર્થક વળગેલાં રહ્યાં.

મીરાં પ્રેમથી ભાઈને ભેટી, નણંદને ભેટી, રાણીને ભેટી અને રડતી કાશી પદમાને તેમના પતિ પાસે આગ્રહપૂર્વક મૂકી મીરાંબા યાત્રીઓના સંઘ સાથે દ્વારકા જવા તૈયાર થયાં......

મીરાંબાએ ગુરુજીની અને પોતાની ઝોળી ખભે નાખી, હાથમાં નાનકડો એકતારો લીધો, ગુરુજીએ કરતાલાં લીધાં, અન્ય ભકતોએ મંજીરાઓ લીધી અને સમય થતે ચાલવા માંડયું.

દ્વારકા ભણી.

× × × ×

ચાલતાં ચાલતાં જીવો ગોંસાઇ બોલ્યા, " મીરાં, આ બધું શાને લઈને થાય છે જાણે છે ? "

" મારે લઈને. " મીરાંબા બોલ્યા.

" ના. ના. " ગુરુજી બોલ્યા.

" તો ? "

" પેલો તારી ઝોળીમાં પડયો પડયો હસે છે, તે ગોવિંદાને લઇ–તું તારો દેશ છોડે છે. "

મીરાંએ બહુ પ્રેમભરી નજરે ઝોળીમાં હસતા અને આમથી તેમ હાલતા નટખટ સામે જોયું અને પછી ગુરુજી સ્હામું જોઇ હોંશભેર ચાલતાં ગણગણવા લાગી—ગાવા લાગી:

**માઇ રી મૈં તો લીઓ ગોબિંદો મોલ ।**

**કોઇ કહે છાને કોઈ કહે છૂપકે,**

**લિયો રી બજંતા ઢોલ ॥**

કોઇ કહે મુંહઘો કોઇ કહે સુહઁઘો
લિયો રી તરાજૂ તોલ ।
કોઇ કહે કાળો કોઈ કહૈ ગોરો,
લિયો રી અમોલક મોલ ।।
કોઇ કહૈ ઘરમેં કોઇ કહે બનમેં
રાધાકે સંગ કિલોલ ।
મીરાકે પ્રભુ ગિરધર નાગર
આવત પ્રેમકે મોલ ।।

યાત્રીઓ ક્ષિતિજમાં ટપકાં જેવાં થઈ અદશ્ય થઇ ગયાં ત્યાં સુધી જયમલ, ઉદા, રાણી અને પદમા–કાશી જોતાં જોતાં બેસી રહ્યાં.

હા, અને સામૈયાવાળા પણ દૂરથી દૂરથી આવતાં ભજનો સાંભળતા બેસી રહ્યા.





## ૨૪ વહેમ, ક્લેશ ને ક્રોધ

"બંધ કરી દો દરવાજા—મહારાણી મહેલમાં ન પેસે." રાણાએ આજ્ઞા કરી.

"અન્નદાતાર..." બુધાજી રાઠોડે જીવવાની આશા છોડી કહ્યું.

"બંધ કરી દો દરવાજા." રાણાએ લાલચોળ આંખે બધા તરફ જોઈ કહ્યું.

"આજ્ઞા પાછી વાળી લો." રાણી કારમેતી પીડપાછળના દરવાજામાં ઊભાં રહી બોલ્યાં. પતિના અને યુવરાજના મરણ પછી રાણી કારમેતી લગભગ વિરક્ત થઈ બેઠી હતી. દૂર બેઠાં બેઠાં વિક્રમની કારકીર્દિ જોયા કરતી હતી. વિધવા થયા પછી, અને પુત્રના મહારાણા થયા પછી કારમેતીનું મહત્ત્વ બહુ ઓછું

થયું હતું. પરંતુ મહારાણા સુદ્ધાં તેની રાજકુશળતા અને પ્રતિભા આગળ માથું નમાવી દેતાં. સંપૂર્ણ એકાંતમાં રહેવા છતાં રાજ્ય યા કુલની કોઇ મહત્ત્વની બાબત ઉપસ્થિત થતા વીજળી જેમ તે બહાર આવતી અને ત્યારે જે તે કહેતી તે થતું. રાણો એકદમ ધૂંવાંપૂંવાં થતો ફર્યો; પરંતુ જનેતાને જોઈ, અધમ કોટિના શબ્દો બોલતાં અટકી ગયો છતાં, રાણાનું મગજ હાથથી ગયું હતું. જિંદગીમાં પ્રથમવાર રાણો વિક્રમ મા સામે માથુ ઊંચુ કરી બોલ્યો:

"બા, બચાવ છોડી દો. જે રાણી તેના પતિની ન રહે તે તેના રાજમાં ય ન રહે. બંધ કરી દો દરવાજા."

ફરીથી બુધાજીને તેણે આજ્ઞા કરી.

"તમને આ શબ્દો ન શોભે." કારમેતીજી બોલ્યાં.

"મા, રાણો શું એક વખત એક સાધારણ મનુષ્ય થઈને ય ન બોલે? હું દેવ નથી. માણસ છું અને રાજા છું. રાજાની બની રહે તે જ રાણી. મને પૂછ્યા વિના જે મારું સર્વનાશ કરે છે અને જે મારા હૃદય, મન, શરીર તથા ઇજ્જતનો ક્ષય જ કરતી રહી છે તેની પૂજા કરે છે તે સ્ત્રી મને ન જોઈએ."

"પરંતુ ભાઈ......"

"બોલશો નહિ બા. જેને મારા વિના ચાલશે તેના વિના મને ય ચાલશે."

"પણ ભાઇ......"

"મા, આ મારી આજ્ઞા છે." રાણો પીઠ ફેરવ્યા વિના દરવાજા ભણી પીઠ રાખી બોલ્યો.

બરાબર તે જ વખતે પટરાણી દરવાજાના ઉંબરે આવી ઊભી ઊભી સાંભળી રહી હતી. પાસે જ રાણીની સાથે સાથે પિયેર આવેલી ઉદા ય દઢ ચિત્તે ઊભી હતી. રાણાના છેલ્લા શબ્દો સાંભળી પટરાણી સ્થંભી ગઇ. પગ અટકી ગયા. દ્વારપાલો વિનયમાં

માથુ ઝૂકાવી લાચાર બની ઊભા રહ્યા. ક્યાં ફરવું, ક્યાં જવું, કેવી રીતે રાણાને સમજાવવું ? રાણી, પાષાણવત્ ઊભી રહી. અકસ્માતે તેની નજર દૂરદૂરના ભૂતિયા મહેલ પર પડી.

તેણે તે તરફ જવા મોઢું ફેરવ્યું.

"ક્યાં ચાલ્યાં, ભાભી ?" અત્યારસુધી ચૂપ રહેલી ઉદા રાણીનો હાથ પકડી કડક અવાજે બોલી, "ચાલો મહેલમાં."

"બહેનજી !" રાણીએ પોતાને દરવાજાની અંદર ખેંચી જતી ઉદાને રોકતાં કહ્યું. પરંતુ બહેન સાંભળવા તૈયાર ન હતી. ઝૂકેલા દ્વારપાળો અને પીઠ કરી ઊભેલા રાણા તરફ તિરસ્કારભરી દૃષ્ટિ ફેંકતાં ઉદા બોલી: "મેવાડની મહારાણીને તેના મહેલમાં જતાં રોકનાર કોણ છે જોઉં ? મેવાડની ગાદી મહારાણીઓથી અખંડ રહી છે. હઠી જાઓ દ્વારપાલો માર્ગમાંથી! મહારાણીની આજ્ઞા છે."

એટલું કહી મહારાણીનો હાથ છોડયા વિના શરમાઇ પાછા હઠી ગએલા દ્વારપાળો વચ્ચેથી જુસ્સાભેર ઉદા અંદર ચાલી આવી.

ક્રોધથી સંમોહ અને સંમોહથી સ્મૃતિવિભ્રમ મહારાણાને થયો હતો. કોઇને મૂરખ જ રહેવું હોય તો તેને સુધારનાર કોણ ? રોગ વધતાં વધતાં જેમ અસાધ્ય બને તેવી રીતે રાણાનો વહેમ, ક્લેશ અને ક્રોધ અસાધ્ય બની ગયાં હતાં. એ તો સ્પષ્ટ હતું કે મીરાંમાં તેને પોતાના કુળનો ધ્વંસ જણાતો હતો. હવે તેને, મીરાંની સાથે રહેનાર અથવા મીરાંનું નામ લેનાર પ્રત્યેક જણ દ્રોહી દેખાયો. પોતાને અતિશય વહાલી એવી બહેન ઉદાને પોતાનાથી વિપરીત થએલી જોઇ તેને કોઈનામાં શ્રદ્ધા રહી ન હતી. છતાં, ઉદાને આવેલી જોઈ રાણો ધૂંધવાતો જ પીઠ રાખી બેસી ગયો. કારમેતી પોતાની પુત્રીને જોઇ વધુ બોલ્યા વિના, ઉદાને અંદર આવવાનો ઇશારો કરી ચાલવા માંડી. ઉદાએ થોડી વાર રાણા સામે જોયું પછી રાણીને ઉદ્દેશી બોલી, "ભાભીશા, સારા કામ

માટે પણ પતિને પૂછ્યા વિના જવું એ જરૂર ગુનો છે રાણાજીની ક્ષમા માગો."

રાણીના હૃદયના ઉભરાને ઉદાના શબ્દોથી માર્ગ મળ્યો. શરમ અને અપમાનથી કુંઠિત બુદ્ધિવાળી થઇ ગએલી રાણીની આંખમાં આંસુ આવી ગયાં પરંતુ મનને કાબૂમાં રાખી સ્વમાન-ભેર બોલી:

"અગર કુલરક્ષા માટે શુભાશિષ માગવા જવું ય ગુન્હો છે તો હું ક્ષમા માગું છું."

કોઇ પ્રેત ઊભું થઇ જાય તેમ રાણો ઊભો થઈ ગયો—છતાં બોલાયું નહિ. ઉદા મૃદુભાવે પરંતુ અવાજમાં દઢતા રાખી બોલી: "ભાઈજી મેવાડની મહારાણી તેના જ દ્વારપાલોથી રોકાય એમાં રાણાની કેટલી ઈજ્જત છે?"

ઉદા સામે રાણો ગર્જના ન કરી શકયો. ત્રાડો મારીને ય તે થાકયો હતો. ધીમે અવાજે પરંતુ દાંત ભીંસી તે બોલ્યો: "મને તમે ન બોલાવો. જાઓ, દૂર થાઓ."

"શા માટે?" ઉદા નિશ્ચિત ભાવે પરંતુ મૃદુતા રાખી બોલી, "તમારા હૃદયને અને તમારા આત્માને અમારા તરફ વાળશું, ભાઇ, તમારા બેહદ તિરસ્કાર અને બેહદ ક્રોધમાં પણ મને ઊંડો ઊંડો, પ્રેમ છૂપાએલો જણાય છે. મારી તો પૂરેપૂરી શ્રદ્ધા છે કે કોઇને કોઈ દિવસ તે બહાર આવ્યા વિના નહિ રહે. તે વેળા પશ્ચાત્તાપથી મારી પાસે ન આવતા મહારાણી પાસે જજો."

"હું એક કુલકલંકિનીની સહચરી........"

"બસ કરો ભાઈ." ઉદા આંખો ખેંચી બોલી, "વીરના પુત્ર છો, રાણાના વંશજ છો, રાણા છો. અધમ શબ્દોને જીભ પર આવવા દેવા ય તમારા જેવા એકલિંગજીના દીવાનને માટે પાપ છે. મીરાં ભાભી સંત છે. કુલોદ્ધારિણી, ભગવાન કૃષ્ણની ભૂલી પડેલી ગોપી છે એના આ અવતારમાં તેના આશીર્વાદ લો—તરી જશો."

"આ જન્મે નહિ !"

જાણે જ્વાળામુખી ફાટવાની તૈયારીમાં હોય તેનું સૂચન કરતી ભીષણ આંખો કરી રાણો બોલ્યો.

"બુદ્ધિને જાણી જોઈ વીસરનાર રક્ષક નથી ભક્ષક છે. પૂણ્યને પાપ ગણનારનો ક્ષય છે. રાણા, મીરાંબાના આશીર્વાદ વિના તમારા કુલનું ઉત્થાન નથી, પતન છે." એટલું કહી ઉદા ભાભીને લઈ અંદરના ખંડમાં ચાલી ગઈ.

રાણાએ પાસે પડેલી મુખવાસ પેટીને લાત મારી. બાજુમાં પડેલી તલવારને એક બાજુ ફેંકી દીધી. આંગળીઓમાં ઓચિંતા ભરાઈ ગએલા મોતીહારને ઝટકો મારી તોડી નાખ્યો અને બુધાજીને "મારી સાથે આવ" કહી ઝપાટાબંધ મહેલ બહાર ચાલવા માંડયો......

એક પ્રહર પછી તેણે ઉદ્યાનના એક ખૂણામાં જોયું કે નશાબાજો નશામાં જમીન પરથી હવામાં ઊડવા માંડયા છે અને નશાબાજોએ જોયું કે તેમની વચ્ચોવચ્ચ રાણો હોઠ પીસી નશો કર્યે જાય છે.

એવામાં એક દાસે ધીમે રહી બુધાજીના કાનમાં કહ્યું, "ભૂતિયો મહેલ ભજનથી ગાજી રહ્યો છે !"

રાણાને તરત વહેમ પડયો. તેની ઝેરી આંખો બુધાજી ભણી વળી. બુધાજી પોતાના પેટમાં પડેલી ફાળને છૂપાવતો સહેજ ગભરાઈ રાણાથી નજર ચૂકાવવા લાગ્યો.

"શું, છે બુધાજી ? રાણાએ તુરત પૂછ્યું.

"કંઈ નહિ અન્નદાતાર." મોઢામાં લોચા વાળતી જીભને કાબૂમાં રાખી બુધાજી બોલ્યો. એને આજે કોઈનો કાળ નજીક આવેલો લાગતો હતો. રાણાનો અપાર ક્રોધ, તેમાં વળી ડાહ્યાને ગાંડા બનાવે તેવો કસુંબલ નશો !

"શું છે બુધાજી ?" રાણાએ બીજીવાર પૂછ્યું.

બુધાજી અંદરથી કાંપવા માંડયો.

"મેં પૂછ્યું શું છે બુધાજી ?" રાણો ત્રીજીવાર બોલ્યો. બુધાજીનાં હાજાં ગગડી ગયાં. બોલ્યા વિના છૂટકો નહતો. મગજ અને જીભ પર કાબૂ રાખી તે બોલ્યો:

"અન્નદાતાર ! ભૂતિયામહેલમાં......ભજન થાય છે."

રાણો બુધાજીને જોઇ રહ્યો: બુધાજી આશ્ચર્યથી રાણાને જોઇ રહ્યો. રાણો ગણગણવા માંડયો:

"જેને મેં બંધ કરાવ્યો હતો, જેનું નામ ન લેવાની મેં આણ વર્તાવી હતી, તેનાં જ ભજનો તે જ સ્થળે ગાવા સાધુ, સન્યાસી અને પ્રજા એકઠી મળી છે ?"

બુધાજી રાણાને જોઇ જ રહ્યો હતો. નશામાં રાણા પર ઉલટી અસર થતી દેખાતી. તે નબળો પડતો દેખાયો: ચોકખો નબળો. અલબત્ત, જીદ્દ નબળી ન પડી. ઘૃણા એટલી જ રહી. તેણે નશાબાજોને આજ્ઞા કરી:

"જાઓ, બધા જાઓ—બધા શરાબીઓને બોલાવી કહો કે પ્રત્યેક જણ ભૂતિયા મહેલમાં જાય અને શરાબ પીએ. કોઠારમાંથી શરાબ મંગાવો. કંચનીઓને કહો ત્યાં નાચે. ભાંડોને બોલાવી કહો: ભવાઇ ભજવે—અને કસુંબાની ત્યાં જ તૈયારી કરો—બોલાવો બધાને. ઊઠો."

પણબણ કહેવાની ખુશામતીઓમાં હિંમત ન હતી. જોસના માર્યા બધા ય પાસવાનો ભૂતિયા મહેલ ભણી ગયા તો ખરા પરંતુ......પરંતુ......

થોડીવાર પછી રાણાએ બુધાજીને હસતાં પૂછ્યું: "કેમ શું સમાચાર છે ? ભજન ઠેકાણે પડી ગયું ?"

"અન્નદાતાર ભજને બધાને ઠેકાણે પાડી દીધા." લથડતી જીભે બુધાજી બોલ્યા, "બધા ત્યાં જ બેસી ગયા."

"શું? બોલ ફરીથી? બુધાજી તમે અને કેસરજી જાઓ અને એ બેસી જનારા બેવકૂફોનાં ઉડાડી દો માથાં–તૂટી પડો ભકતો અને ભકતાણીઓ ઉપર અને તેમના ચોટલા પકડી બહાર ખેંચી કાઢો—લાતો મારતા અને થૂંકતા. જરા ય અવાજ કરનારને ખાંપી નાખો. દુરાચારીઓને નિર્દય રીતે મારી નાખવા એ એકલિંગજીની આજ્ઞા છે..."

બુધાજીના તતક્ષણુ ઇશારાથી થોડાક નાના પાઈક સરદારો ચાલવા જ માંડયા. વિચાર કરી બુધાજી પણ સાથે ગયો.

રાણો તો એટલું કહી પાછો કસુંબે ચઢયો.

થોડીવાર પછી યાદ આવતાં કંઇ જવાબ ન જોઇ, ઝોકું ખાતા રાણાએ આંખો ફાડી કહ્યું, "કોઇ છે'લ્યા?"

"હુકમ?" કેસરજી ખૂણામાંથી બોલ્યો.

"પેલા કેમ ન આવ્યા?"

"અન્નદાતાર! એ પણ ત્યાં જ બેસી ગયા!" કેસરજી જીવ ઊંચે રાખી બોલ્યો.

રાણાનો કસુંબલ નશો એકદમ ઊડી ગયો. સ્થિર આંખે તે કેસરજીને જોઇ રહ્યો. કેસરજી હિંમત રાખી બોલ્યો "અન્નદાતાર! ઉદાબા ત્યાં બિરાજ્યાં છે, કહે છે જોઇએ છીએ ભગવાનની ભક્તિથી અમને કોણ રોકનાર છે. બધાંને સોગન આપી બેસાડી દીધા છે."

કેસરજીએ ધાર્યું હતું તેમ જ થયું.

નિર્દોષોની ગર્દને બેસનાર પોતાની ગોઝારી તલવાર રાણાએ કાઢી અને સીધો પોતાના શયનમંદિર તરફ ચાલવા માંડયો. એને ખાત્રી હતી કે મહારાણીનું જ આ કારસ્થાન છે અને તે ઉદા પાસે જ હશે. એટલે તેણે મન સાથે નક્કી કર્યું કે પહેલાં ખાત્રી કરી લઉં અને પછી બધાંની ખબર લઉં.

રાણો સીધો શયનમંદિર તરફ ગયો.

પરંતુ શયનમંદિરમાં પગ મૂકતાં જ તેની નજર સામે રાણી બેઠેલી જણાઈ. મહારાણી દૂરથી આવતા ઉદાબાના ભજનને તલ્લીન બની સાંભળી રહી હતીઃ

ભજ મન ચરણકઁવલ અબિનાસી ॥

જેતાઈ દીસે ધરણુ ગગન બીચ
તે તાઇ સબ ઉઠ જાસી ।

કહા ભયો તીરથ વ્રત કીન્હે
કહા લિયે કરવત કાસી ॥

ઈણુ દેહીકા ગરબ ન કરણા
માટીમેં મીલ જાસી ।

યો સંસાર ચહરકી બાજી,
સાઁજ પડયાઁ ઉઠ જાસી ॥

અરજ કરૂં અબળા કર જોડે,
સ્યામ તુમ્હારી દાસી ।

મીરાકે પ્રભુ ગિરધર નાગર
કાટો જમકી ફાઁસી ॥

"મહારાણી ?"

કંપતા અવાજે રાણો બોલ્યો. રાણી એકાએક ચમકી પડી. બોલીઃ

"કહો નાથ?"

મહારાણીનો નાથ ચૂપ રહી ગયો. ઉદાબાનું મીરાં ભજન જાણે વધવા માંડયું. ભજન ચાલુ રહ્યું. રાણાના હૃદયમાં સાથો સાથ ધ્રૂજારી વધવા માંડી. તેનો નશો જાણે ઓસરવા માંડયો. રાણી રાણાના મોંઢા પર ઊઠતા ભાવોથી તેનો આશય પામી જઇ ઝટ ઊભી થઇ તેની આગળ આવી ઊભી.

"દૂર થા—નીચ!"

રાણાએ તેને આવતી જ ધક્કો મારી બાજુએ ખસેડી અને બહાર ચાલવા માંડયો—ભૂતિયા મહેલ તરફ.

નાગી તલવાર લઇ રાણો આવી જ રીતે એક વખત આવ્યો હતો, પરંતુ આ વખતે તેના પગ કરતાં તેના મગજમાં વધુ જુસ્સો હતો. રાણાને ભૂતિયા મહેલમાં આવતા જોઈ જેની જેની નજર તેના પર પડી તે બધાના મોતિયા મરી ગયા. આંખમાંથી અગ્નિ વર્ષાવતો ક્રોધાંધ રાણો સૌની સન્મુખ આવી ઊભો અને મહેલ ગાજી ઊઠે તેમ બોલ્યો—કયાં છે એ કૂતરો!"

રાણાની ભાષા બગડી ગઇ હતી. ક્રોધે બુદ્ધિ, વિનય, સ્થાનયોગ્યતા બધાથી રાણાને પદચ્યુત કર્યો હતો. તેણે ભૂખી આંખે ચોતરફ જોયું. કસુંબો પૂરેપૂરો તેની આંખમાં આવી બેઠો. તેણે એકદમ ઉદા તરફ ધસારો કર્યો અને ઉદા "હાં હાં" કહે તે પહેલાં તેની તલવાર ઉદા પાસે બેઠેલા બુધાજીના ખભા પર પડી અને જનોઈની સાથે સાથ છાતી વાઢી કમ્મર સુધી પહોંચી ગઈ...!

મીરાં કે પ્રભુ ગિરધર નાગર......

બુધાજી હસતાં હસતાં એટલું બોલ્યો અને ત્યાર પછી તેનું પ્રેત હસતું રહ્યું.

"જાત તો રાઠોડની ને! મરે પણ જીદ ન છોડે!" રાણો દાંત ચીપી બોલ્યો.

જાણે પોતે જીદ છોડી દેનાર હોય ને!

બુધાજી રાઠોડ છેવટે મીરાંનો થયો તે કરતાં મીરાં તેને ડગાવી શકી તેનો રાણાને વધુ ક્રોધ હતો. પોતાને વિચારે વિચારનાર અને પોતાની જીભે જ બોલનાર પરમ વિશ્વાસુ બુધાજી મીરાંનો કેવી રીતે બની ગયો, તેની તેને સમજણ ન પડી. નિઃસંદેહ મીરાં તેનું સત્યાનાશ કરવા બેઠી હતી. તેના જમણા હાથ જેવા બુધાજીનો અંત એ તેના નાશનો

પ્રારંભ જ હતો. તેના હૃદયમાં એક પ્રકારની ગ્લાનિ ઉત્પન્ન થવા માંડી; પરંતુ તેને છૂપાવવા વધુ બેપરવાઈનો ડોળ કરી તેણે ઉદા તરફ જોયું અને નિષ્ઠુરપણે હસતાં બોલ્યો:

"જોયું ? એક એકની હાલત આવી કરવાનો છું. રાજદ્રોહ અને ધર્મદ્રોહ, કોઈ મારી તલવારથી બચવાનું નથી—તમે એમ જાણો છો કે મીરાંનું નામ લઈ લઈ તમે મને પાગલ બનાવી દેશો ? ના, ના, ના. હું તમને પાગલ બનાવીશ. મીરાંનું નામ લેનાર, મીરાંનું ભજન ગાનાર, મીરાંના ભગવાનનું બહાનું કરી ધતિંગ ચલાવનાર દરેકને હું છોડીશ નહિ. જોઉં છું તમારી મીરાં અને મીરાં કે પ્રભુ ગિરધર નાગર મને કેવા રોકવા આવે છે...ઊભાં થઈ જાઓ બધાં—નીચ, કૃતઘ્નો, કાયરો...મૂર્ખ......"

ઉદા નિશ્ચલ અને શાંત બની ઊભી હતી. તેણે ધીમે રહી આંખ મોટી કરી અને રાણાના હૃદયને દબાવી દે એવા ગંભીર અવાજે બોલી:

"રાણા, મીરાં તમારી પાસે નહિ આવે, તમારે મીરાં પાસે જવું પડશે. તેમના પગમાં માથું મૂકવું પડશે, કારણ આજથી સિસોદિયા રાજવંશનું પતન શરૂ થયું છે અને તે કરનાર આપ પોતે છો. વૈષ્ણવો ! ડરો નહિ. જે પારકાનું અહિત ઇચ્છતો જ નથી તેને ડર શાનો ? ઊઠાવો ભક્તના શબને."

રાણો ઉદાને જોઈ રહ્યો. તેની શાંતિ અને શ્રદ્ધાને અચંબાથી જોઈ રહ્યો.

નિઃસંદેહ મીરાં તેનું સત્યાનાશ કરવા બેઠી હતી.

ઉદાએ તે જ સાંજે પિયરની અંતિમ વિદાય લીધી.

પરંતુ ભૂતિયા મહેલની વાત ચિતોડવાસીઓને અને ચિતોડવાસીઓની વાત જનતાને જાણતાં વાર ન લાગી. જનતા

બાળક જેવી છે. એને સમજાવ્યે સમજાવી શકાય. પ્રેમથી દોરાવ્યે દોરાય. પરંતુ તેને કોઈ વસ્તુની વધુ વાત કરી, ન દેખાડવાની કે ન આપવાની જીદથી તે તેજ વસ્તુને લેવા વધુ જીદ કરવાની.

મીરાં માટેના ઉત્તરોત્તર વિરોધથી મીરાંનું નામ મેવાડને ઘેર ઘેર અને મુખે મુખે બોલાવા લાગ્યું અને એ જ મુખોમાંથી શતસહસ્ર શાપો રાણાભિમુખ બની નિકળતા રહ્યા, જેના તાપમાં તવાતો રાણો શરીર અને મનની અધમ અવસ્થાએ પહોંચવા માંડ્યો—પહોંચી ગયો.





## ૨૫ મા ! પાછી આવ

"મને ક્યાં ખેંચી જાય છે ?"

"મારી સાથે. કેમ ? મૃત્યુનો ભય લાગે છે ?"

"તારી સાથે મૃત્યુ ?" મીરાં હસી પડતાં બોલી: "પ્રકાશ—અંધકાર જેવી વાત કરે છે. એક નથી તો બીજું છે જ. બન્નેને અતૂટ સંબંધ. એકને ખોવામાં બીજાની પ્રાપ્તિ જ હોય !"

"તો પછી ?"

"મને મારો ડર નથી, તારો ડર છે."

" મારો ડર ? " કનૈયો હસી પડતાં બોલ્યો, " સખી ! તું ભૂલકણી થઇ છે. "

" મારામાં ને તારામાં આટલો જ ફરક છે. વર્ષો વિત્યાં છતાં હું નથી જાણતી હું કોણ છું પરંતુ તું, જાણે છે, હું કોણ છું. રહેવા દે બધી વાત. આમ આવ. અહીં બેસીએ. "

એક વૃક્ષ નીચે બેસી જતાં મીરાં બોલી.

" બસ. થાકી ગઈ ? "

" હા. હવે મને બહુ થાક લાગ્યો છે. તું જ વિચારને ! તને મળતાં મળતાં મારે બહુ જ દોડવું પડે છે. તને મળ્યા પછી તારી સાથે સાથે મારે દોડવું જ પડે છે. અને તું જાય પછી તને મેળ-વવા માટે પાછું મારે દોડવાનું જ રહે છે ? "

" તારે નથી આવવું મારી સાથે ? હું ગોલોકમાં જાઉં છું. "

" ગોલોક ? શું કહ્યું તેં ? ગિરિધારી, તારી વાત હજુ સુધી હું કેમ નથી સમજતી ? "

" તારે ગોલોકમાં આવવું છે કે નહિ ? "

" ના. " મીરાં થોડીવાર વિચાર કરી બોલ્યાં, " નથી આવવું. અહીંજ ઠીક છે. "

" કેમ ? "

" જ્યાં તું છે ત્યાંજ ગોલોક. અહીં આપણે બંને આનં-દમાં નથી રહેતાં ? ત્યાં આવી હું તને મુશીબતમાં નાખીશ–તને અને તારી બીજી ગોપીઓને. "

" અદેખાઇ ! સ્ત્રીની જાત ! "

" વાહ રે પુરુષની જાત ! ગંભીર વાતને હળવી અને હળ-વીને ગંભીર ન કરી નાંખે તો તે પુરુષ શાનો ? હું ગંભીર બની બોલું છું. "

" મતલબ કે હું હળવો ન થાઉં એમને ? "

"હા—હા."

"ચાલો, આ ભારે થઈ બેઠો, બોલ."

"હું એ ગોપીઓની સાથે રહેવાલાયક નથી. હું અહીં જ સીમાદ્વાર નજીક જ ઠીક છું. આ ઝાડ નીચે હું છો પડી રહી. અહીં પડે પડે તને જતાં અને આવતાં જોઈશ. મને એટલું જ બસ છે. પરંતુ અહીંઆંથી મને પાછી ધકેલતો નહિ, વચન આપ. હવે હું બહુ થાકી છું આ શરીરનો ભાર હવે સહન નથી થતો. એ ન હોય તો હું તારી સાથે કહે તેટલું દોડું..."

"શું ન હોય તો......શરીર કે ભાર ?"

"બન્ને."

"પરંતુ તું ઘરડી થઈ નથી."

"એ જ દુઃખ છે ને ! છું છતાં કેમ નથી દેખાતી ?"

"ઘરડાં દેખાવું છે ?"

"ના. દોડતાં થાક ન લાગે તેવું કરવું છે. તું......જો. એ જ મનોહર મૂર્તિ. તને થાક કેમ નથી લાગતો ?"

"મૂર્તિ છું એટલે."

"શું ? પાછો મશ્કરીએ ચઢયો ? કહે ગિરિધારી, તને થાક કેમ નથી લાગતો ? મારું શરીર નથી એટલે ?"

"તારું શરીર નથી ?"

"મારું કહેવું એમ છે કે મારા શરીરનો ભાર તને નથી. તું જ્યારે નથી હોતો ત્યારે આ શરીર જેટલું દુઃખકર્તા બને છે તેટલું કોઈને નહિ હોય."

"કોને દુઃખકર્તા ?"

"મને નહિ. અન્ય લોકોને. બતાવ, એ શરીરને હું શું કરું જેની પ્રાપ્તિમાં મને દુઃખ છે, ભાર છે, થાક છે......"

"ચાલ ત્યારે ગોલોકમાં. ત્યાં તને કાંઈ નહિ જણાય."

મીરાં કૃષ્ણને વિચારમાં પડી જોઇ રહી. થોડી ક્ષણમાં એણે નિશ્ચય કરી લીધો, બોલી:

"ઊભો રહે હું બધા શણગાર સજી દોડતી આવું છું..."

"તું તો ગંભીર વાત કરતી હતીને!"

"હું ગંભીર છું." મીરાં ચાલવા જતાં અટકી જઈ પછી કાંઈ સમજી હોય તેમ કૃત્રિમ રોષ દેખાડતાં બોલી:

"તું સીધો રહીશ? આ વેષે આવું તો ગોલોકની બધી ગોપીઓ મને કેવી ધારશે? તારી સાથે આવું તો એ લોકો તને ન શરમાવે તેવી બનીને મારે આવવું જોઇએ ને? ચાલ, ઊભો થા. તું પણ થાકયો છે–તને નવડાવું, ભોજન કરાવું અને પછી તારી સાથે આવું–પરંતુ હવે જરૂર લઈ જા..."

"શા માટે?"

"અરે! હમણાં તું જ મને ગોલોકમાં લઇ જવા આગ્રહ કરતો હતો! એકાએક કેમ ફરી બેઠો?"

"પાછો વિચાર આવ્યો તને સાથે લઉં શા માટે?"

મીરાં ઊભાં રહ્યાં. આ નટખટને શું ઉત્તર આપવો? તેઓ ધીમે રહી પાસેના ઝાડના થડની પછવાડે ગયાં અને પછી એ સાંભળે તેવી રીતે તેના શા માટેનો જવાબ થડ પછવાડે મુખને સંતાડી આપવા માંડ્યાં:

લેહ લાગી મને તારી,
અલ્યા જી લેહ લાગી મને તારી,
કામકાજ મૂક્યું ને ધામ જ મૂક્યું,
મનમાં ચાહું છું મોરારિ.

સોળ સહસ્ર ગોપીઓને તમે વરિયા,
તોય તમે બાળબ્રહ્મચારી,
મીરાં કહે પ્રભુ, ગિરધર નાગર,
ચરણ કમલ બલિહારી.

કાનુડો ઊભો થયો અને થડની બીજી બાજુ છૂપાઈ જતો ધીમે રહી તેણે મોઢું કાઢ્યું અને મીરાંને જોવા માંડ્યો. મીરાંએ મોઢું ફેરવી લીધું—બેસી ગયાં.

કાનુડે ન જાણી મોરી પીર,
બાઈ હું તો બાળ કુંવારી રે, કાનુડે ન જાણી મોરી પીર!

કનૈયો તેની પાસે આવી બેઠો. બોલ્યો: "એમ કે?"

જલરે જમનામાં અમે પાણીડાં ગયાં'તાં વાહલા,
કાનુડે ઉડાડ્યાં આછાં નીર......ઉડ્યાં છર્રર્રર રે.

કનૈયો બોલ્યો: "તેમની ઇચ્છા હતી તે મેં ઊડાડ્યાં."

વૃંદા રે વનમાં વાલે રાસ રચ્યો છે,
સોળસેં ગોપીનાં તાણ્યાં ચીર...ફાટ્યાં ફેર્રર્રર રે.

કનૈયો બોલ્યો: "તેં ગણી હતી?"

હું વરણાગી કહાના તમારા રે નામની રે,
કાનુડે માર્યાં છે અમને તીર......વાગ્યાં અર્રર્રર રે.

કનૈયો બોલ્યો: "સ્ત્રીઓ આટલું જૂઠું બોલી શકે છે?"

બાઇ મીરાંકે પ્રભુ ગિરધર નાગર,
કાનુડે બાળીને ફેંકી ઉંચે ગીર...રાખ ઉડે ફેર્રર્રર રે.

કનૈયો: "જૂઠ્ઠી, સાવ જૂઠ્ઠી. બતાવ જોઉં એક પણ ચિહ્ન, જો તને બાળી હોય તો? કેવા આનંદમાં બેઠી છે? એમ કહે તને રાખ થવું ગમે છે?"

"મને કંઈ સમજણ નથી પડતી કનૈયા ! હું કહું છું તે સાચું છે અને તું કહે છે તે ય સાચું છે. તો પછી જૂઠું કોણ ? શું સત્ય ? શું અસત્ય ?" મીરાંએ નિઃસહાય બની પૂછ્યું.

"જે તું દેખે તે સત્ય. આ જે છે તે અસત્ય." કનૈયાએ તેની સામું જોઇ હસતાં હસતાં કહ્યું.

"હું કંઈ જ નથી સમજતી, મારા પ્રભુ ! પરંતુ એક વાત મને ચોકખી સમજાય છેઃ આજે પહેલી જ વાર તું ભાગતો નથી. તને બહુ થાક લાગ્યો છે એટલે, નહિ ? હા. ગિરિધારી મને બહુ થાક લાગ્યો છે." કહેતાં કહેતાં મીરાંએ કનૈયાની છાતી પર પોતાનું માથું ઢાળી દીધું–સોળ શણગાર બાજુએ રહ્યા. ગોલોક એમનું એમ રહ્યું. કનૈયો હસતો હસતો મીરાંના માથા પર હાથ ફેરવવા લાગ્યો. મીરાંને ધાઢ નિદ્રાએ ઘેરવા માંડી–પછી, કનૈયાની મોરલી ધીમે ધીમે જામવા માંડી તેમ તેમ મીરાંને ઘેન ચઢવા લાગ્યું. મીરાં તેના ગિરિધર નાગરની છાતી પર જ, એમને એમ, તેને જોસભેર પકડી પોઢી ગયાં.

એકાએક મોરલી બંધ પડી ગઈ.

મીરાંબાની આંખ ઊઘડી ગઇ. શું થયું ? તેણે પોતાના હાથ ભણી જોયું તો માળાને જોસભેર છાતી પર દબાવી રાખી હતી. તેમની આંખમાંથી આંસુ ઝરી રહ્યાં હતાં અને તેમની સામે તેમનો પરણ્યો, ગિરિધર ગોપાલ હંમેશ મુજબ શાંત મીઠું હાસ્ય હસતો ઊભો રહ્યો હતો.

હળવે રહી મીરાંએ મસ્તક ઊંચું કર્યું.

હવે એમને તેમનાં આંસુનું કારણ સમજાયું."

ગઇ કાલે આ જ વેળાએ પેલા યુવાન દેખાતા સાધુએ તેમનાં ચરણ પકડી માગ્યું હતું........

"ભગવતી એક કૃપા કરો." સાધુએ યાચના કરી.

"ભાઈ ખરેખરી કૃપા તો તમારી મારા ઉપર છે. હું ક્ષુદ્ર કૃપા કરનાર કોણ?" મીરાંએ હેત કરી કહ્યું, "કૃપા તો તમારી મારા ઉપર છે. બે દાયકાથી દ્વારકામાં રહું છું; પરંતુ સવાર સાંજ મારા ગિરિધારીની પૂજા વખતે નિયમિત ફળફૂલ જેવાં તમે લાવીને મૂકી જાઓ છો તેવાં કોઈએ મૂક્યાં નથી. તમારી લગન સાચી લગન છે."

"એ સર્વે આપને લઈને છે." સાધુએ મીરાંને નીચી દૃષ્ટિએ જોઈ કહ્યું.

ત્રણ ત્રણ વરસથી અચૂક થતી તમારી આ ગિરિધર–સેવા મારા ઘમંડને ઉરાડી દે છે........તમે બહુ પ્રેમથી ભેટ લઈ આવો છો."

"હું બહુ પ્રેમથી...આવું છું."

"તમારો પ્રેમ અચળ રહો."

"હું પણ એ જ પ્રાર્થના કરું છું." સ્હેજ આંખો ઊઠાવી સાધુ બોલ્યો.

"ભગવાન તમારી પ્રાર્થના સ્વીકારે."

"એ જ ઇચ્છું છું." જરા વધુ આંખો ઊઠાવી સાધુ બોલ્યો;

"તમારી ઈચ્છા સફળ હો."

"એમાં આપની કૃપાની જરૂર છે."

"મારી કૃપા? ના ભગતજી, હું તો સેવા કરનારી છું."

સાધુ પાણી પાણી થઇ ગયો. તેણે યાચક દૃષ્ટિથી મીરાં સામું આંખ ઊઠાવી જોયું અને બોલ્યો.

"મારે શબ્દો સાથે તકરાર નથી. આપ જે માનો તે પરંતુ મારે માટે એક જ અર્થ થાય છે–આપની કૃપા."

"વારુ, કહો શી આજ્ઞા છે?"

"આજ્ઞા ? નહિ પ્રાર્થના. મારે આપની પાસે એક પ્રાર્થના કરવી છે પરંતુ તે અહીં નહિ–જરા એકાંતમાં..."

મીરાં સાધુ સામે જોઇ રહ્યાં. સાધુની લગભગ ઊંચે ઊઠેલી આંખ સ્હેજ નમી. મીરાંએ હસી કહ્યું:

"પ્રાર્થના તો ભગવાનને હોય."

"અને પ્રાર્થના દેવીને ય." સાધુએ, ઓચિંતી પૂરેપૂરી આંખો ઊઠાવી કહી દીધું. આશા, યાચના અને ઉન્માદભર્યા અવાજે સાધુ પછી બોલવા માંડયો, "આપ મારાં દેવી છો. ભગવતી મારી આટલી વિનંતિ સ્વીકારો."

મીરાં તેની આંખો અને તેના હાથ તરફ જોઇ રહ્યાં. સાધુની આંખ પર પ્રાછો ભાર આવવા લાગ્યો. તેણે આંખો સહેજ મીચી કરી. મીરાં ધીમે રહી હસતાં બોલ્યાં, "સાધુ મહારાજ શયન આરતી પછી તમને મળીશ."

"—એકાંતમાં દેવી." સાધુ ચોક્કસાઇ કરવા પુનઃ બોલ્યો.

"જરૂર મળીશ." મીરાંએ કહ્યું.

સાધુની આંખો એકદમ ઉઘડી ગઇ. તેના હૃદયમાં હિંમતનો સંચાર થયો. તેણે મીરાંબાને આંખ ઊઠાવી જોયું. મીરાંબા પૂર્વવત્ હસતાં હતાં.

વધુ કંઇ બોલ્યા વિના સાધુ નમસ્કાર કરી ચાલવા માંડયો. તેના ગયા પછી એક ખૂણામાં પડી છાયાની માફક મીરાંનું રક્ષણ કરનાર વાઘડ ચૂપચાપ નીચું મોઢું કરી બેઠો રહ્યો. વાઘડ મીરાંના રંગથી રંગાયો હતો. હરિભક્તિનો નશો તેને ચઢયો હતો; પરંતુ સ્ત્રી માટેની પુરુષની સહજદ્વેષપ્રકૃતિ તેને છોડી ન્હોતી ગઇ. અત્યારે નષ્ટપ્રાય થએલાં તેનાં એક વખતનાં જંગલી ઝનૂન અને હિંસા સજીવન કરવા તે પ્રયત્ન કરતો હતો; પરંતુ તેની પાસે તે ન્હોતાં આવતાં. અને, એટલે જ તે માથું નમાવી બેઠો હતો.

"કેમ વાઘડભાઇ! ચાલો દ્વારકાધીશ જશું ને?"

"હજુ સુધી તો એક પણ દિવસ વાઘડ સિવાય આપ દ્વારકાધીશમાં નથી દેખાયાં!" નમસ્કાર કરી દાખલ થતાં થતાં પેલો વૃદ્ધ ગુજરાતી બોલ્યો, "ગોલોકવાસી ગુરુદેવ ખરું કહેતા હતા કે મીરાંની ભગત મંડળીમાં મીરાં જેવો સાચો ભગત માત્ર વાઘડ છે.

વાઘડ કંઇ બોલ્યો નહિ, ઊભો થયો અને હમેશ મુજબ ફૂલ, ચોખા અને મંજીરા લેવા ચાલવા માંડયો. મીરાં થોડીક ક્ષણ તેને જોઇ રહ્યાં. પછી ધીમે રહી તેઓ તેમના ગિરિધારી પાસે આવ્યાં અને તેની પાસે બેસી જઇ બોલ્યાં.

" કનૈયા મારી મશ્કરી કરે છે ? " કનૈયો હસતો રહ્યો.

એ જ હાસ્ય, એ જ રૂપ. બે દસકાઓ થયા, પરંતુ તેનો ગિરિધારી ગોપાલ જરા ય બદલાયો નહતો. બે દસકાઓ થયા હતા પરંતુ મીરાં ન્હોતી બદલાઈ.

તેની આંખમાં અને તેના અવાજમાં એ જ પ્રેમ સુધા અવિરત, અક્ષય બની ઉભરાતી હતી અને તેનું પાન ધીમે ધીમે આખું ગુજરાત કરવા લાગ્યું હતું. મીરાંનો કોઇ શિષ્ય ન હતો. કોઇનું ગુરુપદ લેવા સારુ તેમણે સાફ ના પાડી હતી. પોતાના ચરણમાં માથું મૂકનારના ચરણમાં પહેલાં પોતે માથું મૂકી દેતાં. તેઓએ માત્ર સેવા કરવાનું જ જણાવ્યું હતું. તેમની આસપાસ જામેલી મંડળી, મંડળી નહિ, સંઘ હતો. કોઈ મોટું ન હતું કોઇ નાનું ન હતું. મીરાંને પૂજનારાં સંસારીઓ અને બીનસંસારીઓ તેમના સાથી હતા. અને તેમનો દરેકનો ઉદ્દેશ એકએકની હુંફ લઇ પ્રભુચરણની પ્રાપ્તિ માટે હરિના નિર્મળ પ્રેમમાં નાહી અન્યોને નવડાવવાનો હતો.

મીરાંની મહુલી આથી સાધુ સંત અને સંસારિઓનું એક સરખું તીર્થ બની ગઇ હતી. દ્વારકાંના કૃષ્ણનાં દર્શન કરનાર કોઈપણ

ભક્ત, ગિરિધર નાગરની મીરાંનું દર્શન કર્યા વિના પાછો ન જતો. બે દાયકાઓ પહેલાં વૃંદાવનથી નિકળેલી ભક્ત મંડળીમાંથી માત્ર અતિ વૃદ્ધ ગુજરાતી અને વૃદ્ધ થતા જતા વાઘડ સિવાય કોઇ ન હતું. ગુરુ ગોસાંઇ પ્રભુચરણે પધારી ગયા હતા પરંતુ જીવનનાં અનેક દુઃખોથી દાઝેલાં સ્ત્રી–પુરુષો દ્વારકામાં જામેલી મીરાંબાની મઢૂલીમાં શાંતિ મેળવવા અવારનવાર આવતાં રહેતાં અને મસ્ત બની સ્વસ્થાને ચાલવા માંડતાં.

એકાંતની નફ્ફટ માગણી કરનાર સાધુ પણ આવી જ રીતે આવ્યો હતો.

મીરાંબાથી છૂટા પડયા પછી તેના પગ આનંદમાં નાચવા માંડયા. વર્ષોથી છૂપાવી રાખેલો, કલ્પેલો, આનંદ રોકેલા ધોધની માફક, અંતરાય દૂર થતાં તોફાનમાં વહેવા માંડયો.

સાધુ સાધુ ન હતો. શ્રી એકલિંગજીના મંદિરમાં બેસતો એક સંસારી હતો. રાણો વિક્રમ તેની વિદ્વતા આગળ માથું નમાવતો. તેની પ્રભામાં અંજાઈ જઇ તેણે આગ્રહ કરી એકલિગજીમાં રાખ્યો હતો, ગુરુ સ્થાપ્યો હતો. એક દિવસે તેણે મીરાંબાનું ભજન સાંભળ્યું અને ખુદ પોતે મીરાંબામાં અંજાયો.

ત્યાર પછી મીરાંબાની પાછળ પાછળ પરંતુ કોઈ ન દેખાય તેટલે છેટે છેટે તે 'સાધુ' રહેવા માંડયો. તેના હૃદયમાં મીરાંબાની પ્રતિમા બેઠી, પણ, અવળી બેઠી. વિક્રમના મનની અશાંતિ અને પોતાના હૃદયની અશાંતિ એકી સાથે ટાળવાને મીરાંબા પાસે જતી એક સંત મંડળીમાં એક દિવસ ભગવાં પહેરી તે 'સાધુ' મહારાજ ભળી ગયો.........

ભજનમંડળીમાં ભજન ગાતો જાય છે. કદણ શૈયા પર સૂવે છે. મંદિરોમાં મીરાંબા સાથે સાથે ફરે છે. તેમની કોઈ પણ જરૂરિયાત માટે સૌથી પહેલો, અરે, વાઘડથી ય પહેલો, એ દોડે છે. તેમની પૂજા વખતે નિયમિત ફળફૂલ એ લાવી આપે છે અને જ્યાં સુધી ધ્યાનમગ્ન મીરાં તેના હસતા ગિરિધર

ગોપાલની પૂજા ન કરે ત્યાં સુધી ખૂણામાં બેસી રહીને જોયા કરે છે—હસતા ગિરિધારીને નહિ, મીરાંને. ત્રણ ત્રણ વરસની નીકટતાથી એનું મન મોળુ નથી પડયું. મીરાંની ઉતરતી પ્રૌઢાવસ્થા તેની આંખો આગળથી અદ્રશ્ય થઇ જાય છે. મીરાંના અદ્દ્ભુત અવાજના આકર્ષણમાં તે બધું ભૂલી જાય છે. હૃદયનો તાપ વધતો જાય છે, સહન કરવાની શક્તિ છે. સહન કર્યા કરે છે. પરંતુ તેની ય મર્યાદા આવી રહે છે. છેવટે એક દિવસ તક મેળવી તે કહી જ દે છે........... ઉપર કહ્યું તેવી રીતે.

× × ×

અત્યાનંદમાં 'સાધુ' મહારાજ પોતાની જાતને શક્ય તેવી રીતે ઠીક કરવા લાગે છે.

સમય થાય છે અને આખરે એક વિધવા બાઇ આવી કહે છે:

"બા તમને બોલાવે છે."

"એકાંતમાં ?" હૃદયના આવેશને દબાવતાં જરા મશ્કરીમાં સૂચક પરંતુ ધીમા અવાજે સાધુ બોલ્યો.

બાઇએ જવાબ ન આપ્યો. સાધુને લઇ ચાલવા લાગી. સાધુના હૃદયમાં આનંદ અને ગભરાટે કુસ્તી કરવા માંડી. થોડીક જ ક્ષણોમાં તેની વર્ષોજૂની મનઃકામના સિદ્ધ થવાની હતી અને સાથે પોતાના શિષ્ય રાણા વિક્રમના ઉત્તમ હૃદયને શાંતિ મળવાની હતી—કે મીરાં માટે જે કંઇ તે માનતો હતો તે બધું ખરું હતું. રાણો ખરો પડે એ નાનીસૂની વાત ન હતી. બહુ મોટી વાત હતી—ખાસ કરી રાણા માટે.

આ એક જ પ્રસંગથી આખા મેવાડને રાણો તમાચો મારે તેમ હતું.

પરંતુ, સાધુ, જેમ જેમ મીરાંબા પાસે આવતો ગયો તેમ તેમ આનંદે નહિ, ગભરાટે તેના હૃદય પર જીત મેળવી લીધી. એટલે સુધી કે મીરાંને જોતા વેંત તે મૂઢ બની ઊભો રહ્યો. કોઇએ, અગાઉ ઘણાને બન્યું હતું તેમ, ખીલા મારી, જાણે તેના પગ જમીન સાથે જડી દીધા.

કારણ સ્પષ્ટ હતું.

સંત સાધુ અને ભજનિકોની મોટી મંડળીથી વિંટાઇ મીરાંબા બેઠાં હતાં અને તેમની વચ્ચો વચ્ચ મીરાંબાની સન્મુખ એક સુંદર મૃગચર્મ પાથરેલું હતું. સાધુને ઊભો રહેલો જોઇ મીરાંબા ઊભાં થયાં અને બહુ આદરસત્કારપૂર્વક સાધુને મૃગ-ચર્મની શૈયા દેખાતા આસન ઉપર બેસાડતાં બહુ વિનીત ભાવે, પરંતુ નિર્મળ હાસ્ય વેરતાં બોલ્યાંઃ

"કહો સાધુ મહારાજ શું આજ્ઞા છે? સેવા કરવા હું તૈયાર છું. વિશ્વાસ રાખજો આ એકાંત જ છે!"

"આ...એકાંત?"

દિંગમૂઢ બની ગએલો સાધુ અસ્થીર જીભે બોલ્યો. તેનો અવાજ તેના ગળામાંથી બહાર નીકળ્યો તેની તેને સમજણ ન પડી.

"મહારાજ! મેં એકાંત શોધવા બહુ પ્રયત્ન કર્યો."

મીરાં નિરાંતે બોલવા માંડયાં, કોઇ નાજુક વાત સમજુ વડીલ સમજાવે તેવી રીતે. "પરંતુ જ્યાં જાઉં ત્યાં કનૈયાની મૂર્તિ મોટા સ્વરૂપમાં આવી મારી નજર સામી ઊભી રહેવા માંડી. અને જેમ હું એકલી પડી તેમ સ્વરૂપ મોટું થવા માંડયું છેવટે આ સાધુ મંડળીમાં બેઠી તો એ મૂર્તિ અનેક નાનાં સ્વરૂપે ભક્તોના હૃદયમાં અદ્રશ્ય થઇ ગઇ. હવે, મને એકાંત લાગ્યું. આ જ એકાંત છે—આજ્ઞા કરો."

એકાંત જેવો શબ્દ, એકાંત જેવી માગણી, ભક્તઘેલાંઓની, પ્રભુમય જીવન જીવનારાઓની વચ્ચે શું શું કરી શકે છે તે સાધુએ કદાપિ અનુભવ્યું ન હતું—અત્યારે અનુભવ્યું. તેની આંખો ઢળી પડી. આસપાસ જોવાની તેની હિંમત ન રહી. શરમે તેને જીવતો મારી નાખ્યો. વિદ્વાન હતો. બુદ્ધિએ તેને મર્માહત ઘા કરી છેદી નાખ્યો. પોતાની જાત ઉપર તેને

એકદમ ધ્રૂજવા છૂટી. આ સ્થિતિમાંથી છૂટવા તેણે વલખાં માર્યાં છેવટે તેની નીચી નજર મીરાંના પગ પર પડી.

તે ઊભો થયો અને પોતાનું માથું તથા પોતાનું પોતાપણું મીરાંના ચરણમાં ઝૂકાવી દીધાં.

"ક્ષમા કરો દેવી, ક્ષમા કરો, રક્ષા કરો, રક્ષા કરો" કહેતાં કહેતાં તેની આંખો અને તેના અવાજે તેના રડતા હૃદયને બ્હાર ખેંચી આણ્યું. મીરાંએ તરત તેનું માથું ઊંચુ કરી પોતાના બે હાથમાં લીધું. નિર્મળ પ્રેમભરી અગાધ ગંગા, અનેક પ્રકારની ગંદકીઓને ધોતી, પવિત્ર રહી, સર્વેને પવિત્ર બનાવતી વહેતી રહે તેમ સાધુના હૃદયને ધોતી મીરાંની પ્રેમભક્તિ વહેતી રહી.

"મારા ચરણ સ્પર્શી મને પાપમાં ન નાંખો, સાધુ મહારાજ! હું તો સેવા કરનાર છું."

અચાનક તેની દૃષ્ટિ પુનઃ પોતાના પગ પર પડી. તેણે જોયું કે વાઘડનું માથું તેના પગમાં પડ્યું હતું. તેણે સાધુને છોડી વાઘડને ઝાલ્યો અને ઊભો કર્યો.

મીરાં વહાલથી તેના જંગલીભાઈને જોઈ રહી.

સાધુનાં પ્રજ્ઞાચક્ષુ ખુલી ગયાં. તે મીરાં અને વાઘડની આંખો ભણી જોઈ રહ્યો. તેમાં શું હતું તે તે સમજી શક્યો. જનમોજનમનાં પડળો તેની દૃષ્ટિ આગળથી ખરી ગયાં. હું, તું, સ્ત્રી, પુરુષથી પર એવો શુદ્ધ ઉન્નત પ્રેમનો આભાસ તેને જણાવા લાગ્યો.

**પ્રેમની પ્રેમની પ્રેમની રે**

**મને લાગી કટારી પ્રેમની.**

પેલા ગુજરાતીએ વાઘડ–મીરાંને જોઈ રહેલા સાધુને જોતાં મીરાંનું એક ભજન ઊપાડ્યું. મીરાંએ નજીક મઢુલીમાં હસતા ગિરિધારી તરફ તરત મોંઢું કર્યું અને ભજનમાં સાથ પુરાવા માંડી. મીરાંની સાથોસાથ મંજીરા અને એકતારા રણકી ઊઠ્યા. દૂર ઊભો રહેલો એક ભરથરી રાવણહત્થા સાથે જામી ગયો. નજીક બેઠેલા બ્રહ્મચારી

બાવાઓ ચીપીઆ લઇ આવી બેઠા. ડાક, ડમરુ, મૃદંગ કોણ જાણે કયાંથી આ પ્રશાંત રાત્રિમાં આવી પહોંચ્યાં અને ભજનમાં વહેતા પ્રભુઘેલી મીરાંના પતિતપાવન પ્રેમરસનું ભજનિકો પાન કરવા લાગ્યાં:

**જળ જમુનાનાં ભરવા ગયાં'તાં,**
**હતી ગાગર માથે હેમની રે...**

**કાચે તે તાંતણે હરિજીએ બાંધી,**
**જેમ ખેંચે તેમ તેમની રે...**

**મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,**
**શામળી સૂરત શુભ એમની રે...**

ભજન, રાગ અને ભક્તિના અનુરાગની ત્રમજટ જામી. સ્થાનને ભૂલી થોડીવાર ભક્તજનો કાંઇ બીજી જ દુનિયા અનુભવતા ડોલી રહ્યા. છેવટે ભજન પૂરું થયું. અને,

ભજન અંતે સાધુએ સ્ફૂટ સ્વરે ઉચ્ચાર્યું:

"મીરાંબાઇની જે."

તુરત, વાઘડે, ગુજરાતીએ અને સમસ્ત મંડળીએ એક અવાજે જવાબ વાળ્યો:

"મીરાંબાઇની જે! મીરાંબાઇની જે!"

"અરે રે!"

મીરાંબાઈ બધાંને રોકતાં એકદમ ગભરાઇ બોલી પડયાં, "જય કોની બોલાવાય? મારી? જે સ્ત્રી જેને જેને સુખી કરવા ઇચ્છતી હતી તેને નથી કરી શકી, તેની? ભક્તજનો હું તો અભાગિણી છું–રંક છું......અશક્ત છું. મારી જય બોલવામાં યા બોલાવવામાં ભારોભાર પાપ છે......" કહેતાં કહેતાં મીરાંબા ગદ્ગદિત થઈ ગયાં અને એકાએક આવેશમાં આવી બોલવા લાગ્યાં:

બોલમા બોલમા બોલમા રે
રાધા કૃષ્ણ વિના બીજું બોલમા.
સાકર શેલડીનો સ્વાદ તજીને,
કડવો તે લીમડો ઘોળમા રે.
ચાંદા સુરજનું તેજ તજીને,
આગીયા સંગાથે પ્રિત જોડમા રે.
હીરા રે માણેક ઝવેર તજીને,
કથીર સંગાથે મણી તોળમા રે.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,
શરીર આપ્યું સમતોલમાં રે.

મીરાંબા આવેશમાં ગાતાં રહ્યાં અને ભક્તમંડળ પણ એટલા જ આવેશમાં ડોલતું રહ્યું. સાધુ પણ.

પરંતુ મીરાંબાના આવેશમાં આ વખતે ઊંડી વેદના હતી. ભારે વેદના..............

× × ×

નીચું માથું કરી મીરાંબા એકલાં બેસી રહ્યાં હતાં અને મીરાંનો નાનકડો ગિરિધારી હસી રહ્યો હતો...ભજનમંડળી વિખેરાઈ ગઈ હતી. વાઘડ અને અન્ય ભક્તો પોતપોતાને ઠેકાણે થઈ ગયા હતા. માત્ર મીરાં એકલી તેની મઢૂલીમાં બેઠી હતી —હૃદયમાં અસીમ વેદના અનુભવતી.

તે વિચારતી હતીઃ સાધુએ પોતાની જય બોલાવી અને લોકોએ ઘોષણા કરી ઝીલી.

શા માટે?

જયકારા આ પહેલાં મીરાંએ સાંભળ્યા ન હતા તેમ ન્હોતું; પરંતુ આજનો 'જેજેકાર' તેના હૃદયને ભેદી ઊંડો ઘા કરી ગયો હતો અને તેની વેદના તે અનુભવી રહી હતી.

મીરાં ઊંડા વિચારમાં પડી.

ધીમે ધીમે તેની આંખો ભીની થવા માંડી. તેણે હળવે રહી મસ્તક ઊંચું કર્યું અને આતુર નયને ગિરિધારીને જોઈ રહી.

પરંતુ...

પોતાની જયથી તેના હૃદયમાં જાગેલી ઉથલપાથલ જરા ય શાંત ન થઈ.

એ તો પ્રભુને શોધવા આવી હતી! શ્રદ્ધાથી દ્વારકામાં રહી હતી કે એકને એક દિવસ તેનો ગિરિધારી છતો થશે, તેના હૃદયની આગને શાંત કરશે—અને હસતાં હસતાં, એ નટવર, તેને દોડાવતો, થકવતો, પજવતો ગોલોક લઈ જશે! પરંતુ રે દૈવ! અહીં તો વિપરીત વાત બનતી જાય છે! લોકો પોતાને પૂજતા થાય છે—પોતાની જે બોલાવે છે!

પ્રભુ પ્રત્યેની તેની એકધારી ભક્તિ અને પ્રેમનો અંત આ?

ન જ હોય, ન હોવો જોઈએ.

મીરાં જગતનું કલ્યાણ ઈચ્છતી હતી; પરંતુ જગતનું કલ્યાણ કરવા ન્હોતી નિકળી. તે તો તેના પ્રભુને શોધવા નિકળી હતી.

બે બે દાયકાઓ પછી પણ તેનું હૃદય આજે એટલું જ બેચેન બનવા માંડયું, જેટલું તેના ગિરિધારી સાથે નાનકડી ઉંમરે લગ્ન કર્યા પછી બન્યું હતું. મીરાં બહુ ક્ષોભ પામી બહુ દીન બની ગિરિધારીને નીરખી રહી......

એવામાં, કવખતે, તેના જેવો કોઈ એકલડુકલ વિખૂટો પડેલો પપૈયો પિયુ! પિયુ! કરી બોલવા માંડયો......ધીમે ધીમે......રહી રહી......મીઠા દર્દભર્યા અવાજે બોલતો રહ્યો. મીરાં તેને સાંભળી રહી અને હસી રહેલા ગિરિધારીને ય દેખતી રહી...તેનું હૃદય ત્રસ્ત બની ઊઠયું......સાચે જ 'પપીહા'એ તેના મનને ક્ષુબ્ધ કરી તેના હૃદય પર આક્રમણ કરવા માંડયું. થોડીક વાર મઢુલીની નાની બારીબહાર એક વૃક્ષ

તરફ મીરાં જોઇ રહી. વૃક્ષ પર કોઇ પક્ષી ન દેખાયું; પરંતુ તેનો અવાજ તેના કોમળ હૃદય પર ચિરાડા પાડતો, અનેક મીઠાં સ્મરણોને જગવતો સંભળાતો રહ્યો. મીરાંએ ગિરિધારી તરફ નિરાધાર બની જોયું અને તેની આંખમાં આંસુ ઊભરાઇ ગયાં. આર્દ્ર સ્વરે મીરાં ફરીથી વૃક્ષ ભણી જોઈ બોલવા લાગી:

**પપઇયા રે પિવ કી બાણી ન બોલ।**
**સુણિ પાવેલી બિરહણી રે થારી રાળેલી પાંખ મરોડ़ ॥**
**ચાંચ કટાઉં પપૈયા રે ઉપર કાળો ર લૂણ**
**પિવ મેરા મૈં પીવકી રે તૂ પિવ કહૈ સ કૂણ ॥**

તેણે પ્રત્યુત્તરમાં આશાભરી આંખે ગિરિધારી તરફ જોયું; પરંતુ તેણે સહાનુભૂતિમાં એકે ય અક્ષર ન ઉચ્ચાર્યો. આટલાં વર્ષોમાં તેના ગિરિધારીએ હસવા સિવાય એકે ય કાર્ય કર્યું હતું કે તે અત્યારે બોલે ?

નિરાશિત મીરાં વૃક્ષ તરફ મોંઢુ કરી આગળ બોલવા લાગી:

**થારા સબદ સુહાવણા રે જો પિવ મેળા આજ**
**ચૌંચ મઢાઉં થાંરી સોવની રે તૂ મેરે સિરતાજ ॥**

જવાબમાં પપૈયાએ નહિ, પરંતુ એક કાગડાએ આવી 'કા' 'કા' કરવાનું શરૂ કર્યું. મીરાંએ કાગડા તરફ આશાભરી આંખે જોયું અને બહુ નમ્ર અવાજ કરતાં બોલી:

**પ્રીતમકૂં પતિયાં લિખૂં રે કાગા તૂં લે જાય**
**જાઈ પ્રીતમ જાસૂં યૂં કહે રે થાંરિ બિરહણ ધાન ન ખાય ॥**

પરંતુ ધાન ન ખાવાનું કહેનાર બિરહણની જરા ય પરવા કર્યા વિના કાગડો ઊડી ગયો. મીરાંએ થોડી ક્ષણ ઊડી જતા કાગડા તરફ જોયા કર્યું અને પછી થાકીને પાછું ગિરિધારી તરફ જોયું–એ જ હસતા ગિરિધારી તરફ. તેનું ગળું ભરાઈ આવ્યું–રડી પડી.

**મીરાં દાસી વ્યાકુળી રે પિવ-પિવ કરત બિહાય**
**બેગિ મિલો પ્રભુ અંતરજામી તુમ બિન રહ્યો ન જાય ॥**

ગાતાં ગાતાં મીરાં પ્રભુચરણમાં ઢળી પડી. હાથમાં રહેલી માળા હૈયે ચાંપી મીરાં પડી રહી..............

બહુ વાર સુધી મીરાંએ માળાને ફરી હૈયે ચાંપી. આંખે અડાડી અને નીચે મૂકી દીધી.

એ ખરું કે મીરાંને ધાન ન્હોતું ભાવતું. બીજાંને આશ્વાસન આપનાર, આનંદમગ્ન બનાવનાર મીરાં કોઇક વાર એવી બેચેન બની જતી અને એટલી બેચેન બનતી કે તેને કોઇ રીતે કળ ન પડતી. હૃદયમાં પડેલો પ્રકાશ તેને થોડી ય હૂંફ ન આપતો હોત તો સંકટોમાંથી જ જીવનને ખેંચી જતી મીરાં જગતની ઠંડીમાં ઠુંઠવાઈ જાત, મરી જાત.

પરંતુ મીરાં જીવતાં હતાં દુ:ખને હસી, દુ:ખને પરહરી, દુ:ખી જગતને હસાવી.........

વીસ વીસ વરસથી તેમનું પ્રભુપ્રેમભર્યું હાસ્ય વૈષ્ણવોને ચેતના પ્રેરતું આવ્યું હતું. જેનો થાક જો કે તેમને ન્હોતો જણાતો, પણ તેમના શરીરને જણાતો હતો. મીરાંના આત્માને પૂરી રાખતો દેહ, જુવાની ખોઇ, ઊતરતી પ્રૌઢાવસ્થાની અશક્તિ અનુભવતો હતો. સખ્ત તાપમાં તપવાની, સખ્ત ઠંડીમાં સંકોચાવાની અને સખ્ત વર્ષામાં ભીંજાવાની તેને ટેવ પડી હતીઃ પરંતુ જીવનના નિયમિત પોષણ વિના એવું ને એવું રહેવાની તેની શક્તિ હવે ઘટી ગઈ હતી. ઉપવાસ વ્રતાદિકમાં હૃદય અને મનને પ્રફુલ્લાવતાં મીરાં શરીરે સાવ કથળવા માંડયાં હતાં.

હંમેશ મુજબ મીરાં, આજે, ગિરિધારી સામે જોઇ રહ્યાં હતાં એવામાં ધીમે રહી તેમની નજર પોતાના દેહ પર પડી. મીરાં ધારીને નીરખી રહ્યાં. કથળેલા અંગ પરની કરચલીઓ તેમણે

જોઈ. અશક્તિને લઇને કાંપતી આંગળીઓ તેમણે દેખી અને પછી, પાછું તેમણે ગિરિધારી તરફ જોયું; પરંતુ ગિરિધારીના મુક્ત હાસ્યને નીરખી તેમના હોઠ પર પણ હાસ્ય ઊઘડયું. અગણિત વાર જોયેલા મોંઢાને પ્રેમઘેલી મીરાં જાણે પહેલી જ વાર જોતી હોય તેમ જ જોઇ રહી...અને હળવે હળવે મંદ હાસ્ય હસતાં બહુ ધીમેથી ગાવા માંડી:

જૂનુ થયું રે દેવળ જૂનું થયું,
મારો હંસલો નાનો ને દેવળ જૂનું થયું,
આરે કાયા રે હંસા, ડોલવાને લાગી રે;
પડી ગયા દાંત માંયલી રેખું તો રહી. મારો.
તારે ને મારે હંસા પ્રીત્યું બંધાણી રે;
ઉડી ગયો હંસ, પાંજર પડી રે રહ્યું. મારો.

"બહેન!"

ભજનને રોકતો વાઘડનો ધીમો અવાજ આવ્યો. મીરાંએ પાછળ વળી જોયું, દ્વારકાધીશ જવાનો સમય થઈ ગયો હતો. રોજના નિયમ મુજબ મીરાંને લેવા વાઘડ કયારનો ય ચૂપચાપ આવી ઊભો હતો. મીરાંના ઉપર્યુકત શબ્દોએ નમ્ર બની ગયેલા વાઘડની આંખો છલકાવી દીધી હતી. મીરાંએ હેતથી વાઘડને પોતાની પાસે બેસાડયો અને બોલવા લાગી:

બાઈ મીરાં કહે છે પ્રભુ ગિરિધરના ગુણ;
પ્રેમનો પ્યાલો તમને પાઉં ને પીઉં.
મારો હંસલો નાનો ને દેવળ જૂનું થયું.

છેલ્લી લીટીઓ વાઘડને અને વાઘડ જેવાને ઉદ્દેશીને મીરાં બોલી હતી...પરંતુ ઉત્તરમાં વાઘડ મૂક રહી ફૂલ, ચોખા અને મંજીરા લેવા ઊઠયો......દ્વારકાધીશનાં દર્શન કરવા.

...અલબત્ત આજે તેનું હૃદય ભારે થઇ ગયું.

પ્રભુ પ્રેમનો પ્યાલો આ પહેલીવાર તેણે ન્હોતો પીધો... મીરાંબાએ અનેકવાર તેને પ્યાલા પીવડાવ્યા હતા. તેને જ નહિ તેના જેવા શતસહસ્રોને...

અને વળી એ પ્રેમ તે કેવો ? હું, તું, સ્ત્રી, પુરુષ, આજ, કાલ, જડ, ચેતન, સર્વેથી પર પરંતુ સર્વેને સ્પર્શતો, પરબ્રહ્મ સાથે એકતા સાધવા સુષુપ્ત આત્માને જાગૃત કરતો, અવર્ણનીય આનંદમાં નાચતો અને નચવતો પ્રેમ......મીરાંના હૃદયમાંથી ગુંજતાં ભજનોમાં સંભળાતો, ગિરધર ગોપાલના અહર્નિશ હાસ્યમાં દેખાતો, અનેક સુભગ આત્મામાં અનુભવાતો, સાચા અને પૂરા ભક્તોએ તે અનુભવ્યો હતો......અલબત્ત, મીરાંબાનાં ભજનો ગાતાં ગાતાં અને સાંભળતાં સાંભળતાં.

અને તેથી એકલો વાવડ નહિ, એકલો સાધુ નહિ, એકલું દ્વારકા નહિ, સમસ્ત ગુજરાત બહુ જ ઝડપથી મીરાંના પ્રેમગીતોથી ગૂંજી ઊઠયું હતું. ગુજરાત અને ગુજરાત બહાર રાજરાણી મીરાં, ભક્ત મીરાં, મતવાલી મીરાં, ગુર્જરદેશની પ્રથમ કવયિત્રી મીરાં, પ્રેમભક્તિથી વૈષ્ણવોનાં ચક્ષુ ભીનાં કરવા લાગી અને એ આંસુ દ્વારા ઝેર, વેર અને નિર્દયતા જગતમાંથી જાણે વહી જવા માંડયાં. કાયરો અને બીકણોના હૃદયમાં નવશક્તિ જાગૃત થઈ. તુલસીની માળા ફેરવનારો તલવાર હાથમાં ન લેતો પરંતુ તલવારવાળો કંઠે તુલસીમાળા ગ્રહણ કરવા લાગ્યો. એટલે સુધી કે રાણા કુંભા અને રાણા સાંગાના કુલની પુત્રવધૂ થોડાક જ વર્ષોમાં મેવાડીઓના હૃદયમાં સૌ કરતાં વધારે પ્રબળ કબજો કરી બેઠી.

મેવાડને ગામેગામ અને ઘેરેઘેર મીરાંનાં ભજનો વહેવા માંડયાં. અને જેમ જેમ તે વહેવા માંડયાં, જેમ જેમ તેમનો જ્વાન અનેક ગણો બની આબાલવૃદ્ધના મુખેથી બહાર આવવા માંડયો તેમ તેમ રાણાનું મન ઉન્મત્ત દશાને પામવા માંડયું. મીરાંનું નામ લેનારને તે તિરસ્કારતો તો હતો જ, હવે મીરાંનું

ભજન ગાનારને તે મારવા માંડયો અને તેના ભક્ત બનનારને ફાંસીથી મારી નંખાવવા લાગ્યો.

ઈશ્વરે પાણી નિર્માણ કર્યું છે જીવવા માટે પરંતુ એ જ પાણી માણસનો જીવ લે છે. જે પંચતત્ત્વ શરીરને બનાવે છે, ને જીવાડે છે તે જ તેનો નાશ કરવા શક્તિમાન છે. પ્રભુની પ્રેમભક્તિ એક બાજુ અસંખ્યોના આત્માને ઊંચા ચઢાવતી હતી ત્યારે તે જ બીજી બાજુ રાણાના આત્માને કાળાશ લગાડવા માંડી. હૃદયમાં અહર્નિશ ધીખતી રાખેલી ઘૃણાની હોળી રાણાને જ સળગાવવા માંડી. દોરડું ભલે આંબળો ન છોડે પરંતુ બળીને ભસ્મ તો થઈ જાય ને! પણ, રાણાએ ભસ્મ થવાની ય ના પાડી. મર્યો નહિ, પરંતુ મીરાં પ્રત્યે અધમતમ બની ઘૃણાનું ઘૃણિત દશ્ય બનવા જીવતો રહ્યો.

વીસ વીસ વરસ થયાં છતાં રાણાએ મીરાંને ન છોડી અને મીરાંના નામે રાણાના મનને બેચેન બનાવતું ન છોડયું.

મેવાડના દુશ્મનો ચઢી આવ્યા ને મેવાડી પ્રદેશને જીતવા માંડયા તેની રાણાને બહુ અસર ન રહી. સામંત સરદારો સામે થયા તેની તેને બહુ અસર ન રહી. દુશ્મનોથી ત્રાસ પામતી પ્રજાની વિવશતા તેણે નજરોનજર જોઈ છતાં તેની બહુ અસર ન રહી. તેને કાયમ અસર રહી માત્ર મીરાંની. તે સંપૂર્ણ માનતો હતો કે તેનું પતન કરનાર મીરાં હતી. તેની બુદ્ધિ, શક્તિ અને શરીરની નિર્બળતાનું કારણ માત્ર મીરાં હતી. મીરાંનો નાશ થયે પોતાનો અને પોતાના રાજ્યનો ઉદ્ધાર હતો. મીરાંનો રાહુ દૂર થાય તો જ તેના સૌભાગ્યનો સૂર્ય પ્રકાશે. તેણે તેના મગજને છેવટે એટલી નાજુક સ્થિતિમાં મૂકી દીધું હતું કે રાજ્ય ન હોય તો બહેતર પરંતુ મીરાં મીરાં મટી જાય. અને તે જોવા તે વલખાં મારતો રહ્યો.

અને રાજ્ય પણ જાણે જવા જ બેઠું. ગુજરાતનો સુલતાન બધાં દળ સહિત ચિતોડ નજીકના કિલ્લા પર તૂટી પડયો. મીરાંને ભૂલી રાણો વિક્રમ સામે થયો; પરંતુ તેનું શૌર્ય નકામું બની રહ્યું. તે અને તેના નીચ પાઇકો નિર્માલ્ય નિકળ્યા. મેવાડના સિંહાસનને પોતાનાં પરાક્રમથી સાચવનાર કેટલાક સરદારો વીરતાથી લઢતાં રણક્ષેત્ર પર ઢળ્યા. બાકીના સરદારો રાણાને ત્યાં જ રાખી ચિતોડનું રક્ષણ કરવા ચિતોડ આવ્યા. સુલતાન વિશાળદળ સાથે ચિતોડ પર ચઢી આવ્યો. સમય વિફર્યો. રાજપૂત સ્ત્રીઓએ અંતે ચિતાપ્રવેશ કર્યો. ચિતોડના કાંગરા હાલ્યા. દરવાજા તૂટયા અને ચિતોડ ગઢ સુલતાનના કોપમાં ભસ્મિભૂત થવા લાગ્યો.

રહ્યા સહ્યા સરદારોને સાથે લઇ રાણો વિક્રમ ડુંગરોમાં ભરાયો. રાણી કારમેતીએ અજબ ધૈર્ય રાખી અન્ય રાજાઓની સહાયતા મંગાવી–અરે ઠેઠ, દિલ્હીના પાદશાહ હુમાયુને રાખડી મોકલાવી, બહેનનું રક્ષણ કરવા બોલાવ્યો.પરંતુ કોઇની ય મદદ આવી પહોંચે તે પહેલાં ચિતોડ પડયું—કેવળ રાણાના જ પાપે.

પરંતુ પૂર્વજોના પૂણ્યો પરવારી ન્હોતાં ગયાં. દુશ્મનો થોડા સમયમાં શમી ગયા. ખાસ ખાસ સરદારોના પ્રોત્સાહનથી રાણો ડુંગરોમાંથી બહાર નીકળ્યો અને પાયમાલ ભૂમિ પર પગ મૂકતો મેવાડની થોડીક વીરતા અને થોડાક પરાક્રમને ટેકે ચિતોડમાં પુનઃ પ્રવેશી શકયો.

એ ખાસ સરદારોમાં એક હતો વનવીર. વીરવર પૃથ્વીરાજની ઉપપત્ની શીતલસેની( દાસી )ની કુખે તેણે જન્મ લીધો હતો. દાસી પુત્ર (' પંચમ પુત્ર') હોવા છતાં તે હતો રાજકુમાર. વિક્રમના અનેક દુર્ગુણોથી કંટાળી મેવાડી સરદારોએ મેવાડની રાજગાદીની રક્ષા કરવા તેને પ્રોત્સાહિત કર્યો હતો. વનવીર બહાદૂર હતો. પોતાનું સ્થાન જાણતો હતો. પૂજ્યભાવથી તેણે રાણાને મદદ કરી હતી.

પરંતુ ચિતોડ જીત્યા પછી સરદારોએ તેના કાનમાં એક બીજી વાત નાખી—

કોઇ ને કોઇ ઉપાયે રાણાને ગાદી પરથી દૂર કરવો.

નીચ પાશવાનો અને પાખંડીઓની ખુશામતમાં જીવન વિતાવી રહેલો રાણો વિક્રમ, ક્રોધ અને ક્લેશમાં બળતો અને બાળતો, મેવાડની ગાદી માટે, નિ:સંદેહ, નાલાયક બની ગયો હતો.

સરદારો અને વનવીર તેનું મૂળ કારણ જાણતા.

અને તેથી સરદારો રાણાને દૂર કરવા વનવીરને સમજાવવામાં સફળ થયા......

......અને તેમણે તક જોવા માંડી.

× × ×

મહારાણા વિક્રમના આગમન પહેલાં ચિતોડમાં અને ચિતોડ બહાર મહામારી અને દુકાળે પોતાનાં આક્રમણ શરૂ કરી દીધાં હતાં. પ્રજા બેહાલ નિરાધાર બની હતી. દુ:ખ અને મુશ્કેલીઓથી ઘણાંનાં મન ચંચળ થઇ ગયાં હતાં. વિરોધના સૂરો, ધીમે ધીમે તીક્ષ્ણ અને કટુ બની ઠેર ઠેર સંભળાવા લાગ્યા.

સરદારોને તક સાંપડતી જણાઇ.

છેવટે પ્રજાના પ્રતિનિધિ તરીકે ખાસ આગેવાન સરદારો એક દિવસ એકઠા મળ્યા અને સર્વાનુમતે નિશ્ચય પર આવ્યા કે રાજ્યની પડતીનું કારણ મીરાંબાનો શાપ છે.

× × ×

"શાપ અને તે મીરાંનો?" એકઠા મળેલા સરદારોનો નિર્ણય સાંભળી રાણો ભીષણ હાસ્ય હસતાં બોલી પડ્યો.

"રાણાજી, આપની પ્રજા મેવાડની ભૂમિનો ત્યાગ કરવા તત્પર થઇ છે. પ્રજાજન એક અવાજે માને છે કે મીરાંના મેવાડ-ત્યાગથી જ ભગવાનનો આ કોપ ઊતર્યો છે. એકને કાબૂમાં લેવાય

આખી પ્રજાને નહિ. નિરંતરની લીલી એવી મેવાડભૂમિમાં મહા-મારી અને દુકાળ પડે તેને લોકો દૈવી શાપ માની મીરાંબાનો શાપ માની બેઠા છે." વૃદ્ધ સરદાર રતનસીંગ બોલ્યા.

"એટલે તમે મને ય મનાવવા બેઠા છો?"

"ના, દીવાનજી!" સામંત શિરોમણી ચંદાવત વીર કર્ણ-સિંહે શાંતિથી કહ્યું, "પરંતુ પ્રજાની શ્રદ્ધાને તોડવી હિતાવહ નથી. મીરાંબાને પાછાં બોલાવવા રાજાજ્ઞા થાય."

"અને ન કરું તો?"

"પ્રજા રાજત્યાગ કરશે." ચંદાવત સહેજ સખ્તા-ઈથી બોલ્યા.

"કોણ રોકે છે? ભલે જાય."

એટલું કહી એકદમ નિર્બળ બની ગયેલો રાણો મહેલમાં ચાલ્યો ગયો. પરંતુ મહેલમાં પ્રવેશતાં જ રાણી કારમેતી સામી મળી.

"બેટા, સરદારો ઠીક કહે છે. પ્રજાને સંતોષ આપ. મીરાંને બોલાવ."

"રાજમાતા, આપ પણ હિંમત ખોઇ બેઠાં?" રાણો દાંત કચકચાવી બોલ્યો.

"વિક્રમ, મીરાંને બોલાવ." માતા ઠંડી પરંતુ સખ્ત બની બોલી.

વિક્રમ આશ્ચર્યથી રાજમાતાને જોઇ રહ્યો, પછી તિરસ્કા-રમાં બોલ્યો: "આજે રાતના જરા વધારે કસુંબો લઇ લઇશ. મા, નિર્ભય રહેજો. મેવાડમાં હું જીવતે મીરાં નહિ પ્રવેશે."

રાણો એટલું કહી ચાલવા માંડયો. રાજમાતા કંઇ જ ન બોલી. રાણો પોતાના મહેલમાં આવ્યો. તેને જોતાં જ બહુ ઉત્સાહપૂર્વક પટરાણીએ કહ્યું:

" મહારાજ પધાર્યા છે. "

" એકલિંગજીવાળા, ગુરુદેવ ?"

મરતા માણસમાં જેમ જીવ આવે તેવો સચેત થઈ જતાં રાણો બોલ્યો અને ઝટ શયનમંદિર તરફ વળ્યો. જેનામાં પોતાને અત્યંત શ્રદ્ધા છે એવા શાંત સાધુ મહારાજને એક નાનકડા સિંહાસન પર બેઠેલા જોઇ રાણો આશ્ચર્યમાં નમસ્કાર કરી તેની પાસે આવી ઊભો રહ્યો. સાધુએ હસતે મુખે આશીર્વાદ આપ્યા. રાણો તેમના મોંઢેથી શબ્દો સાંભળવા આતુર થઈ રહ્યો હતો. તેણે આસપાસ જોઇ સાધુ પાસે બેસી જતાં કહેવા માંડયું:

" સાધુ દેવતા, હવે હું થાકયો છું. હૃદયની મૂંઝવણ દૂર નથી થતી, પ્રજા દુઃખી છે, રાજ પાયમાલ છે, દુશ્મનો ચારે બાજુ તાલ ઠોકી દેકારા દે છે. બહુ બહુ દુઃખી છું મહારાજ ! હૃદયને શાંતિ મળે તેવું કંઇ પણ કહો. "

" રાજન્ તમારી પાયમાલી જ મને દેખાય છે ! "

" ગુરુદેવ ! "

" હા, રાણાજી. તમે મને ગુરુ માન્યો ત્યારથી તે અત્યાર સુધી હું તમારું શુભ જ ઇચ્છતો આવ્યો છું. મારા શબ્દોમાં શ્રદ્ધા હોય, તો મીરાંબાને પાછી બોલાવો. "

" આપ પણ ? " રાણાએ મોઢું ફાડી પૂછયું.

" હા રાજા. યથા રાજા તથા પ્રજા. તમારાં પાપ તમારી પ્રજા ભોગવે છે ! "

" મારું પાપ ? "

" ભકતને દુઃખી કરનાર ભગવાનને દુઃખી કરે છે અને ભગવાનને દુઃખી કરવાનું ઇચ્છનાર પાપી છે. તેં પ્રભુની લાડલી, કૃષ્ણની પરમભકત મીરાંને દુભવી છે, દુઃખી કરી છે. એના ચરણમાં માથું મૂક. તેનો શિષ્ય બન. "

" હું રાણો વિક્રમ—મીરાંનો શિષ્ય ? " મહેલ ગાજી ઊઠે તેમ રાણો બોલ્યો.

"તું બની ચૂક્યો છે." સાધુએ હસતાં હસતાં કહ્યું, "રાણા તું મારો શિષ્ય છે. હું મીરાંનો શિષ્ય છું. એટલે તું તેનો શિષ્ય થઇ ચૂક્યો. હવે મીરાંની ક્ષમા માગી તેને તું અહીં તેડી લાવ."

વિક્રમ આંખો ખેંચી સાધુને જોઇ રહ્યો. સાધુએ તેના તરફ દુર્લક્ષ કરી સ્મિત કરતાં જોયું અને આગળ બોલ્યો:

"જલ્દી જા અને તેડી લાવ. વિક્રમ, પુણ્યશાળી રહેવું દૈવી છે; પરંતુ પાપી થવું મનુષ્યપણું છે. તારા પાપની ક્ષમા માગ. પશ્ચાત્તાપ કર અને તારા પાપમાં છૂપાઇ ગયેલાં તારાં શૌર્ય, તેજ અને શક્તિ બહાર લાવ. મીરાંને લઈ આવી પાપનું પ્રાયશ્ચિત કર." રાણી કારમેતી બહુ ગંભીર અવાજે ખંડની અંદર પગ મૂકતાં છેલ્લું વાક્ય બોલી.

અત્યાર સુધી ચૂપચાપ ઊભી રહેલી પતિપરાયણ પટરાણી વધુ સહન ન કરી શકી. વિનય, મર્યાદા અને લજ્જા ત્યાગી તે પતિને પગે વળગી પડી અને રડતાં રડતાં બોલી:

"આપની ખાતર નહિ, પ્રજા ખાતર નહિ, કુલની ખાતર નહિ, વીર પૂર્વજોની ખાતર આપ દ્વારકા પધારો અને મીરાંબાને લઈ આવો."

રાણો જડ થઇ બેસી રહ્યો.

તેણે કોઈ સામે ન જોયું. રાજમાતા, રાણી અને સાધુ રાણાને જોઇ રહ્યાં. લીલીછમ દેખાતી વનશ્રી દાવાનળ પછી જેમ ભીષણ સ્વરૂપ લે, તેવી ભીષણતા રાણાના મોંઢા પર બેઠી. તેનો આત્મા જાણે ઊંડો ઊંડો છૂપાવા લાગ્યો. તેણે ધીમે રહી કહ્યું:

"જાઓ, દયારામ પાંડેને બોલાવો."

"અને જયમલ્લ રાઠોડને." રાણી કારમેતી બોલી.

રાણો વિરોધ કર્યા વિના બેઠો હતો ત્યાં જ પાછળ માથું નાખી ઢળી પડયો.

રાણો બહુ બિમાર હતો, બહુ અશક્ત હતો, બહુ થાક્યો હતો.





"નહિ જવા દઉં. નહિ. નહિ."

રાણીએ વિક્રમના બે હાથ પકડી લેતાં કહ્યું.

"દૂર થા..."

રાતની નીરવતાને ગજવતો વિક્રમનો અવાજ ધ્રૂજી ઊઠયો... "વિક્રમને કોઇએ રોકયો નથી."

"એક જ વખત મારી વિનંતિ આપ........"

"રાણી !" વિક્રમે રાણીને વચમાં જ રોકતાં કહ્યું, "મેં કહી દીધું હતું કે જ્યાં મીરાં ત્યાં હું નહિ. આ મહેલમાં અને આ ધરતી પર હમારા બન્નેમાંથી એકનો જ પગ રહેશે."

"પરંતુ રાજ્યનું શું ?"

"મેવાડને રાણાની જરૂર નથી—ભક્તાણીની જરૂર છે. તું મારી નથી. મા મારી નથી. સરદારો મારા નથી. મેવાડ મારું નથી. તમે બધાં માત્ર એકનાં જ છો—મીરાંનાં. જાઓ, બની રહો એ ઢોંગી ભગતડીનાં. બેસાડો એને રાજગાદી પર અને પૂજતાં રહો એ પાપિણીના પગ. હું વિક્રમ છું—ભોજભાઇ નહિ. સૂર્યવંશી સિસોદિયાની ગાદી રસાતાળ જાય તે પહેલાં હું અહીંથી દૂર થવા ઇચ્છું છું."

"પ્રાણનાથ—"

"હું? નહિ, મીરાં. એ તારો પ્રાણ છે."

"મને સાથે લઇ જાઓ." રાણીએ પુનઃ આજીજી કરતાં કહ્યું.

"મારા વિના તું જીવી શકીશ. મીરાં વિના નહિ." –રાણાએ દ્વેષ અને ક્રોધથી ભરેલા હૃદયે કહ્યું.

રાણાની આંખો ભયાનક દેખાતી હતી. ફ્હો ફાટતાં પહેલાં કોઇને કહ્યા વિના રાણો તેના ડુંગરિયાળા દૂર્ગમાં સર્વસ્વ છોડી, એકલો ચાલ્યો જવા ઇચ્છતો હતો અને તેની રાણી તેને રોકી રહી હતી. ઉન્મત્ત અવસ્થાએ પહોંચેલા વિક્રમના મગજમાં બુદ્ધિ, વિવેક, વિચાર કંઇ જ ન્હોતું રહ્યું. તેને ચાલ્યા જવું હતું—અને એકલા ચાલ્યા જવું હતું.

રાણો જીદ્દી હતો તેમાં કોઇ શક નહિ. સમય જતો હતો અને રાણી રસ્તો રોકી ઊભી હતી. છેવટે રાણીને આગળ વધતી અટકાવવા રાણાએ તલવાર લીધી અને દ્વાર આગળ ઊભો રહી બોલ્યો:

"શપથ છે તને આ તલવારના અને મારા પ્રાણના જો તું મારી સાથે થાય તો. મને પતિ તરીકે જ માનતી હોય તો મારી આજ્ઞા છે કે અહીં જ રહે."

એટલું કહી તે ત્વરિત પગલે બહાર અંધકારમાં અદૃશ્ય થઇ ગયો.

રાણી દિંગમૂઢ બની ઊભી રહી.

મહેલ બહાર રાણાના ખાસ પાઇક પાસ્વાનો ઘોડા લઇ તૈયાર ઊભા હતા, રાણો ઝટ ઘોડેસ્વાર થઇ શહેર બહાર નિકળી પડયો.

× × ×

થોડીક જ વારમાં મહેલ અને શહેર અદૃશ્ય થયાં. રાણાએ પાછું વાળી જોયું સુદ્ધાં નહિ. છેવટે ચિતોડની સીમા પણ આવી રહી. અને ડુંગરિયાળા પ્રદેશમાં રાણો તેના અંગરક્ષકો સાથે પેઠો.

પરંતુ એકાએક બધા અટકી ગયા. પ્રભાત થવા આવ્યું હતું. રાણાએ ચમકી તેના અંગરક્ષકો તરફ જોયું.

"કેમ ? અટકયા કેમ ? આગળ વધો."

"નહિ. અટકી જાઓ." એક જણ બોલ્યો.

"અહીંઆં ય પાછો રોકનાર નિકળ્યો ?"

રાણાએ કટાક્ષમાં પૂછ્યું.

"હા." પેલા રોકનારે શાંત અવાજે જવાબ વાળ્યો.

"કોણ છે તું ?"

"રાઠોડ." બુકાની છોડતાં પેલો રોકનાર જરા સત્તાવાહી અવાજે બોલ્યો.

"મોત ભમે છે માથે ?" વિક્રમે દાંત ભીંસી કહ્યું.

"કોના ?" રાઠોડ નિર્ભય અવાજે બોલ્યો.

"ઓળખાણ પડે છે, મહારાણાજી ? હું બુધાજી રાઠોડનો નાનો ભાઇ, જેતો."

"શું જોઇએ છે ?"

"રાણાનું માથું."

રાણાના માથા પર જાણે વીજળી પડી. જેતો દૃઢ અવાજે ધીમે રહી આગળ કહેવા લાગ્યો:

"હું રાઠોડ છું. મેડતિયો છું. તીલક ને માળા ગ્રહણ કરું છું. અહીં આસપાસ ઊભેલા બધા પાસ્વાનો તમારા પાઇકો નથી મારા માણસો છે—મહામુશિબતે હું એ બધાને ઠેકાણે પાડી

શક્યો છું: પરંતુ હું એમને એમ માથું નહિ લઉં. તમારા હાથમાં ય તલવાર છે અને મારા હાથમાં ય છે. જોઈ લઇએ કોણ કોનું માથું ઊતારે છે. પરંતુ માથું ધૂળ ભેગું કર્યા વિના પાછો નહિ જાઉં. ઘેરથી માને વચન આપી નિકળ્યો છું."

વધુ સવાલ જવાબ કર્યા વિના રાણાએ વીજળી વેગે તલવાર મ્યાનમાંથી કાઢી; પરંતુ જેતો ભરજવાનીમાં હતો—જબ્બર હતો અને પ્રાણને બાજુએ મૂકી લઢવા આવ્યો હતો.

અર્જુનને કાબાએ લૂંટયો તો આ તો રાઠોડ રજપૂત હતો—વેર લેવા જ આવ્યો હતો. મહારાણાની ઈજ્જત, શક્તિ ક્યારનાં ય પરવાર્યાં હતાં. શરીરમાં હવે રહ્યું હતુ શું ?

છતાં રાણો હિંમતથી લઢયો. ખૂબ લઢયો. પરંતુ ચિતોડની નજીકના એ ડુંગરિયાળ પ્રદેશમાં તેનો એક પણ પાઇક ફરકયો નહિ અને મેવાડનો એક પણ સરદાર તેની મદદે આવી ચઢયો નહિ.

× × ×

થોડીક જ ક્ષણોમાં કામ ખતમ થઇ ગયું. મેવાડનો મહારાણો જેતાજીની તલવાર નીચે મુડદું થઇ ધૂળમાં પડયો.

જેતાજીએ તલવાર ઊંચકી—મહારાણાનું માથું કાપવા.

"સબૂર !"

કોઇ ધેરે અવાજે બોલ્યું.

જેતાજીએ ચમકી પાછળ જોયું. રાજકુમાર વનવીર આવી ઊભો હતો. શરમમાં જેતાજીએ તલવાર નીચી કરી.

"મેં તને મહારાણાને પકડી રાખવા કહ્યું હતું."

"પરંતુ મારી માતાએ મહારાણાને મારી નાખવા કહ્યું હતું." જેતાએ દઢ પરંતુ ધીમા અવાજે કહ્યું.

"જેતા મારી તલવાર તને અડે તે પહેલાં ભાગી શકાય તેટલું ભાગ. જા."

જેતાને વધુ બોલવું કે વધુ ઊભા રહેવું ઠીક ન લાગ્યું. તેણે નીચું માથું કરી ચાલવા માંડયું.

"રાજકુમાર !"

એક સરદારે જેતાને સંબોધતાં જરા વિરોધી અવાજે કહેવા માંડ્યું. પરંતુ વનવીર ધરતી પર ઢળેલા મહારાણાને જોઇ રહ્યો હતો. તેણે માથું ઊંચું કર્યા વિના કહ્યું, "મેવાડનો મહારાણો એક સાધારણ રજપૂતને હાથે માર્યા જાય એ તો આપણને શરમાવા જેવું છે. જવા દો જેતાને."

એટલું કહી વનવીરે પોતાની તલવાર મ્યાનમાંથી કાઢી અને જેતાની તલવારના ઘાએ ઘાએ વનવીરે પોતાની તલવારથી રાણાના મૃતદેહ પર ઘા કર્યા અને પછી તેના ટુકડા કરી રાણાના દેહ પર મૂકી દીધા.

"મહારાણા વનવીરનો જય."

એક સરદારે તુરત જેકાર કર્યો. બધા સરદારોએ મોટે અવાજે તે ઝીલી લીધો.

વનવીર ચમકી તેમની સામે જોઇ રહ્યો અને પછી રાણાના મૃતદેહ તરફ જોતાં બહુ જ શાંતિ જાળવતાં બોલ્યો:

"મૃત રાણાના નામે રાઠોડ જયમલને આજ્ઞા કરો. પરબારા દ્વારકા જાય અને પાંડે પણ."

વનવીર જાણતો હતો—મીરાંબા વિના મેવાડની મુક્તિ ન હતી.





## ૨૭ ખેલ

"થાક લાગ્યો છે ?" તે બોલ્યો.

"ના, કનૈયા. અત્યાર સુધી કહેતી હતી થાકી ગઈ છું. હવે જણાય છે મારામાં નવું જોમ આવ્યું છે."

"કે, જૂનુ જોમ દેખાય છે ?,'

"નટખટ ! ચૂપ રહે ! જો, જો. વર્ષો ખસતા જણાય છે.

નિર્જીવ પામેલું હૃદય નવચેતનથી સ્પંદન પામે છે–કાં રે કનૈયા ? મને શું થયું છે ? "

" સાઠે બુદ્ધિ નાઠી છે. "

" હું સાઠ વરસની છું ? "

" સાઠ નહિ તો સાઠની નજીકમાં."

" પણ હું ક્યાં ત્રીસની ય નજીકમાં છું ? આ શું ! જોતો નથી–જો તો આ પાણીમાં ?......"

એટલું કહી શાંત દેખાતી નદીમાં પોતાનું અને કૃષ્ણનું પ્રતિબિંબ દેખાડતાં મીરાં કનૈયાને જોઇ રહી. ખરેખર વર્ષો ખરી પડયાં હતાં. કૃષ્ણ ગિરિધારી મોટા છતાં તેમના મોહક બાલસ્વરૂપમાં જ દેખાતા હતા અને મીરાં ! ઓ હો હો હો ! નાની, એકદમ નાની પરણવાની ઉમ્મરવાળી દેખાતી હતી ! મીરાંએ અત્યંત આશ્ચર્યમાં પ્રતિબિંબોને જોઇ બોલવા માંડયું:

" અરે ! મારી આંખોને કંઇ થયું છે કે શું ? હું કેમ બદલાઈ ગઈ ? અને તું કેમ બદલાઇ ગયો ? અરે મારા ગિરિધારી, અરે મારા નટખટ ! "

એટલું કહી મીરાં ગિરિધારીને વળગી પડી અને બોલવા માંડી:

" આજે મેં તને મેળવ્યો. જેવો ધાર્યો હતો તેવો. જેવો જોયો હતો તેવો. "

" એટલે અત્યાર સુધી હું મળતો જ ન હતો ? "

" અત્યારે જે તું છે તે તું નો'તો મળતો ! જો, મારી તરફ જો......હું કેટલી નાની થઇ ગઇ ? "

" તું નાની ક્યારે ન હતી ? તને મોટી થવાના તરંગો આવે છે ! "

" મૂરખી ! સાવ મૂરખી ! મને લાગ્યું હું ઘરડી થઇ ગઇ છું."

એટલું કહી મીરાં હસી પડી.

એટલું સાંભળી ગિરિધારી હસી પડયો.

અચાનક મીરાંને કાંઇ સ્મરણ થઈ આવ્યું. તે બોલીઃ "નિર્દય ! આવી તારી મશ્કરી ? નહિ નહિ. તું મારી સાથે રમે છે–ખેલ ખેલે છે."

મીરાંનો ક્રોધ જોઈ કનૈયો વધારે જોરથી હસી પડયો અને પછી શાંત થઇ જતાં બોલ્યોઃ

"જે ખેલતો નથી તે માણસ નથી. પરંતુ ખરો ખેલ એકથી નથી ખેલાતો બેની જરૂર પડે છે. સખી તું ય ખેલતી હતી હું ય ખેલતો હતો. માત્ર તને તારા ખેલની ખબર ન હતી. મને મારા ખેલની ખબર છે. એટલું જ."

"જો, પાછી તેં વાતો શરૂ કરી, નહિ ?"

"તો શું કરું !"

"ગા."

"ના, સખી ! ગાવાનું તારું કામ છે. હું તો વગાડનારો છું."

"તું મદારી છે. બધાંને નચવે છે, ગવડાવે છે, રોવડાવે છે."

"મેં તો કોઈ દિવસ તને રોતી નથી જોઇ !" ઠાવકુ મોઢું રાખી ગિરિધારી બોલ્યો.

"હેં ? તેં મને કોઇ દિવસ રોતાં નથી જોઇ ? તો હું…"

મીરાં ક્રોધમાં ઉછળી પડતાં બોલી. અચાનક તેની નજર પુનઃ એકવાર પાણીમાં પડી. તેણે ધારી ધારીને જોયું. ના તે બદલાઇ નહોતી ગઇ. પોતે બાળાવેશે પોતાને મોહ પમાડે તેવા રૂપમાં દેખાતી હતી. તેની નજર આગળ તેના બચપણના દાહ્ડા તરવરવા લાગ્યા. મંદિર દેખાયું–મેડતાના મહેલ દેખાયાઃ જાણે કે ગઇ કાલની જ વાત. તે મસ્ત બની આંખો મીંચી થોડીવાર ઊભી રહી. પછી સ્મરણચિત્રો દૂર થતાં આંખો ઊઘાડી બોલીઃ "કનૈયા, હું કયાં હતી ?"

"તું તો મારી પાસે જ છે!"

"તારી પાસે જ છું તો બતાવ હું આટલા વખતથી શું કરતી હતી?"

"મને સતાવતી હતી–મને રમાડતી."

એટલું કહી કનૈયાએ મોરલી મોઢે મૂકી અને ધીમે ધીમે ચાલવા લાગ્યો. મીરાંએ એકદમ બૂમ પાડી કહ્યુંઃ

"ગિરિધારી! ઊભો રહે. ક્યાં જાય છે? હું કહું છું હવે હું થાકી ગઇ છું–મારી પાસે આવ."

"તું ધીમે ધીમે આવ, થાકી ગઈ છે. હું ગોપીઓને બોલાવી લાવું છું. બહુ દિવસ થયા રાસ રમ્યે."

"ઊભો રહે. જા મા. હું આવું છું."

"ના. તું ત્યાં જ રહે—હું હમણાં જ આવ્યો."

"હજુ ય હું અહીં રહું? વારુ.........અહીં જ રહીશ. અહીં જ રહીશ."

"નહિ મા. પધારો, મેવાડ!"

ઓચિંતા અનેક, અપરિચિત અવાજો મીરાંને સંભળાવા માંડયા. મીરાં ધીમે ધીમે ભાનમાં આવી ગઇ. બહુ દિવસ પછી આજે તેને તેનો ગિરિધારી મળ્યો અને અદૃશ્ય પણ થઇ ગયો. શા માટે તેનાં સપનાં તૂટતાં હતાં? પરંતુ સપનાં જ તૂટેને?

કે, એ ખરેખર સ્વપ્નાં હતાં?

દુનિયા બોલે છે તેમાં કૃષ્ણ અબોલ છે. જ્યાં કૃષ્ણ બોલે છે ત્યાં દુનિયા અબોલ છે.

કયું સ્વપ્ન? કયું સત્ય?

તંદ્રામાંથી જાગૃત થયેલી મીરાંને પૂરેપૂરું ભાન આવ્યું ત્યારે તેની આસપાસ મેવાડીઓ ઘૂંટણ ટેકાવી બેસી ગયા હતા.

પરંતુ, હંમેશનો હસતો ગિરિધારી આજે તેની સામે ન હતો.

બે દિવસ પહેલાં દ્વારકાધીશના મંદિરમાં મીરાં તેને પૂજવા માટે મૂકી આવ્યાં હતાં; મઢૂલીના એક ખૂણામાં એ ગિરિધારીની બેઠક પાછળ વાઘડ અને ગુજરાતી ચૂપચાપ બેસી રહ્યા હતા.

મીરાંને થોડી વારમાં બરાબર ભાન આવ્યું કે તેને લઇ જવા મેવાડીઓ ક્યારના ય આવી બેઠા છે અને દયારામ પાંડે મોખરે છે.

"નહિ મા, મેવાડ પધારો," પાંડે ફરીથી આજીજીપૂર્વક બોલ્યો, "તમારા વિના ધરતી સૂકાઇ છે. ધરતીના પુત્રો લમણે હાથ દઇ બેઠા છે. ધરતીના પાલણહાર તલવાર છોડી બેઠા છે. તમારા વિના મેવાડ મેવાડ નહિ રહે, બદલાશે, વટલાશે, વહી જશે–પધારો મા."

મીરાંએ પાંડે તરફ જોયું.

મીરાંના હોઠને એક ખૂણે તેમનું હંમેશનું અમૃતમય સ્મિત ફરક્યું. 'થાક' 'થાક' કહ્યા કરતી મીરાંના સ્મિતમાં થાકનું જરાય ચિહ્ન ન્હોતું દેખાતું. તેણે વહાલપૂર્વક મેવાડીઓ તરફ જોયું અને પછી બોલી:

"ભાઇઓ! રાણાજીને મારી વતી કહેજો. ધરણીધરનો ધર્મ છે રક્ષા કરવી. રાજા રાજત્વ ગૂમાવે તો ત્રણે લોકમાં તેનું સ્થાન નથી અને તેનું મૂળ કારણ હું હોઉં તો મારા જેટલું કોઇ પાપી નથી. રાણાજીને મારી વિનંતિ છે કે ચિત્ત પ્રસન્ન રાખી, પ્રભુપ્રેમ હૃદયમાં કેળવી પોતે પોતાનો ધર્મ બજાવે જાય ...રાજ કરે."

"આપની ક્ષમા મેળવ્યા વિના રાણાથી રાજ નહિ થાય, આપને પધારવું પડશે."

એક જણે મીરાંના પગમાં માથું મૂકી આર્દ્ર કંઠે યાચના કરી.

"ભાઇ, ભાઇ!" કહેતાં કહેતાં મીરાંએ પગ પાછા ખેંચી લીધા અને નમનારનું માથું પકડી લીધું. નમનારે તરત ઊંચે જોયું

અને બોલ્યો,

"ઓળખ્યો બહેન? મેવાડની રક્ષા માટે મેં તમને વચન આપ્યું હતું. મેવાડની રક્ષા માટે રાણાએ મને ખાસ આમંત્ર્યો છે. પાપીને તો પાપ ભોગવે જ છૂટકો છે; પરંતુ હું મારું વચન પાળવા આવ્યો છું. પધારો મેવાડ. તમારા આવ્યા વિના મેવાડની ગાદી સુરક્ષિત નથી."

પોતાના મોઢાંને છૂપાવતો દુપટ્ટો હઠાવતાં જયમલ બોલ્યો.

"હરિ! હરિ! ગિરિધારીલાલની લીલા છે, જયમલ!" પોતાના ભક્ત ભાઇને આશ્ચર્યથી જોઈ બહુ પ્રેમથી નિહાળતાં મીરાં બોલ્યાં, "ભાઈજી! ગિરિધારી વિના હું મેવાડ કેમ આવું?"

"તો ગિરિધારીને લઇને ચાલો. તમને લીધા વિના હું જવાનો નથી. ભાઇ તરીકે નહિ, રાઠોડ રજપૂત તરીકે વચન કહેવડાવી આવ્યો છું કે મીરાંબાનો દેહ સજીવ હશે તો તેમને લઇને જ મેવાડ આવીશ."

"ભાઈ ગિરિધારીની રજા વિના મેં અહીંથી ન ખસવાનો નિશ્ચય કર્યો છે." મીરાંએ નીચું માથું કરી કહ્યું.

"તો ગિરિધારીની રજા લઇ આવો; પરંતુ જેને લઈને આખું મેવાડ દુઃખી છે તેને લીધા વિના હું અહીંથી ખસવાનો નથી."

મીરાં માથું ઊંચું કરી જયમલના શબ્દોને સાંભળી રહી.

જવું કે ન જવું? પોતાના એક જીવને ખાતર આ લોકો કહે છે આખો દેશ દુઃખી થાય છે; પરંતુ તેને તેનો ગિરિધારી રજા આપશે? કેવી રીતે આપશે? ફરીથી તેને જયમલના શબ્દો કાનમાં ભણકયા:

"ગિરિધારીની રજા લઇ આવો."

હાસ્તો! શા માટે નહિ? આખી જિંદગી સુધી એણે કનૈયાને પોતાની પાસે આવવાની જ યાચના કરી હતી અને તે

ન્હોતો બોલતો. આજે તેની પાસેથી પોતાને ચાલ્યા જવાની યાચના કરવાથી–કદાચિત તેનો ગિરિધર ગોપાલ બોલે તો ?

આશાભર્યાં મીરાં ધીમે રહી ઊભાં થયાં. વાઘડે તુરત દોડી હાથ આપ્યો.

" ભાઇઓ ! તો હું ગિરિધારીની રજા લઇ આવું છું." મીઠું હાસ્ય વેરતાં મેવાડીઓ તરફ જોઈ મીરાં બોલ્યાં.

" પધારો ! " જયમલ અને પાંડે સાથે બોલી પડયા.

" ચાલો દ્વારકાધીશ, વાઘડભાઇ ! " મીરાંએ ઉત્સાહપૂર્વક વાઘડ તરફ જોઇ કહ્યું. વાઘડ નિયમ મુજબ તરત ફૂલ, ચોખા અને મંજીરા લઇ તૈયાર થયો. એક બાજુ વાઘડ અને બીજી બાજુ અતિવૃદ્ધ ગુજરાતીના સહારાથી મીરાં ધીમે ધીમે જયમલ અને મેવાડીઓ સાથે ચાલવા માંડયાં......

દ્વારકાધીશ ભણી.





## ૨૮ મીરાં કે પ્રભુ ગિરધર નાગર

છદ્મ વેષે આવેલા મેવાડીઓ પ્રભુનાં દર્શન કરી મંદિર બહાર આવી ઊભા. મીરાંબાએ સ્નાનાદિથી આટોપી સ્વચ્છ કપડાં પહેરવા માંડયાં. છાપાં, તીલક અને માળાઓ ગ્રહણ કરી. અને વૃદ્ધ પૂજારીએ તેમનાં મંજીરાઓ અને નાની તંબૂરી આણી આપ્યાં.

મીરાંબા મંદિરનાં ગર્ભદ્વારમાં પેઠાં અને તેમની ઇચ્છાનુસાર પૂજારી તેમને ભગવાન સાથે એકલાં પૂરી દરવાજા બંધ કરી બહાર ઊભો......

...મીરાંબાએ એક દીર્ઘ શ્વાસ લઇ મૂર્તિ સામે નજર ઠેરવી. દ્વારકેશની પાસે જ ગિરિધારી હંમેશ મુજબ હસતો ઊભો હતો–મનોહર મૂર્તિ દ્વારકેશનું બહુ નાનું સ્વરૂપ બની.

"ગિરિધારી !" કહેતાં પહેલાં તો મીરાંબાની આંખો છલકાઈ પડી. અવાજ બંધ થઈ ગયો. થોડીક વાર તેમણે ફોકટ પ્રયત્ન કર્યો; પરંતુ શબ્દોચ્ચાર ન થયો. ધીમે ધીમે તેમણે ચંદન અર્ચન કર્યાં. પુષ્પમાળા ધરાવી. નૈવેદ્ય પીરસ્યું અને પછી હળવે હળવે, સ્હેજ થરથરતી આંગળીએ તેમણે મંજીરા પકડી, અને બીજા હાથે એકતારાના તારને ધ્રૂજાવવા માંડયો.

બહુ ધીમે ધીમે પરંતુ લય, જામવા માંડી. મંજીરા અને એકતારાએ અશક્ત મીરાંના દેહમાં ચેતન પ્રકટાવવા માંડયું. ધીમે ધીમે તેમનાં શ્રમિત અંગોએ ડોલવા માંડયું. તેમની થાકેલી આંખોમાં ચમક આવવા માંડી.

લય વધવા લાગી. ધ્વનિ વધારે સ્પષ્ટ થવા માંડયો.

મીરાંના હૃદયમાં મસ્તી ઉછળવા લાગી.

જોતજોતામાં વૃદ્ધાવસ્થા જાણે ખરી પડી. અશક્ત ગાત્રો અજબ સ્ફૂરણથી ડોલવા માંડયાં.

મીરાંની આંખો, મીરાંનું હૃદય મીરાંનો આત્મા ભગવાન પ્રતિ વળ્યાં. તેમનો રૂંધાએલો અવાજ મુક્ત થયો અને ઓષ્ઠ દ્વારા બહાર આવવા લાગ્યો—હૃદયનાં એક એક સ્પંદનથી ધ્રૂજતો હૃદયની એક એક ઊર્મિનું સ્પષ્ટ સ્વરૂપ બનતો:

**બંસીવારા આજ્યો મ્હારે દેસ,**
**થારી સૉંવરી સુરત વ્હાલો બેસ ॥**

**આઉં આઉં કર ગયા સૉંવરા,**
**કર ગયા કૌલ અનેક ।**

**ગિણતા, ગિણતા ઘસ ગઇ મ્હારી**
**આૅંગળિયૉં રી રેખ ॥૧॥**

ભગવાને જવાબ ન આપ્યો.

મીરાંનો અવાજ વધારે સ્પષ્ટ થયો:

મૈં બૈરાગિણ આદિકી જી
થાઁરે મ્હારે કદકો સનેસ ।
બિન પાણી બિન સાબુણ સાઁવરા,
હોય ગઇ ધોય સપેદ ॥૨॥

ભગવાને જવાબ ન જ આપ્યો.

મીરાં વધુ વિવશ બની:

જોગણ હોય જંગળ સબ હેરૂઁ
તેરા નામ ન પાયા ભેસ ।
તેરી સુરતકે કારણે
મ્હેં ધર લિયા ભગવાઁ ભેસ ॥૩॥

ભગવાને ન જ બોલવાનો નિશ્ચય કર્યો હતો.

મીરાંનું હૃદય એકદમ તડપી ઊઠયું.

મોર–મુગટ પીતાંબર સોહે
ઘુંઘરવાળા કેસ ।
મીરાંકે પ્રભુ ગિરધર મિલિયાઁ
દૂનો બઢે સનેસ ॥૪॥

ગિરિધારી ન બોલ્યો તે ન જ બોલ્યો.

" ગિરધારી ! " પુનઃ કહેતાં કહેતાં તો મીરાંની આંખો ફરી છલકાઇ પડી. વિયોગની અસહ્ય પીડા વિદાયનું નામ જીભ પર લાવતાં પહેલાં મીરાં અનુભવવા લાગી. ગદ્ગદિત સ્વરે મીરાં બોલવા માંડી:

"તેડું આવ્યું છે, મને. શું કરું કનૈયા ? જિંદગી પસાર કરી, મેં તને મેળવવા. પરંતુ હું મૂર્ખી રોતી રહી અને તું વહાલીડા હસતો રહ્યો. મને આખરે તું ન જ મળ્યો. શું તું આમ ને આમ રહીશ ! મારા નાથ, કલિકાલમાં સંભળાય છે તું ઝટ પ્રસન્ન થાય છે...પરંતુ ક્યાં છે તું ? ક્યાં છે ? જિંદગી વિતાવી તારા રટણમાં. સર્વસ્વને ભૂલી ગઇ તારા પ્રેમમાં—છતાં પણ ગોપાલ તું દૂરનો દૂર ! મોત મારો અંત નથી લાવતું. તારો પ્રેમ મારી લગનને નથી છોડાવતો ! બોલ મારા નાથ હવે હું શું કરું ? બોલ મારા નાથ એક વખત બોલ, એક વખત કૃપા કર. એક વખત હસીને કહે કે 'તું હારી,' બસ. ગરીબોના બેલી ! નિર્દોષ અને ગરીબો ન્હાસતાં ફરે છે. અનાચાર અને અત્યાચાર તેમનાં રૂધીર શોષી રહ્યા છે. પાપીઓ આગે બઢે છે અને સદાચારીઓ કમોતે મરે છે. શા માટે નાથ ! રસ્તો દેખાડ ! આવ ! બોલ ! હવે બોલ ! અને વિદાય કર !"

કહેતાં કહેતાં મીરાં આવેશમાં ઊઠી અને દ્વારકાધીશના ચરણ જોસથી પકડી રડી રહી......

"અરે ! આ શું કરે છે ? ઊભી થા......ઊભી થા સખી ! ક્યાં હતી તું ? જો તો સોળસે ગોપીઓ તારી ક્યારની વાટ જુએ છે ! તેમના હાથ હવામાં ખાલી તરવરે છે. મૃંદગની વાટ જોતા તેમના પગ થનગની રહ્યા છે. હવા, પાણી, કદંબ, પુષ્પો પંખીઓ બધાં શાંત બની તારી વાટ જોઇ રહ્યાં છે. તારા વિના બધાં નિર્જીવ છે—ગા, સખી, ગાવા માંડ, ગા...ગા..."

કનૈયાનો મીઠો, મીઠો, અતિ મીઠો અવાજ સંભળાયો.

મીરાંએ આંખ વધુ પહોળી કરી આસપાસ જોયું. ગિરિધારી ખરું કહેતો હતો. તેની આંખો હર્ષાશ્રુથી ભીંજાઇ ગઇ. અરે તેનાં કપડાં કેટલાં સુંદર છે ? ક્યારે પહેર્યાં ! તેનાં આભૂષણ કેટલાં મોહક છે ? કોણે તેને પહેરાવ્યાં ?

પૂછપરછ ન કરવાનો મીરાંએ નિશ્ચય કરી લીધો.

તેનો ગિરિધારી તેની યાચનાને પામી ગયો. પોતે મુરખ જ હતી ને ? નકામી વિયોગમાં ઝુરતી હતી. અને વિયોગ શાનો ? જેને એ ઇચ્છતી હતી તે તો તેની સામો, તેની પાસે હતો !–છે ! મીરાંનું હૃદય આનંદમાં નાચી ઊઠયું. આટલો 'નજીક' છતાં ગિરધારીને તે અત્યાર સુધી એકદમ 'દૂર' કેમ માની લેતી હતી ? મૂરખ જ હતી ? તેણે વધુ ન વિચારવા કે ન પૂછવા નિર્ણય કર્યો હતો. અત્યાનંદમાં આવી ગિરિધારીને જોવા લાગી.

તેની હંમેશની ઇચ્છા મુજબ તેના કહ્યા વિના કનૈયો વાંસળી વગાડવા માંડયો. ત્રિભુવનને ડોલાવતી વેણુ વાવા લાગી અને ઓચિંતું અજબ યૌવન પ્રાપ્ત કરેલી મીરાં, મતવાલી મીરાં, પ્રેમમયી મીરાં આંખના પલકારામાં કૃષ્ણની પાસેથી છટકી દૂર ઊભી. પછી તુરત કૂદકો મારી પાછો તેણે તેનો હાથ પકડી લીધો અને હરખઘેલી થઇ ગાવા માંડી:

મ્હારા ઓળગિયા ઘર આયા જી ।
તનકી તાપ મીટી સુખ પાયા
હિલમીલ મંગલ ગાયાજી ॥૧॥

ઘનકી ધુનિ સુનિ મોર મગન ભયા
યૂં મેરે આણંદ છાયાજી ।
મગન ભઈ મિલ પ્રભુ આપણા સૂઁ
ભૌકા દરદ મિટાયાજી ॥

ચંદકૂઁ નિરખિ કમોદણિ ફૂલૈ
હરખિ ભયા મેરી કાયાજી ।

પાસે ઊભેલી એક ગોપીને જોરથી પોતાની પાસે ખેંચી મીરાં કહેવા લાગીઃ

**રગ રગ સીતલ ભઇ મેરી સજની**
**હરિ મેરે મહલ સિધાયાજી ।**
**સબ ભગતનકા કારજ કીન્હા**
**સોઈ પ્રભુ મૈં પાયાજી**
**મીરા બિરહણી સીતલ હોઇ**
**દુઃખ દુંદ દૂર નસાયાજી ॥**

અને, સાથે સાથે જ,

સોળસો ગોપીઓના હાથ અને પગ મીરાંના શબ્દોનો ઉત્તર આપવા એક સાથે ઠુમકી ઊઠયા. મીરાંના પગ પણ સાથે સાથે ઊપડ્યા. કદંબ વૃક્ષની આસપાસ ગોપીઓએ રાસ રચ્યો—મીરાં અને કૃષ્ણને ઘેરીને. પછી તો પવન, પુષ્પ, નદી, પંખી બધાં તેમના નિયમ મુજબ ડોલવા લાગ્યાં અને થોડીક જ ક્ષણોમાં કૃષ્ણની બંસીએ જીવ અને નિર્જીવને નૃત્ય કરતાં કરી દીધાં. નુપૂરના ઝણકાર, કંકણના ખણખણાટ, કટિમેખલામાં ઉછળતી ઘૂઘરીઓ, નૃત્ય, ગાન, તાલ, લય, વાંસળી, કનૈયો, ગોપી અને મીરાં સર્વેમાં પરમ સુખની ઉન્મત્ત સ્થિતિ પ્રવર્તિ રહી, જેમાં મીરાં, ભગવાન કૃષ્ણની વધુને વધુ, વધુ ને વધુ, નિકટ ખેંચાવા લાગી—આવતી ગઇ—આવી ગઈ.

છેવટે હસતા ગિરિધર ગોપાલે મીરાંનો હાથ પકડી તેને પોતાની છાતી ભણી ખેંચી લીધી. તેને પહેલવહેલાં તો લજ્જા આવી. શરમથી આંખો નીચી નમાવી દીધી—પરંતુ ગિરિધારીએ તેની મૂંઝવણ દૂર કરી.

" આંખો ઉઘાડ સખી ! અહીં કોઇ નથી."

મીરાંએ ધીમે રહી આંખો ઉઘાડી તો ગોપીઓ અદૃશ્ય હતી. હસતા ગિરિધારીએ ગભરાએલી મીરાંનું મોઢું પોતા ભણી ફેરવ્યું અને અમૃતમય હાસ્ય ફેંકતાં બોલ્યો:

" બોલ, સખી ! ક્યાં જવું છે ?"

મીરાં આશ્ચર્યમુગ્ધ બની કનૈયાને જોઇ રહી.

તેના ગિરિધારીનો હાથ તેની પીઠ પર વધુ ને વધુ આવવા લાગ્યો—મીરાંએ ભગવાનના હૃદયના ધબકારા સાંભળ્યા, તેના શ્વાસોચ્છ્વાસ અનુભવ્યા, તેના આંખની કીકીઓનું તેજ બહુ નજીકથી ઝીલ્યું-મીરાંએ ગિરિધારીને એ હાથમાં ઝકડયો-ધીમે ધીમે તે તેની વધુ ને વધુ નિકટ ખેંચાઈ-સ્પર્શી, ભળી ગઇ—એક થઇ ગઇ—અદૃશ્ય થઈ ગઇ.

પુનઃ મગજને ચક્રાવામાં નાખતા અવાજ સંભળાયા...

" ઉઘાડો દ્વાર ! ઉઘાડો બા ! દેવી ! દર્શન કરવા દો..."

ભકતોએ, પૂજારીએ—અને વાઘડે બૂમો પાડવા માંડી. એ પહેલાં જયમલ અને પાંડેએ મોવડીઓ સાથે ગર્ભદ્વાર પર આક્રમણ શરૂ કરી દીધું હતું.

આખરે—

મંદિરના રૂપેરી દરવાજા તૂટયા.

જયમલ, વાઘડ અને પાંડે અંદર પેઠા. ગૂજરાતી અને પૂજારી બેબાકળા બની જોવા માંડયા.

દરેક જણ અંદર ધસી આવી આમતેમ જોવા માંડયું.

"બ્હેન!"

"બા!"

"ભગવતિ!"

જૂદે જૂદે મોઢે નિકળેલી એકેય બૂમનો પ્રત્યુત્તર ન મળ્યો.

મીરાંબા હતાં જ નહિ.

તો, ક્યાં ગયાં?

"બ્હેન!" એકાએક વાઘડે ચીસ પાડી. બધા ચમકીને તેના તરફ જોવા માંડયા. વાઘડ હાથ લાંબો કરી દ્વારકાધીશની મૂર્તિને દેખાડવા લાગ્યો.

આંખો ફાડી બધા દ્વારકાધીશને જોવા લાગ્યા. દ્વારકાધીશના શરીરની આસપાસ મીરાંની સાડી વિંટળાએલી હતી. જયમલે દોડીને સાડીને ખેંચવા માંડી તો અંદરથી હંમેશનું હાસ્ય હસતો નટખટ ગિરિધર ગોપાલ દેખાયો.

મીરાં ક્યાં ગયાં?

વ્યાસપીઠ નક્કર હતી. ઉપરનો ઘુંમટ ફાટે તેવો ન હતો. છટકબારી હતી નહિ. તો પછી ક્યાં ગઈ પ્રેમઘેલી, પ્રેમમયી મીરાં?

મીરાંબા? દેવી! મીરાંબા! મીરાંબા!

ફરીથી મેવાડીઓની બૂમો સંભળાઈ. ફરીથી જવાબ ન મળ્યો.

વૃદ્ધ પૂજારીની આંખમાં આંસુ ઊભરાયાં. પ્રેમાનંદની પરાકાષ્ટા અનુભવતો વૃદ્ધ પૂજારી ગળું ખંખેરી કંપતા અવાજે બોલ્યો:

"કોણે કહ્યું ભગવાન અને ભક્ત અલગ છે ? કોણ ભક્તને ભગવાનથી અલગ કરી શકે તેમ છે? સિધારો રાવ! તમારી બેન આજે સાસરે ગયાં."

"પરણ્યાજીને અહીં મૂકી દઈને ?" આંખોનાં આંસુ જેમ તેમ લૂંછતાં પરમ વૈષ્ણવ જયમલ્લ, મીરાંના વહાલા નાના ગિરિધર ગોપાલ પાસે ઘૂંટણીએ પડી તેને હાથમાં રમાડતાં રમાડતાં બોલ્યો.

તરત બધાંઓનાં મસ્તક દ્વારકાધીશ પાસે જયમલના હાથમાં રમતા મીરાંના ગિરિધર ગોપાલ આગળ નમી પડ્યાં.

"ભક્ત ભલે છટકે; પરંતુ ભગવાન્ તને તો નહિ છટકવા દઉં."

—જયમલે ગિરિધારીને આંસુડુભી આંખે જોતાં કહ્યું.

"એટલા માટે તો ભગવાને મૂર્તિસ્વરૂપો લીધાં છે."

—ગુજરાતી ધીમે રહી બોલ્યો.

ખરું.

મીરાંનો પ્રભુ ગિરિધર ગોપાલ, નટખટ, તેનું હંમેશનું હાસ્ય વેરતો પ્રત્યુત્તરમાં બધાં તરફ જોતો હસી રહ્યો.





મોરમુગટ ને કાને રે કુંડળ, મુખ પર મોરલી ધરી,
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, વિઠ્ઠલવરને વરી.

# મીરાંકે પ્રભુ ગિરિધર નાગર

**ભક્ત કવિ મીરાંબાઈનાં ચૂંટેલાં પદોનો સંગ્રહ**

[ કૃષ્ણકીર્તન, પ્રેમ-ભક્તિ, જીવન-કવન, પ્રભુવિરહ, જ્ઞાન, વૈરાગ્ય અને તત્ત્વજ્ઞાનનાં મીરાંબાઈનાં સુપ્રસિદ્ધ પદો ]



## હરિ ચરણાં ચિત દીજે

રાગ કાસી–તાલ તિતાલા

મ્હાંરી સુધ[1] જ્યૂં જાનો જ્યૂં લીજો.
પલ પલ ઊભી પંથ નિહારું, દરસણ મ્હાંને દીજો.
મૈં તો હૂં બહુ ઔગુણવાળી, ઔગણ સબ હર લીજો.
મૈં તો દાસી થાંરે[2] ચરણકંવલકી, મિલ બિછડન મત કીજો.
મીરાંકે પ્રભુ ગિરધર નાગર, હરિ ચરણાં ચિત દીજો.

૧ સંભાળ, ખબર. ૨ તમારા.

## કૃષ્ણકીર્તન

### ૧

રાગ હમીર—તાલ તિતાલા

બસો મેરે નૈનનમેં નંદલાલ.
મોહની મૂરતિ સાંવરિ સૂરતિ નૈણા બને બિસાલ,
અધર સુધારસ મુરલી રાજત ઉર બૈજંતી—માલ.
છુદ્ર ઘંટિકા કટિ તટ સોભિત નૂપુર સબદ રસાલ,
મીરા પ્રભુ સંતન સુખદાઈ ભગતબછલ ગોપાલ.

### ૨

હાંરે કોઈ માધવ લ્યો, માધવ લ્યો, વેચંતી વ્રજનારી રે. હાંરે.
માધવને મટુકીમાં ઘાલી, ગોપી લટકે લટકે ચાલી રે. હાંરે.
હાંરે ગોપી ઘેલું શું બોલતી જાય, મટુકીમાં ન સમાય રે. હાંરે.
નવ માનો તો જુવો ઉતારી, માંહી જુવે તો કુંજબિહારી રે. હાંરે.
વૃંદાવનમાં જાતા દહાડી, વાલો ગો ચારે છે ગિરિધારી રે. હાંરે.
ગોપી ચાલી વૃંદાવન વાટે, સૌ વ્રજની ગોપીઓ સાથે રે. હાંરે.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, જેનાં ચરણકમળ સુખસાગર રે. હાંરે.

### ૩

દવ તો લાગેલ ડુંગરમેં, કહોને ઓધાજી હવે કેમ કરીએ;
કેમ તે કરીએ, અમે કેમ કરીએ, દવ તો લાગેલ ડુંગરમેં. ટેક.
હાલવા જઈએ તો વહાલા હાલી ન શકીએ,
બેસી રહીએ તો અમે બળી મરીએ રે. કહોને.
આરે વરતીએ નથી ઠેકાણું રે વહાલા હેરી,
પર વરતીની પાંખે અમે ફરીએ રે. કહોને.

૮

રાગ ભૈરવી–તાલ કહરવા

અબ મૈં શરણ તિહારી[1]જી, મોહિ[2] રાખો કૃપાનિધાન. ટેક.
અજામીલ અપરાધી તારે, તારે નીચ સદાન;
જળ ડૂબત ગજરાજ ઉબારે,[3] ગણિકા ચઢી બિમાન.
ઓર અધમ તારે બહુતેરે,[4] ભાખત સંત સુજાન;
કુબજા નીચ ભીલણી તારી, જાણે સકલ જહાન.[5]
કહં લગ કહૂં ગિણત નહિ આવે, થકિ રહે બેદ પુરાન;
મીરા દાસી શરણ તિહારી, સુનિયે દોનોં કાન.

૯

રાગ સૂહા–તાલ કહરવા

સ્વામી સબ સંસારકે હો સાંચે શ્રીભગવાન.
સ્થાવર જંગમ પાવક પાણી ધરતી બીજ સમાન,
સબમેં મહિમા થાંરી દેખી કુદરતકે કરબાન.
વિપ્ર સુદામાકો દાળદ[6] ખોયો બાલેકી પહચાન,
દો મુઠ્ઠી તંદુલકી ચાબી દીન્હોં દ્રવ્ય મહાન.
ભારતમેં અર્જુનકે આગે આપ ભયા રથવાન,
અર્જુન કુળકા લોગ નિહાર્યાં છુટ ગયા તીર કમાન.
ના કોઈ મારે ના કોઇ મરતો, તેરો યો અગ્યાન,
ચેતન જીવ તો અજર અમર હૈ, યો ગીતારો ગ્યાન.
મેરેપર પ્રભુ કિરપા કીજૈ, બાંદી અપણી જાન,
મીરાં કે પ્રભુ ગિરધર નાગર ચરણ–કંવલમેં ધ્યાન.

---

૧ તમારે. ૨ મને. ૩ બચાવી લીધો. ૪ ઘણા પ્રકારના. ૫ દુનિયા. ૬ દરિદ્રતા.

## ૧૦

રાગ ભીમપલાસી–તાલ તિતાલા

ગોવિંદ કબહું મિલૈ પિયા મેરા,
ચરણ–કંવલકો હંસ–હંસ દેખૂં રાખૂં નૈણાં નેરા;[૧]
નિરખણકૂં મોહિ ચાવ[૨] ઘણેરો કબ દેખું મુખ તેરા.
બ્યાકુલ પ્રાણ ધરત નહિં ધીરજ મિલ તૂં મીત સબેરા;[૩]
મીરાકે પ્રભુ ગિરધર નાગર તાપ તપન બહુતેરા.

## ૧૧

રાગ ગોડી–તાલ તેવરા

મન રે! પરસ હરિકે ચરન. ધ્રુ૦
સુભગ સીતલ કમલ–કોમલ, ત્રિવિધ–જ્વાલા–હરન,
જે ચરન પ્રહ્‌લાદ પરસે, ઈન્દ્ર પદવી ધરન.
જિન ચરન ધ્રુવ અટલ કીન્હો, રાખિ અપને સરન;
જિન ચરન બ્રહ્માંડ ભેટ્યો, નખસિખો શ્રીભરન.
જિન ચરન પ્રભુ પરસિ લીન્હેં, તરી ગૌતમ–ઘરન;[૪]
જિન ચરન કાલીહિ નાથ્યો, ગોપલીલા કરન.
જિન ચરન ધાર્યો ગોવર્ધન, ગરબ મઘવા[૫] હરન;
દાસી મીરાં લાલ ગિરિધર, અગમ તારન તરન.

## ૧૨

બોલ મા બોલ મા બોલ મા રે, રાધાકૃષ્ણ વિના બીજું બોલ મા. ટેક.
સાકર શેલડીનો સ્વાદ તજીને, કડવો તે લીમડો ઘોળ મા રે. રાધા.
ચાંદાસૂરજનું તેજ તજીને, આગિયા સંગાથે પ્રીત જોડ મા રે. રાધા.

૧ નજીક. ૨ પ્રેમ. ૩ જલદી. ૪ ગૌતમ ઋષિની પત્ની, અહલ્યા. ૫ ઇન્દ્ર.

હીરા રે માણેક ઝવેર તજીને, કથીર સંગાથે મણિ તોળ મા રે. રાધા.
મીરાં કહે પ્રભુ ગિરિધરનાગર, શરીર આપ્યું સમતોલમાં[1] રે. રાધા.

## ૧૩

રાગ પ્રભાતી–તાલ તિતાલા

જાગો બંસીવારે લલના જાગો મોરે પ્યારે,
રજની બીતી ભોર[2] ભયો હૈ ઘર ઘર ખુલે કિંવારે,[3]
ગોપી દહીં મથત સુનિયત હૈ કંગનાકે[4] ઝનકારે.[5]
ઊઠો લાલજી ભોર ભયો હૈ સુર નર ઠાઢે[6] દ્વારે,
ગ્વાલબાલ સબ કરત કુલાહલ[7] જય જય સબદ ઉચારે.
માખન રોટી હાથમેં લીની ગઉવનકે[8] રખવારે,[9]
મીરાકે પ્રભુ ગિરધર નાગર તરણ આયાંકૂં[10] તારે.

## ૧૪

રાગ માંડ, તાલ ધુમાલી અથવા કેરવા

મ્હાંને ચાકર રાખો જી,
ગિરિધારી લલા ચાકર રાખો જી ટેક.

ચાકર રહસૂં,[11] બાગ લગાસૂં, નિત ઊઠ દરસન પાસૂં;[12]
વૃંદાવનકી કુંજ ગલિનમેં, ગોવિંદ–લીલા ગાસૂં.[13] મ્હાંને૦

ચાકરીમેં દરસન પાઊં, સુમિરન પાઊં ખરચી;
ભાવ–ભગતિ જાગીરી પાઊં, તીનોં બાતાં સરસી. મ્હાંને૦

મોર મુકટ પીતામ્બર સોહે, ગલ બૈજંતી માલા;
વૃંદાવનમેં ધેનુ ચરાવે, મોહન મુરલીવાલા. મ્હાંને૦

---

૧ ભારોભાર, સાટોસાટ. ૨ સવાર. ૩ બારણાં, દ્વાર. ૪ કંકણના. ૫ ઝણકાર, અવાજ. ૬ ઊભા છે. ૭ ગરબડ, કોલાહલ. ૮ ગાયોના. ૯ રખવાળો. ૧૦ આવેલાંને. ૧૧ રહીશું. ૧૨ દર્શન પામીશું. ૧૩ ગાઇશું.

ઊંચે ઊંચે મહલ બનાઊં, બિચ બિચ રાખું બારી;
સાંવરિયાકે દરસન પાઊં, પહિર કુસુમ્બી[1] સારી. મ્હાંને૦

જોગી આયા જોગ કરનકૂં[2], તપ કરને સંન્યાસી;
હરિ-ભજનકૂં સાધુ આયે, વૃંદાવન કે વાસી. મ્હાંને૦

મીરા કે પ્રભુ ગહિર ગંભીરા, હૃદે રહો જી ધીરા;
આધી રાત પ્રભુ દરસન દીન્હોં, જમુનાજીકે તીરા. મ્હાંને૦

## ૧૫

રાગ મિશ્ર કાફી-તાલ તિતાલા

અબ તો હરિ નામ લૌ લાગી;
સબ જગકો યહ માખન-ચોરા, નામ ધર્યો બૈરાગી.
કિત છોડી વહ મોહન મુરલી, કિત છોડી સબ ગોપી;
મુંડ મુંડાઈ ડોરિ કટિ બાંધી, માથે મોહન ટોપી.
માત જસોમતિ માખન કારન, બાંધે જાકે પાંવ;
સ્યામકિશોર ભયો નવ-ગૌરા, ચૈતન્ય જાકો નાંવ.
પીતાંબરકો ભાવ દિખાવૈ, કટિ કોપીન કસૈ;
ગૌર-કૃષ્ણકી દાસી મીરા, રસના કૃષ્ણ બસૈ.

## ૧૬

તુમ બીન મોરી કોન ખબર લે ગોવર્ધન ગિરધારી.
ભરી સભામેં દ્રૌપદી બોલે રાખો લાજ હમારી. તુમ૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણ કમળ બલિહારી. તુમ૦

---

૧ કસુંબી, ઘેરા લાલ રંગની. ૨ કરવાને.

## ૧૭

વાગે છે રે વાગે છે, વંદ્રાવન મોરલી વાગે છે,
તેનો શબ્દ ગગનમાં ગાજે છે; વંદ્રાવન૦ ટેક.

વંદ્રા તે વનને મારગ જાતાં;
વા'લો દાણ દધિનાં માંગે છે; વંદ્રાવન૦ ૧

વંદ્રા તે વનમાં રાસ રચ્યો છે,
વા'લો રાસ મંડળમાં બિરાજે છે; વંદ્રાવન૦ ૨

પીળાં–પીતાંબર જરકસી જામા,
વા'લાને પીળો તે પટકો બિરાજે છે; વંદ્રાવન૦ ૩

કાને તે કુંડળ મુસ્તકે મુગટ,
હાંરે વા'લા મુખપર મોરલી બિરાજે છે; વંદ્રાવન૦ ૪

વંદ્રા તે વનની કુંજ ગલનમાં,
વા'લો થનક થૈ થૈ નાચે છે; વંદ્રાવન૦ ૫

બાઇ મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ,
વા'લા દર્શનથી દુઃખડાં ભાંજે છે; વંદ્રાવન૦ ૬

## ૧૮

કૃષ્ણ મેરે નજરકે આગે ઠાડે રહો રે. ટેક.

મેં જો બૂરી સામ ઔર ભલી હે,
ભલીકી બૂરી મોરે દીલ રહો રે. કૃષ્ણ૦ ૧

પ્રીતકો પેંડો[1] બહુત કઠીન હે,
ચાર કહી દશ ઔર કહો રે. કૃષ્ણ૦ ૨

મીરાંકે પ્રભુ ગીરધર નાગર,
પ્રીત કરો તો મેરા બોલ સહો રે. કૃષ્ણ૦ ૩

---

૧ માર્ગ.

## ૧૯

રાધા પ્યારે દે ડારોજી બંસી હમારી; રાધા૦ ટેક.

યે બંસીમેં મેરા પ્રાન બસત હે,
વો બંસી લેઈ ગઈ ચેરી. રાધા૦ ૧

ના સોનેકી બંસી ના રૂપેકી,
હરે હરે બાંસકી પેરી. રાધા૦ ૨

ઘટી એક મુખમેં ઘટી એક કરમેં,
ઘટી એક અધર ધરી. રાધા૦ ૩

મીરાંકે પ્રભુ ગિરધર નાગર,
ચરણ કમળ પર બરોરી. રાધા૦ ૪

## ૨૦

તેરો કહાન કાલો માઇ મેરી રાધે ગોરી,
હો માઈ તેરો કહાન૦

એસી રાધે રૂપ બની, કંચનસી દેહઠાની,
એસો કાન કાંહાંન પર, કોટી રાધે વારી હો. માઈ૦ ૧

ગોકુલ ઉજાર કીની, મથુરા બસાય લીની,
કુબજાકું રાજદીનો, રાધે કો બિસારી હો. માઇ૦ ૨

બિનતિ સુનો વ્રજરાય, લાગુંગી તુમાહરે પાય,
મીરાં પ્રભુસે કહીયો જાય, સેવક તુહારી હો. માઈ૦ ૩

## ૨૧

રાગ–પ્રભાત

જાગો રે અલબેલા કાના, મોટા મુગટ ધારી રે;
સહુ દુનિયા તો સુતી જાગી, પ્રભુ તમારી નિદ્રા ભારી રે. જાગો રે૦

ગોકુળ ગામની ગાયો છૂટી, વણજ કરે વેપારી રે;
દાતણ કરો તમો આદે દેવા, મુખ ધુઓ મોરારી રે, જાગો રે૦
ભાત ભાતનાં ભોજન નીપાયાં, ભરી સુવર્ણ થાળી રે;
લવંગ સોપારી ને એલચી, પ્રભુ પાનની બીડી વાળી રે. જાગો રે૦
પ્રીત કરી ખાઓ પુરુષોત્તમ, ચવડાવે વ્રજની નારી રે;
કંસની તમે વંશ કાઢી, માસી પુતના મારી રે. જાગો રે૦
પાતાળે જઈ કાળી નાગ નાથ્યો, અવળી કરી અસવારી રે;
મીરાંકે પ્રભુ ગિરધર નાગર, હું છું દાસી તમારી રે. જાગો રે૦

## ૨૨

કોઈ ના જાણે હરિયા, તારી ગતિ કોઈ ના જાણે. હરિયા૦
મીટ્ટી ખાત મુખ દેખા જસોદા, ચૌદ ભુવન ભરીયા. તારી૦
પઠી પાતાળ કાળીનાગ નાથ્યો, સૂરને શશી ઠરીયા. તારી૦
ડુબત વ્રજ રાખ લીયો હે, કર ગોવર્દ્ધન ધરીયા. તારી૦
મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ, શરણે આયે સો તરીયા. તારી૦

## ૨૩

એ રે મોરલી વૃંદાવન વાગી, વાગી છે જમનાને તીર રે. એરે૦
મોરલીને નાદે ઘેલાં કીધાં, મને કાંઇ કાંઇ કામણ કીધાં રે, એરે૦
જમનાને નીર તીર ધેન ધરાવે, કાંધે કાળી કાંબળી રે. એરે૦
મોર મુગટ પિતાંબર શોભે, મધુરીસી મોરલી બજાવે રે. એરે૦
મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ, ચરણ કમળ બલીહારી રે. એરે૦

## ૨૪

શામરેકી દૃષ્ટિ માનું પ્રેમકી કટારી હે,
માઈ શામરેકી દૃષ્ટિ માનું. ટેક

ચાંદા ત્યાં ચકોર બસે, દીપક જળે પતંગ,
જળ બિના મરે મીન, એંસી પ્રીત પ્યારી હે. શામરેકી૰
ગોકુળ ગામ ઉજારી કીનો મથુરામે સાહેર લીનો,
કુબજાકુ રાજદીનો, રાધે તો બીચારી રે. શામરેકી૰
કુબજાકુ કહીયો જાય, બિનતિ સુનત બ્રજરાય,
ઈતની અરજ હમારી મીરાં તો તુમ્હારી હે. શામરેકી૰

## ૨૫

મારે ઘેર આવો રે સુંદર શ્યામ,
સોલે શણુગાર પેરો શોભતા રે;
મોતિડે માંગ ભરાવે, વેણી ગુંથાવું શોભે ઢલકંતી,
હું તો ઉભી રાજદ્વાર. મારે૰

ઉંચી હું ચઢું ઉચેરડી રે,
જોઉં પાતળીયાની વાટ;
વેગે પધારો મારા હો સાએબા,
તારે બેસણે માંડું પાટ. મારે૰

મોર મુગટ શોહામણો રે,
ગળે ગુંજાનો હાર;
મુખ મધુરી તારે હો મોરલી રે,
તારી ચાલ તણી છે બલીહાર. મારે૰

દાસ મીરાંબાઈ ગિરધર નાગર,
હર્ખીનિખીં ગુણ ગાય;
કલીયુગમાં અમે અવતરીયાં,
મને રાખોની ચર્ણે કરો સા'ય, મારે૰

## ૨૬

નાગર નંદા રે મુગટ પર વારી જાઉં, નાગર નંદા. ટેક.
વનસ્પતિમેં તુલસી બડી હેં, નદીયનમેં બડી ગંગા; નાગર૦
સબ દેવનમેં શિવજી બડે હેં, તારનમેં બડા ચંદા; નાગર૦
સબ ભક્તમેં ભરથરી બડે હેં, શરણુ રાખો ગોવિંદા; નાગર૦
મીરાંકે પ્રભુ ગીરધરના ગુણુ, ચરણુકમળ ચિત્ત ફંદા; નાગર૦

## ૨૭

રાગ–ઠુમરી

ઝુલત રાધા સંગ, ગિરિધર ઝુલત રાધા સંગ. ટેક.
અબીલ ગુલાલકી ધુમ મચાઇ, ડારત પીચકારી રંગ. ગિરિધર૦
લાલ ભયો વૃંદાવન જમના, કેસર ચુવત અનંગ. ગિરિધર૦
નાચત તાલ આધારે, સુરસુંદરી ડારીડારી બાજે તાલમ્રદંગ ગિરિધર૦
મીરાંકે પ્રભુ ગિરિધરના ગુણ, ચરણુ કમળકુ વેહત ગંગ. ગિરિધર૦

## ૨૮

રાગ–કલ્યાણુ

મેરો મન હરલીનો રાજા રણુછોડ, રાજા રણુછોડ,
પ્યારા રંગીલા રણુછોડ. મેરો મન.
કેશવ માધવ શ્રી પુરુષોત્તમ, કુએર કલ્યાણુકી જોડ. મેરો મન.
શંખ ચક્ર ગદા પદ્મ બિરાજે, મુખ મોરલી ઘનઘોર. મેરો મન.
મોર મુગટ શિર છત્ર બિરાજે, કુંડળકી છબ ઓર. મેરો મન.
આસપાસ રત્નાગર સાગર, ગોમતીજી કરે કલોલ. મેરો મન.
ધજા પતાકા બહુ ત્યાં ફરકે, ઝારલ કરત ઝકઝોલ. મેરો મન.
સબ ભકતકે ભાગ્યહી પ્રકટે, નામ ધર્યો રણુછોડ. મેરો મન.
જે કોય તેરો નામ સુણુાવે, પાવે યુગલ કીશોર. મેરો મન.
મીરાંબાઇકે પ્રભુ ગીરધરના ગુણુ, કર ગ્રહો નંદકીશોર. મેરો મન.

## ૨૯

રાગ—કેદારો

એક દિન મોરલી બજાઈ,
કનૈયા એક દિન મોરલી બજાઈ.
મોરલીના નાદે મેરો મન હર લીનો,
ઓમકી સુરતા ઉઠાઈ. કનૈયા૦
ગૌઓ તો સબ ઘાસ ના ખાયે,
× × × × × કનૈયા૦
શર્વરી તો વળી સ્તંભ ભઈ હે,
ચંદ્ર ગયો છુપાઈ રે. કનૈયા૦
મેઘ ઘટા ઘટ થઈ રહી છે,
બાદરી કારી ગૈવાહી રે. કનૈયા૦
મીરાંબાઈ કે પ્રભુ ગીરધરના ગુણ,
ચરણ કમળ ચિત્ત ધાઈ રે. કનૈયા૦

## ૩૦

રાગ—મારુ

રાખો રે શ્યામ હરી લજ્જા મોરી,
રાખો શ્યામ હરિ. ટેક.
ભીમહી બેઠે, અર્જુનહી બેઠે, તેણે મારી ગરજ ન સરી. લજ્જા૦
દુષ્ટ દુર્યોધન ચીરને ખેંચાવે, સભા બીચ ખડી રે કરી. લજ્જા૦
ગરુડ ચઢીને ગોવિંદજી રે આવ્યા, ચીરના તો વા'ણ ભરી. લજ્જા૦
બાઈ મીરાં કે પ્રભુ ગિરધરના ગુણ, ચરણે આવી તો ઉગરી. લજ્જા૦

## ૩૧

કનૈયા બલ જાઉં, અબ નહિ બસું ગોકુલમે,
કનૈયા બલ જાઉં રે.

કાળી હોડે કામળી રે, કાળા હેરે કહાન,
વૃંદાવનકી કુંજ ગલનમે, ખેલત ગોપી તજ માન રે. કનૈયા૦
ઘેર આઈ ગોવાલન, ઘેર આયે ગોવાળ,
હરિ હજુ નહિ આયે રે, મેરો મદન ગોપાલ. કનૈયા૦
સોનેકી બંસરિયાં, રુપેકી જંજીર,
ગાવે ને બજાવે કાનજી, ત્રટ જમનાકે તીર. કનૈયા૦
જમનાકે નીરે તીરે, બંગલા બનાવું,
બંગલાકી ભીંતે ભીંતે, બેરબેર પ્રેમ ચણાઉં. કનૈયા૦
મીરાંકે પ્રભુ, ગિરધર પ્યારે લાલ,
અબ કોઈ મત પડો રે, મેરે ખ્યાલ. કનૈયા૦



## ૩૨

નંદલાલ નહિ રે આવું મુજ ઘેર કામ છે,
તુલસીની માળામાં શ્યામ છે; વા'લા. નંદલાલ.
વૃંદા તે વનને મારગ જાતાં,
રાધા ગોરીને કાન શ્યામ છે; વા'લા. નંદલાલ.
વૃંદા તે વનમાં રાસ રચ્યો છે,
સહસ ગોપી ને એક કહાન છે; વા'લા. નંદલાલ.
વૃંદા તે વનને મારગ જાતાં,
દાણ આપ્યાની ઘણી હામ છે; વા'લા. નંદલાલ.

વૃંદા તે વનની કુંજ ગલીમાં,
ઘેર ઘેર ગોપીઓનાં ઠામ છે; વા'લા. નંદલાલ.
આણી તીરે ગંગા વા'લા પેલી તીરે જમુના,
વચમાં ગોકળિયું ગામ છે; વા'લા. નંદલાલ.
ગામનાં વલોણાં મારે મહીનાં વલોણાં,
મહીડાં ઘૂમ્યાની ઘણી હામ છે; વા'લા. નંદલાલ.
બાઈ મીરાં કે પ્રભુ ગિરધરના ગુણ,
ચરનમેં સુખ શ્યામ છે; વા'લા. નંદલાલ.

૩૩

માઈ મોરે નયન બસે રઘુબીર. ટેક.
કર સર ચાપ કુસુમ સર લોચન, ઠાડે ભયે મન ધીર. માઈ.
લલિત લવંગ લતા નાગર લીલા, જબ પેખો તબ રણબીર. માઈ.
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, બરસત કાંચન નીર. માઈ.

૩૪

રાગ—સારંગ

કામ છે, કામ છે, કામ છે, ઓધા નહિ રે આવું મારે કામ છે;
શામળિયો ભીને વાન છે રે. ઓધા.
આણી તીરે ગંગા ને પેલી તીરે જમના,
વચમાં ગોકળિયું ગામ છે રે. ઓધા.
સોનું રૂપું મારે કામ ન આવે,
તુલસી તિલક પર ધ્યાન છે રે. ઓધા.
આગલી પરસાળે મારો સસરોજી પોઢે,
પાછલી પરસાળે સુંદરશ્યામ છે રે. ઓધા.
મીરાંબાઈ કે પ્રભુ ગિરધરના ગુણ,
ચરણકમળમાં મારો વિશ્રામ છે રે. ઓધા.

### ૩૫

રાગ સારંગ–તાલ કહરવા

મેં તો તેરી શરણ પરી રે, રામા જ્યું જાણે જ્યું તાર,
અડસઠ તીરથ ભ્રમ ભ્રમ આયો, મન નહિ માની હાર.
યા જગમેં કોઈ નહિ અપણા સુણિયો[1] શ્રવણ મુરાર;
મીરાં દાસી રામ ભરોસે જમકા ફંદ નિવાર.

### ૩૬

રાગ ધુન પીલૂ–તાલ કહરવા

હરિ બિન કૂણ ગતિ મેરી,
તુમ મેરે પ્રિતિપાલ કહિયે મૈં રાવરી[2] ચેરી.
આદિ અંત નિજ નાંવ તેરો હિયામેં ફેરી,
બેર બેર પુકાર કહું પ્રભુ આરતિ હૈ તેરી.
યૌ સંસાર બિકાર સાગર બિચમેં ઘેરી;
નાવ ફાટી પ્રભુ પાળ બાંધો બૂડત હૈ બેરી.
બિરહણિ પિવકી[3] બાટ જોવૈ રાખલ્યો[4] નેરી;
દાસી મીરાં રામ રટત હૈ મૈં શરણ હૂં તેરી.

### ૩૭

રાગ પ્રભાતી–તાલ ચર્ચરી

થે તો પલક ઉઘાડો દીનાનાથ, મૈં હાજિર–નાજિર કદકી[5] ખડી. ટેક.
સાજનિયાં[6] દુસમણ હોય બૈઠ્યા, સબને લગું કડી;[7]
તુમ બિન સાજન કોઇ નહિ હૈ, ડિગી નાવ મેરી સમંદ અડી.

---

૧ સાંભળો. ૨ આપની. ૩ ઈશ્વરની. ૪ આપની પાસે રાખી લો.
૫. કયારની. ૬. સ્વજનો, સગાં. ૭ આકરી.

દિન નહિ ચન રૈણુ[1] નહિ નિંદરા, સૂખૂં ખડી ખડી;
બાણુ બિરહકા લગ્યા હિયેમેં ભૂલું ન એક ઘડી.
પત્થરકી તો અહલ્યા તારી, બનકે બીચ પડી;
કહા બોઝ મીરાંમેં કહિયે, સૌ પર એક ઘડી.

## ૩૮

રાગ આશાવરી–તાલ તિતાલ

પ્યારે દરસન દીજ્યો આય, તુમ બિન રહ્યો ન જાય.
જળ બિન કમલ ચંદ બિન રજની, ઐસે તુમ દેખ્યાં બિન સજની.[2]
આકુળ વ્યાકુળ ફિરૂં રૈન દિન; બિરહ કલેજો ખાય.
દિવસ ન ભૂખ નીંદ નહિ રૈના, મુખસૂં કથત ન આવૈ બૈના.
કહા કહૂં કછુ કહત ન આવૈ, મિલકર તપત બુઝાય.
ક્યૂં તરસાવો અંતરજામી, આય મિલો કિરપાકર સ્વામી.
મીરાં દાસી જનમ જનમકી, પડી તુમ્હારે પાય.

## ૩૯

રાગ–સૂરદાસા–મલાર–તાલ તિતાલા (મધ્ય લય)

બરસૈ બદરિયા સાવનકી, સાવનકી મનભાવનકી;
સાવનમેં ઉમગ્યો[4] મેરો મનવા, ભનક[5] સુની હરિ આવનકી,
ઉમડ ઘુમડ ચહું દિસિસે આયો, દામણ દમકે[6] ઝર[7] લાવનકી.[8]
નાની નાની બૂંદન મેહા બરસે, સીતલ પવન સોહાવનકી;
મીરાકે પ્રભુ ગિરધર નાગર, આનંદ મંગળ ગાવનકી.

---

૧ રાત્રી. ૨ સખી. ૩ વચન, વેણ. ૪ ઉમંગમાં આવી ગયો, ઊભરાઈ ગયો. ૫ અવાજ, ભણકારા. ૬ વિજળી ચમકે છે. ૭ પ્રવાહ. ૮ સુંદરતાનો.

## ૪૦

રાગ પ્રભાવતી-તાલ તિતાલા

મ્હારે જનમ-મરણુરા સાથી થાંને[1] નહિ બિસરું દિન રાતી,
થાં દેખ્યાં બિન કલ ન પડત હૈ જાણુત મેરી છાતી.
ઊંચી ચઢ-ચઢ પંથ નિહારું, રોય-રોય અખિયાં રાતી.
યો સંસાર સકલ જગ જૂઠો, જૂઠા કુલરા[2] ન્યાતી[3],
દોઉ કર જોડયાં અરજ કરું છૂં સુણુ લીજ્યો મેરી બાતી,
યો મન મેરો બડો હરામી જ્યૂં મદમાતો હાથી,
સતગુરુ હાથ ધર્યો સિર ઊપર આંકુસ[4] દૈ સમઝાતી.
પલ-પલ પિવકો રૂપ નિહારું નિરખ-નિરખ સુખ પાતી,
મીરાકે પ્રભુ ગિરધર નાગર હરિચરણાં ચિત રાતી.

## ૪૧

રાગ સૂહા-તાલ તિતાલા

ચાલો મન ગંગા-જમના તીર,
ગંગા-જમના નિરમળ પાણી સીતલ હોત શરીર,
બંસી બજાવત ગાવત કાન્હો સંગ લિયાં બળબીર.
મોર મુગટ પીતાંબર સોહૈ કુણ્ડળ ઝળકત હીર,
મીરાકે પ્રભુ ગિરધર નાગર ચરણુકંવલપર સીર.

## ૪૨

રાગ તિલક કામોદ-તીન તાલ

પાયો જી મૈં ને રામ રતન ધન પાયો,
વસ્તુ અમોલિક દી મેરે સતગુરુ, કિરપા કર અપનાયો.
જનમ જનમકી પૂંજી પાઇ, જગમેં સભી ખોવાયો,
ખરચૈ નહિ ખૂટે વાકો ચોર ન લૂટે, દિન દિન બઢત સવાયો.

---

૧ આપને. ૨ કુળના. ૩ સંબંધી. ૪ અંકુશ.

સતકી નાવ ખેવટિયા[1] સતગુરુ, ભવસાગર તર આયો,
મીરાકે પ્રભુ ગિરિધર નાગર, હરખ હરખ જસ ગાયો.

૪૩

રાગ દેસ યા પૂર્વી–તીન તાલ

નહિ ઐસો જન્મ બારંબાર,
ક્યા જાનું કછુ પુન્ય પ્રકટે માનુસા અવતાર. ધ્રુવ૦
બઢત પલ પલ, ઘટત છિન છિન, ચલત ન લાગે બાર;
બિરછકે જ્યોં પાત ટૂટે, લાગે નહિ પુનિ ડાર.
ભવસાગર અતિ જોર કહિયે વિષમ ઓખી ધાર;
સુરતકા નર બાંધે બેડા બેગિ ઉતરે પાર.
સાધુ સંતા તે મહંતા ચલત કરત પુકાર;
દાસ મીરાં લાલ ગિરિધર જીવના દિન ચાર.

૪૪

રાગ: માઢ

બંસીવાલા આજો મોરા દેશ;
આજો મોરા દેશ, હો બંસીવાલા આજો મોરા દેશ;
તોરી સામળી સુરત હદવેશ, બંસીવાલા આજો મોરા દેશ. ટેક.
આવન આવન કેહ ગયે, કર ગયે કોલ અનેક;
ગણતાં ગણતાં ઘસ ગઇ જીભા, હારી આંગળીઓની રેખ. બંસી૦ ૧
એક બન ઢુંઢી સકલ બન ઢુંઢી, ઢુંઢો સારો દેશ;
તોરે કારણ જોગણ હોઉંગી, કરુંગી ભગવો વેશ. બંસી૦ ૨
કાગદ નાહિ મારે સાહી નાહિ, કલમ નાહિ લવલેશ;
પંખીનું પરમેશ નહિ, કીન સંગ લખું સંદેશ. બંસી૦ ૩
મોર મુગટ શીર છત્ર બિરાજે, ગુગરવાળા કેશ;
મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ, આવોની એણે વેશ. બંસી૦ ૪

---
૧ નાવિક.

૪૫

વાટ જુવે છે મીરાં રાંકડી રે,
ઉભી ઉભી અરજ કરે છે રે દીનાનાથ રે; ટેક.
મુનિવર સ્વામી મારે મંદિર પધારો રે,
વા'લા સેવા કરું દીન રાતડી રે; ઉભી૦ ૧
ફુલના તે હારને ફુલના તે ગજરા રે,
ફુલના તોરા ને ફુલની પાંખડી રે; ઉભી૦ ૨
પાંચે પકવાન મીઠાઇઓ ને મેવા રે,
ઘેબર જલેબી તલ સાંકળી રે; ઉભી૦ ૩
લવિંગ સોપારી ને પાનનાં બીડલાં રે,
એલચી દોડાને તજ પાંખડી રે; ઉભી૦ ૪
સાવ સોનાનાં વા'લા સોગઠાં ઢળાવું રે,
રમવા આવો તો જાય રાતડી રે; ઉભી૦ ૫
બાઇ મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ,
જોતાં ઠરે છે મારી આંખડી રે; ઉભી૦ ૬

૪૬

રામ રમકડું જડિયું રે, રાણાજી,
મને રામ રમકડું જડિયું. ટેક.
રુમઝુમ કરતું મારે મંદિર પધાર્યું,
નહિ કોઇને હાથે ઘડિયું રે. રાણાજી૦ ૧
મોટા મોટા મુનિજન મથી મથી થાકયા,
કોઇ એક વિરલાને-હાથે ચડિયું રે. રાણાજી૦ ૨
સુન શિખરના રે ઘાટથી ઉપર,
અગમ અગોચર નામ પડિયું રે. રાણાજી૦ ૩
બાઇ મીરાંકે પ્રભુ ગિરધર નાગર,
મારું મન શામળિયાશું જડિયું રે. રાણાજી૦ ૪

૪૭

ચરણ રજ મહિમા મેં જાની. ટેક.
યેહી ચરણસે ગંગા પ્રકટી,
ભગીરથ કુલ તારી. ચરણ૦ ૧
યેહી ચરણસે વિપ્ર સુદામા,
હરિ કંચન ધામ દીની. ચરણ૦ ૨
યેહી ચરણસે અહલ્યા ઉગારી,
ગૌતમકી પટરાની. ચરણ૦ ૩
મીરાંકે પ્રભુ ગીરધર નાગર,
યેહી ચરણકમળમેં લપટાની. ચરણ૦ ૪

૪૮

બાઇ મેને ગોવિંદ લીનો વણમોલ. ટેક.
કોઇ કહે હલકા કોઇ કહે ભારે,
લીયોજી તરાજુ તોલ. બાઇ૦ ૧
કોઇ કહે સસ્તા કોઈ કહે મેહેંગા,
કોઈ કહે કાન અનમોલ. બાઇ૦ ૨
બિંદ્રાબનકી કુંજ ગલનમેં,
લીન્હો બજાકે મેને ઢોલ. બાઇ૦ ૩
મીરાંકે પ્રભુ ગીરધર નાગર,
પૂર્વ જનમકો દીયો બોલ. બાઇ૦ ૪

૪૯

કાયકું ન લીયો તબ તું, કાયકું ન લીયો,
રામજીકો નામ તબ તું કાયકું ન લીયો. ટેક.
નવ નવ માસ તુંને ઉદરમેં રાખ્યો,
ઝુલણે ઝુલાયો તુને પારણે પોઢાયો. રામજીકો૦ ૧

રતનસો જતન કરી તુને રાખ્યો.
બડા રે ભયો તબતે કુલ લજાયો. રામજીકો૦ ૨
ગુનકાકો બેટો ગલીમાંહી ડોલે,
પિતાબીન પુત્ર એ ગુનકાકો કહાયો. રામજીકો૦ ૩
બાઇ મીરાંકે પ્રભુ તીહારા ભજન બીના,
આવો રૂડો મનખો તે એળે ગુમાયો. રામજીકો૦ ૪

૫૦

મેને સારા જંગલ ઢૂંડા રે, જોગીડા ન પાયા. ટેક.
કાનુ બીચ કુંડળ જોગી ગલે બીચ શેલી,
ઘરઘર અલેક જગાયા રે. જોગીડા૦ ૧
અગર ચંદનકી જોગી ધુણી ધખાઇ,
અંગબીચ ભભુત લગાયા રે. જોગીડા૦ ૨
બાઈ મીરાંકે પ્રભુ ગીરધર નાગર,
શબદકા ધ્યાન લગાયા રે. જોગીડા૦ ૩

૫૧

કવન ગુમાન ભરી, બંસી તું કવન ગુમાન ભરી. ટેક.
અપને તન પર છેદ પરેચે, બાલા તું બિછરી. બંસી૦ ૧
જાત ભાત સબ તોરી મેં જાનું, તું બનકી લકરી. બંસી૦ ૨
મીરાંકે પ્રભુ ગીરધર નાગર, રાધાસેં કીયું ઝઘરી. બંસી૦ ૩

૫૨

કઠણુ લગનકી પ્રીત રે, હરિ લાગી સોઈ જાને. કઠણુ૦
પ્રીત કરી કછુ રીત નાં જાણી, છોડ ચલે અધબીચ; હરિ૦
દુઃખકી વેળા કોઈ કામ ન આવે, સુખકે સબહૈં મિત, હરિ૦
મીરાંકે પ્રભુ ગિરધર નાગર, આખરી જાત આહીર; હરિ૦

૫૩

ઉઢાણી મોરી આલો રે ગાગરીયાં બેઢાં ઠરશે. ઉઢાણી૦ ટેક.
જળ જમનાં જળ ભરવા ગયાં'તાં,
ચીર ખસ્યો ને બેઢું પડશે. ઉઢાણી૦
સાસુ હઠીલી મારી નણદી ધૂતારી,
નાંધડો દીયરીઓ મુજને વઢશે, ઉઢાણી૦
મીરાં ગાવે પ્રભુ ગિરધરના ગુણ,
ચરણ કમળ ચિત હરશે. ઉઢાણી૦

૫૪

બહીયાં જો ગ્રહી રે, મેરી સુદ્ધ ન રહી રે,
કાહ્નના બહીયાં જો ગ્રહી રે. ટેક.
ઝગમગ જ્યોત જડાવનકો ગ્રેનો,
ગજ મોતિયનકી સેર લટકી રહી રે. કાના૦
મેં દધી બેચન જાતી ગોકુળમેં રે,
પકડોરી પાલવ મેરો જલકો મહી રે. કાના૦
જાઈ પોકારું કંસકી આગે રે,
તેરી નગરીમેં મેરે બસવો નહિ રે. કાના૦
મીરાંકે પ્રભુ ગિરધર નાગર,
ઝગડત ઝગડત સારી રેન બીત ગઈ રે. કાના૦

૫૫

માર્યાં રે મોહનાં બાણ, ધૂતારે મને માર્યાં મોહનાં બાણ. ટેક.
ધ્રુને માર્યા પ્રહ્લાદને માર્યાં, તે ઠરી ના બેઠા ઠામ. ધૂતારે૦
શુકદેવને ગર્ભવાસમાં માર્યાં તે ચારે યુગમાં પરમાણ. ધૂતારે૦
હિરણ્યકશ્યપ મારી વા'લે ઉગાર્યો પ્રહ્લાદ, દૈત્યનો ફેડયો છે ઠામ. ધૂતારે૦
સાયર પાજ બાંધી વા'લે સેજ ઉતારી, રાવણ હણ્યો એક બાણ. ધૂતારે૦
મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ, હમને પાર ઉતારો શ્યામ. ધૂતારે૦

## ૫૬

આંખડલી વાંકીરે, અલબેલા તારી આંખડલી વાંકી. ટેક.
ચારવણીમાં મ્હારાં ચિત્ત ચોરી લીધાં, નેણે મોહની નાંખી. અલબેલા૦
નેણુ કમળના ભલકા ભારે, અણે માર્યાં તાકી તાકી રે. અલબેલા૦
મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ, નીત ચરણ કમળની દાસી રે. અલબેલા૦

## ૫૭

લીધાં રે લટકે, મ્હારાં મન લીધાં રે લટકે. ટેક.
ગાત્ર ભંગ કીધાં ગિરિધારીએ, જો માર્યાં ઝટકે. મ્હારાં૦
મન રે મારું મોરલીસે મોહ્યું, પેલા વાંસ તણે કટકે. મ્હારાં૦
મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ, હો રંગ લાગ્યો ચટકે. મ્હારાં૦

## ૫૮

રાગ–મારુ

કોણ ભરે રે પાણી કોણ ભરે,
જમનાનાં પાણી કોણ ભરે.
ઘર મ્હારું દૂર ગાગર શિર ભારી,
અરે ખોટી થાઉં તો ઘેરે નણદી વઢે, જમના૦
શિર પર કળશ કળશ પર ઝારી,
ઝારીપે બેઠી ઝારી મોજ કરે. જમના૦
આણી તીરે ગંગા પેલી તીરે જમના,
વચમાં કાનુડો રંગ રાસ રમે. જમના૦
સાવ સોનાનો મારો ઘાટ ઘડુલો,
ઉઢાણીએ તો રત્નકનક જડે. જમના૦
મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ,
ચરણ કમળ ચિત્ત ધ્યાન ઠરે. જમના૦

૫૯

કાગદ કોણુ લઇ જાય રે, મથુરામાં લખીએ,
પ્રીત થોડી થોડી થાય રે; મથુરામાં૦
પ્રીત તમોને મલવાને તલખે,
ને જશોમતી અન્ન ન ખાય રે; મથુરામાં૦
વૃંદાવનની કુંજ ગલીયનમેં,
રોતાં રજની જાય રે; મથુરામાં૦
મીરાંબાઈ કે પ્રભુ ગિરધરના ગુણુ,
ચરણુ કમળ ચિત્ત ચાહે રે; મથુરામાં૦

૬૦

: થાળ :

વિઠ્ઠલ વહેલા આવો રે, વાટડી જોઉં,
હર્ખી નીરખી મન મોહ્યું રે, વાટડી જોઉં. ટેક.
વહાલા મારા રસોઈ બનાવી છે સારી,
કીધી છે સુંદર ધારી રે. વાટડી૦
વહાલા મારા કંસાર પીરસ્યો છે પ્રીતે,
પ્રભુ જમો પૂરણુ પ્રીતે રે. વાટડી૦
વહાલા મારા દાળ ભાતને કઢી,
વડી સામગ્રી સર્વે કીધી રે. વાટડી૦
વહાલા મારા રાયતાં શાક પાપડ છે સારા,
તમો જમો પ્રિતમ મારા રે. વાટડી૦
વહાલા મારા શરમાશો નહિ વારુ,
કંઈ કહેજો ખાટું ખારું રે. વાટડી૦

વહાલા મારા કનકની ઝારી ભરી લાવું,
તમને આચમન લેવરાવું રે. વાટડી૦

વહાલા મારા મુખવાસ લાવી છું સારો,
તમે ઉઠો સેજે પધારો રે. વાટડી૦

વહાલા મારા હેતે રહો મુજ પાશ,
ગુણગાય તોરી મીરાં દાસ રે. વાટડી૦

૬૧

કાંની મખે દેખન જાઉં, શ્યામવાળો વેરાગી ભયો રે. ટેક.
કોરી મટુકીમાં મહી જમાવું, ગુવાલેન હોકર જાઉં રે. શ્યામળો.
કોરી છાબડીયામાં ફુલ ભરાવું; માલણ હોકર જાઉં રે. શ્યામળો.
ગોરે ગોરે અંગપર વિભૂત લગાવું, જોગણ હોકર જાઉં રે. શ્યામળો.
મીરાંબાઇકે પ્રભુ ગીરધર નાગર, શ્યામસુંદર પાર પાઉં રે. શ્યામળો.

૬૨

રાગ–ગુર્જર

લેને તુરી લકડી રે, લેને તુરી કામલી,
ગાયો તો ચરાવવા નહિ જાઉં માવડલી. લેને૦

માખણ તો બલભદ્રને ખાયો,
હમને પાયો ખાટી હોરે છાશલડી. લેને૦

વૃન્દાવનને મારગ જાતાં,
પાઉંમે ખુચે ઝીણી કાંકલડી. લેને૦

મીરાંબાઈકે પ્રભુ ગિરધરના ગુણ,
ચરણ કમળ ચિત રાખલડી રે. લેને૦

## ૬૩

: હોરી ખેલ :

ઝટ દ્યો મેરો ચીર, મોરારી રે, ઝટ દ્યો મેરો ચીર૦
હે મેરો ચીર કદમ ચઢ બેઠો, મેં જલબીચ ઉઘાડી, હાંરે લાલા,
મેં જલબીચ ઉઘાડી,
ઉભી રાધા અરજ કરત હે, હો ચીર દીઓ ગિરધારી;
પ્રભુ તોરે પાય પરુંગી. ઝટ દ્યો૦
જો રાધા તેરો ચીર ચહાવત હો, જલસે હો જા ન્યારી;
હાંરે લાલા, જલસે૦
જલસે ન્યારી કા'ના કભુએ ના હોવુંગી, તુમ હો પુરુષ હમ નારી;
લાજ મોકુ આવત ભારી. ઝટ દ્યો૦
તુમતો કુંવર નંદલાલ કહાવો, મેં બ્રખુભાન દુલારી; હાંરે લાલા, મેં૦
મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ, તુમ જીતે હમ હારી;
ચરન પર જાઉં બલિહારી. ઝટ દ્યો૦

## ૬૪

ભજન ભરોસે અવિનાશી,
મેં તો ભજન ભરોસે અવિનાશી. ટેક.
જપ તપ તીર્થ કછુએ ન જાણું,
ફરત મેં ઉદાસી રે; મેં તો૦
મંત્ર ને જંત્ર કછુએ ના જાણું,
વેદ પઢયો ન ગૈ કાશી; મેં તો૦
મીરાંકે પ્રભુ ગિરધર નાગર,
ચરણ કમળકી હું દાસી; મેં તો૦

ૐ

## ૬૫

### રાગ—પરજ

ગોવિંદો પ્રાણ અમારો રે, મને જગ લાગ્યો ખારો રે.
મને મારો રામજી ભાવે રે, બીજો મારી નજરે ન આવે રે. ટેક.

મીરાંબાઈના મહેલમાં રે, હરિસંતનનો વાસ;
કપટીથી હરિ દૂર વસે, મારા સંતનકેરી પાસ. ગોવિંદો.

રાણાજી કાગળ મોકલે રે, દો રાણી મીરાંને હાથ;
સાધુની સંગત છોડી દો, તમો વસોને અમારે સાથ. ગોવિંદો.

મીરાંબાઈ કાગળ મોકલે રે, દેજો રાણાજીને હાથ;
રાજપાટ તમે છોડી રાણાજી, વસો સાધુને સાથ. ગોવિંદો.

વિષનો પ્યાલો રાણે મોકલ્યો રે, દેજો મીરાંને હાથ;
અમૃત જાણી મીરાં પી ગયાં,જેને સહાય શ્રીવિશ્વનો નાથ. ગોવિંદો.

સાંઢવાળા સાંઢ શણગારજે રે, જાવું સો સો રે કોશ;
રાણાજીના દેશમાં મારે જળ રે પીવાનો દોષ. ગોવિંદો.

ડાબો મેલ્યો મેવાડ રે, મીરાં ગઈ પશ્ચિમમાંય;
સરવ છોડીને મીરાં નીસર્યાં, જેનું માયામાં મનડું ન કાંય. ગોવિંદો.

સાસુ અમારી સુષુમણા રે, સસરો પ્રેમ—સંતોષ;
જેઠ જગજીવન જગતમાં મારો, નાવલિયો નિર્દોષ. ગોવિંદો.

ચૂંદડી ઓઢું ત્યારે રંગ ચૂવે રે, રંગબેરંગી હોય;
ઓઢું હું કાળો કામળો, દુજો દાગ ન લાગે કોય. ગોવિંદો.

મીરાં હરિની લાડણી રે, રહેતી સંત હજૂર;
સાધુ સંઘાતે સ્નેહ ઘણો, પેલા કપટીથી દિલ દૂર. ગોવિંદો.

## ૬૬

આજ મારે સાધુ જનનો સંગ રે રાણા, મારાં ભાગ્ય ભળ્યાંરે. આજ.
સાધુ જનનો સંગ જો કરીએ પિયાજી, ચડે તે ચોગણો રંગરે. મારાં.
સાકુટ[1] જનનો સંગ ન કરીએ પિયાજી, પાડે ભજનમાં ભંગ રે. મારાં.
અડસઠ તિરથ સંતોને ચરણે પિયાજી, કોટિ કાશી ને કોટિ ગંગરે. મારાં.
નિંદા કરશે તે તો નર્કકુંડમાં જાશે પિયાજી, થશે આંધળા અપંગરે. મારાં.
મીરાં કહે ગિરિધરના ગુણ ગાયો પિયાજી,સંતોની રજમાં શીર સંગરે. મારાં.

## ૬૭

રાગ ઝિંઝોટી—ખમાજ ધુમાલી તાલ

મેરે રાણાજી, મેં ગોવિંદ ગુણ ગાના. ધ્રુ.
રાજા રૂઠે નગરી રખ્ખે અપની મેં હરિ રૂઠયા કહાં જાના,
રાણે ભેજ્યા જહર પિયાલા મેં અમૃત કહ પી જાના.
ડબિયામેં કાળા નાગ ભેજ્યા, મેં શાલગ્રામ કર જાના,
મીરાબાઈ પ્રેમ દીવાની મેં સાવલિયાં બર પાના.

## ૬૮

પ્રીત પૂરવનીને શું કરું, ઓ રાણાજી, મારી પ્રીત પૂરવનીને શું કરું;
હો મેવાડા રાણા, મનડું લોભાણું તેને શું કરું. ઓ રાણાજી૦ ટેક.
રામજી ભજું તો મારું હૈયું ઠંડું થાય;
ભોજનીયાં ન ભાવે, નયને નિંદલડી ન આય. ઓ રાણાજી૦ ૧
કંઠે માળા દોવડી, મારે શીળવરત શણગાર;
કેમ કરી વિસરું રામને, મારા ભવભવના ભરથાર. ઓ રાણાજી૦ ૨
પેઇઆ બાસકર[2] ભેજીઆ ને દીયા મીરાંને હાથ;
હાર ગળામાં નાખીયો ને મેહેલ ભયો ઉજાસ. ઓ રાણાજી૦ ૩

---

૧ દુષ્ટ, હલકા. ૨ કાળો નાગ.

વીખના પ્યાલા ભેજીયા ને દો મીરાંને હાથ;
કરી ચરણામૃત પી ગયાં, મારા રામતણે વિશ્વાસ. એ રાણાજી૦ ૪
વીખના પ્યાલા પી ગયાં ને ભજન કરે રાઠોડ;
તારી મારી નહિ મરું, મને રાખણવારો ઓર. એ રાણાજી૦ ૫
રાઠોડાંની દીકરી ને, સીસોદાંને સાથ;
લઇ જાતી વૈકુંઠડે, મારી પ્રથમ ન માની બાત. એ રાણાજી૦ ૬
મીરાં દાસી રામકી ને રામ ગરીબ નિવાજ;
મીરાંકી લજ્યા રાખજો, મારી બાંહે ગ્રહ્યાની લાજ. એ રાણાજી૦ ૭

૬૯

સોકલડીનું સાલ મારે મોટું,
હોજી રે ઘરમાં સોકલડીનું સાલ મારે મોટું૦
હમોને હમારે રે મૈયર વળાવો વહાલા,
હાવે રહેવાનું મારે ખોટું. હોજી૦ ૧
કુવેરે પડીશું અમો વખડાં રે પીશું,
હાવે જીવ્યાનું આળ શિર ચોંટું. હોજી૦ ૨
સાસુ હઠીલી મારી નણદી ઠગારી વહાલા,
નાનાં દીએરીયો મોણું મોટું. હોજી૦ ૩
મીરાંકે પ્રભુ ગિરધર નાગર વહાલા,
ચરણ કમળ ચિત્તને ઓઠું. હોજી૦ ૪

૭૦

જેને મારા પ્રભુજીની ભક્તિ ના ભાવે રે,
તેને ઘેર સીદ જઇયે;
જેને ઘેર સંત પ્રાહુણો ના આવે રે,
તેને ઘેર સીદ જઇયે. ટેક.

સસરો અમારો અગ્નિનો ભડકો,
સાસુ સદાની સૂળી રે;
એનેપ્રત્યે મારું કાંઇ ના ચાલે રે,
એને આંગણીએ નાખું પૂળી રે. તેને૦

જેઠાણી હમારી ભમરાનું જાળું,
દેરાણી તો દિલમાં દાઝી રે;
નાહાની નણુંદ તો મોં મચકોડે,
તે ભાયગે અમારે કર્મે પાજી રે. તેને૦

× × × × × × × ×,
તે બળતામાં નાંખે છે વારી રે;
મારા ઘેર પછવાડે સીદ પડી છે,
બાઈ તું જીતી ને હું હારી રે. તેને૦

તેને ખૂણે બેસીને મેં તો ઝીણું કાંત્યું,
તે નથી રાખ્યું કાંઈ કાચું રે;
દાસી મીરાંબાઇ ગિરધર ગુણ ગાવે,
તારા આંગણીઆમાં થેઇ થેઈ નાચું રે. તેને૦

૭૧

શ્યામ રે રંગે રાચું, રાણાજી,
કહાન સંગે રાચું, રાણાજી.
તાલ પખાજ વેણા જ વાજે,
ઘૂઘરા બાંધીને હું નાચૂં; રાણાજી૦
કોઇ કહે મીરાં ભઈ રે બાવરી,
કોઈ કહે જોગણ મદમાતી. રાણાજી૦
વિખના પ્યાલા રાણાજીએ ભેજ્યા,
પીતાં આવે મુને હાંસી. રાણાજી૦

અપની રે કુળકી શાખા મટ ગઇ,
મટ ગઈ જમરેકી ' ફાંસી. રાણાજી૦
મીરાંકે પ્રભુ ગિરધર નાગર,
જન્મોજન્મકી તેરી દાસી. રાણાજી૦

૭૨

આધ વેરાગણ છું, રાણાજી,
મે આધ વેરાગણ છું. ટેક.
મીરાં બાંધે ઘૂઘરા રે,
હાથ લીયે કરતાલ;
અમોરે ગિરધર આગે નાચીશું રે,
ગુણ ગાઈશું રે ગોપાલ. રાણાજી૦
વિખના પ્યાલા રાણે મોકલ્યા રે,
દીજો મીરાંકે હાથ;
કર ચર્ણામૃત પી ગયાં રે,
અમે રે વાસીશ્રી રઘુનાથ. રાણાજી૦

૭૩

રાગ--કાફી

ભૂલી મોતનકો હાર, સખી તટ જમના કિનારે.
એક એક મોતી મારું લાખ ટકાનું વા'લા,
પરોવ્યું સુવર્ણ કેરે તાર. સખી તટ૦
સાસુ હમારી અતિ વઢકારી વા'લા,
નણદલ વિખડાનું ઝાર. સખી તટ૦
પરણ્યો હમારો પરમ સોહાગી,
માર્યાં છે મોહનાં બાણ. સખી તટ૦
બાઈ મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ,
ચરણ કમળ ચિત ધ્યાન. સખી તટ૦

## ૭૪

રાગ—કેદારો

વાગે છે રે, વાગે છે, પેલા વન વનગાડામાં મીઠી વેણુ વાગે છે,
દુર્જનનો ડર લાગે છે. પેલા૦
સાસુ સુતી મારી સુખ નિદ્રામાં,
જાઉં તો રે નણદલ જાગે છે. પેલા૦
સસરો હમારો પરમ સોહાગી,
દીયેરીઓ છણછણો દિલમાં દાઝે છે. પેલા૦
મીરાંબાઈકે પ્રભુ ગીરધરના ગુણ,
જન્મ મરણ ભે ભાગે છે. પેલા૦

## ૭૫

સુની મૈં હરિ આવન કી આવાજ.
ચઢિ ચઢિ જોઉં મોરી સજની,
કબ આવે મ્હારાજ.
દાદુર, મોર, પપીહા બોલે,
કોયલ મધુરૈ સાજ.
ઉમગ્યો ઇંદ્ર ચહૂઁ દિસિ બરસે,
દામિનિ છોડી લાજ.
ધરતી રૂપ નવા નવા ધરિયા,
ઇંદ્રમિલન કે કાજ.
મીરાંકે પ્રભુ ગિરધર નાગર,
બેગિ મિલો મ્હારાજ.

૭૬

મુખડાની માયા લાગી રે, મોહન પ્યારા,
મુખડાની માયા લાગી રે. ટેક.

મુખડું મેં જોયું તારું. સર્વ જગ થયું ખારું,
મન મારું રહ્યું ન્યારું રે. મોહન પ્યારા.

સંસારીનું સુખ એવું, ઝાંઝવાના નીર જેવું;
તેને તુચ્છ કરી ફરીએ રે. મોહન પ્યારા.

સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું;
તેને ઘેર શીદ જઈએ રે. મોહન પ્યારા.

પરણું તો પ્રીતમ પ્યારો,અખંડ સૌભાગ્ય મારો;
રાંડવાનો ભે[1] ટાળ્યો રે. મોહન પ્યારા.

મીરાંબાઈ બલિહારી, આશા મને એક તારી;
હવે હું તો બડભાગી[2] રે. મોહન પ્યારા.

૭૭

રાગ દરબારી–તાલ ત્રિતાલ

તુમ સુણો દયાલ મ્હારી[3] અરજી,
ભવસાગરમેં બહી જાત હૂં કાઢો તો થાંરી[4] મરજી;
ઈણ સંસાર સગો નહિ કોઈ સાચા સગા રઘુબરજી.

માતપિતા ઔ કુટમ કબીલો સબ મતલબકે ગરજી,
મીરાંકી પ્રભુ અરજી સુણ લો ચરણ લગાવો થાંરી મરજી.

---

૧ ભય. ૨ મહાભાગ્યવાન. ૩ મારી. ૪ તારી.

## ૭૮

રાગ પહાડી—તાલ કહરવા

પ્રભુજી મૈં અરજ કરું છું મેરો બેડો લગાજ્યો પાર.
ઈન ભવમેં મૈં દુઃખ બહુ પાયો સંસા-સોગ-નિવાર.[1]
અષ્ટ કરમકી તલબ લગી હૈ દૂર કરો દુઃખ-ભાર.
યોં સંસાર સબ બહ્યો જાત હૈ લખ ચૌરાસી રી ધાર,
મીરાંકે પ્રભુ ગિરધર નાગર, આવાગમન નિવાર.

## ૭૯

રાગ સહાના-તાલ ચર્ચરી

મીરાકો પ્રભુ સાંચી દાસી બનાઓ, ઝૂઠે ધંધોંસે મેરા ફંદા છુડાઓ.
લૂટે હી લેત વિવેકકા ડેરા, બુધિ બલ યદપિ કરું બહુતેરા.
હાય! હાય! નહિ કછુ બસ મેરા, મરત હૂં બિબસ પ્રભુ ધાઓ સવેરા.[2]
ધર્મ-ઉપદેસ નિતપ્રતિ સુનતી હૂં, મન કુચાલસે ભી ડરતી હૂં.
સદા સાધુસેવા કરતી હૂં, સુમિરણ ધ્યાનમેં ચિત ધરતી હૂં.
ભક્તિમારગ દાસીકો દિખલાઓ, મીરાકો પ્રભુ સાંચી દાસી બનાઓ.

## ૮૦

રાગ જોગિયા-તાલ દીપચંદી

હે રી મૈં તો દરદ દીવાની, મેરો દરદ ન જાણૈ કોય,
ઘાયલકી ગતિ ઘાયલ જાણૈ, જો કોઈ ઘાયલ હોય;
જૌહરીકી[3] ગતિ જૌહરી જાણૈ, કી જિન જૌહર[4] હોય.
સૂલી ઉપર સેજ હમારી, સોવણ કિસ બિધ હોય;
ગગનમંડલ પર સેજ પિયાકી, કિસ બિધ મિલણા હોય.
દરદકી મારી બન-બન ડોલૂં બૈદ મિલ્યા નહિ કોય;
મીરાકી પ્રભુ પીર[5] મિટેગી, જબ બૈદ સાંવળિયા હોય.

---

૧ સંશય-શોકનેદૂર કરનાર. ૨ જલદી. ૩ જોહર કરનારની. ૪ બલિદાન. ૫ પીડા.

## ૮૧

રાગ જોગિયા—તાલ કહરવા

બાલા મ ઁ બૈરાગણુ હૂંગી.
જિન ભેષાં[1] મ્હારો સાહિબ રીઝે, સોહી ભેષ ધરૂંગી.[2]

સીલ સંતોષ ધરૂં ઘટ ભીતર, સમતા પકડ રહૂંગી,
જાકો નામ નિરંજન કહિયે, તાકો ધ્યાન ધરૂંગી.

ગુરુકે ગ્યાન રંગૂં તન કપડા, મન મુદ્રા[3] પૈરૂંગી,[4]
પ્રેમ-પ્રીતસૂ હરિ-ગુણુ ગાઊં, ચરણુન લિપટ રહૂંગી.

યા તનકી મ ઁ કરું કીંગરી,[5] રસના નામ કહૂંગી,
મીરાકે પ્રભુ ગિરધર નાગર, સાધાં સંગ રહૂંગી.

## ૮૨

રાગ પીલુ—તાલ કહરવા

સાજન ઘર આઓની મીઠા બોલા. ટેક.
કદકી[6] ઊભી મૈં પંથ નિહારું, થાંરો, આયાં હોસી ભલા.
આઓ નિસંક, સંક મત માનો, આયાં હી સુકખ રહેલા.
તન મન વાર કરૂં ન્યૌછાવર,[7] દીજ્યો સ્યામ મોય હેલા.
આતુર બહુત બિલમ મત કીજ્યો, આયાં હી રંગ રહેલા.
તુમરે કારણુ સબ રંગ ત્યાગ્યા, કાજળ તિલક તમોલા.[8]
તુમ દેખ્યાં બિન કલ[9] ન પડત હૈ, કર ધર રહી કપોલા.[10]
મીરા દાસી જનમ જનમકી, દિલકી ઘુંડી[11] ખોલા.

---

૧ વેશ વડે. ૨ ધારણુ કરીશ. ૩ વીંટી. ૪ પહેરીશ. ૫ દાસી, કિંકરી. ૬ ક્યારની. ૭ સમર્પણુ. ૮ પાન. ૯ ચેન. ૧૦ ગાલે. ૧૧ ગાંઠ, ગૂંચ.

## ૮૩

રાગ છાયાનટ–તાલ તિતાલા

ભજ મન ચરણકંવળ અબિનાસી,
જેતાઇ[૧] દીસે ધરણુ ગગન બિચ, તેતાઈ[૨] સબ ઊઠ જાસી;
કહા ભયો તીરથ વ્રત કીન્હે, કહા લિયે કરવત–કાસી.
ઇણુ દેહીકા ગરબ ન કરણા, માટીમેં મિલ જાસી,
યો સંસાર ચહરકી બાજી, સાંઝ પડયાં ઊઠ જાસી.
કહા ભયો હે ભગવા પહેર્યાં, ઘર તજ ભયે સંન્યાસી,
જોગી હોય જુગત નહિ જાણી, ઊલટ જનમ ફિર આસી.
અરજ કરું અબલા કર જોડે, સ્યામ તુમ્હારી દાસી,
મીરાકે પ્રભુ ગિરધર નાગર, કાટો જમકી ફાંસી.

## ૮૪

રાગ–મલ્હાર

બોલે ઝીણા મોર, રાધે તારા ડુંગરીયા પર બોલે ઝીણા મોર. ટેક.
[૩]એ બોલે પપૈયાહી બોલે,
કોયલ કરે ઘન શો'ર. રાધે૦
× × × ભલી વીજળી ચમકે,
બાદળ હુવા ઘન ઘોર. રાધે૦
ઝરમર ઝરમર મેહુલો વરસે,
ભીંજે મારા સાલુડાની કોર. રાધે૦
બાઈ મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ,
પ્રભુજી મ્હારા ચિતડાનો ચોર. રાધે૦

---

૧ જ્યારે. ૨ ત્યારે. ૩ બીજી પ્રતમાં આ પ્રમાણે છે. "દાદુર મોર બપઇયા બોલે, કોએલ કરે ઘન સોર."

## ૮૫

રાગ–કલ્યાણ

હાંરે નંદકુંવર તારું નામ સાંભળીને,
આશભર્યાં હમે આવ્યાં,
ગાય દોતાં દોહણી રે ભૂલ્યાં, વાછરડાં ધવડાવ્યાં. નંદકુંવર૦
પીપલે પીપલે પાણી ભરતાં, ઠીકરીમાં ઘી તાવ્યાં;
નંદકુમારે જઇને વીણા વજાડી, શા અર્થે બોલાવ્યાં. નંદકુંવર૦
માય બાપની લજ્યા મેહલી, સહીયેરે સમજાવ્યાં;
મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ, ચરણ કમળ ચિત્ત લાવ્યાં. નંદકુંવર૦

## ૮૬

રાગ–મલ્હાર

ગોવિંદાને દેશ, ઓધા મુને લેઈ જાજો રે, ગોવિંદાને દેશ. ટેક
મને રે મોહનજીએ મેલી વિસારી,
કરડું મોરા કરમકી રેખ. ઓધા૦
હાર તજુંગી, શણગાર તજુંગી,
તજુંગી કાજલકી રેખ. ઓધા૦
ચીર ફાડી વા'લી કફની પેરુંગી,
લેઉંગી જોગનકો બેશ. ઓધા૦
ગોકુળ તજુંગી મેં મથુરા તજુંગી,
તજુંગી મેં વ્રજ કેરો દેશ. ઓધા૦
મીરાંબાઇકે પ્રભુ ગિરધરના ગુણ,
ચરણકમળ ચિત્ત સંગ રહેશ. ઓધા૦

## ૮૭

રાગ–મારુ

આરત તોડી રે પ્રીયા મોરી આરત તોડી રે;
આરત તોરા નામની કી, મળજો સાંજ સવેરી રે; પ્રીયા૦
શ્રાવણ ભાદરવો ઉલટયો રે, વૃખાઋતુ આગી રે,
વીજ ઝબાઝબ હો રહી રે, મેહ ઝડી લાગી રે; પ્રીયા૦
આ તનકો દીવડો કરું રે, મનસા કરું બત્તી રે,
તેલ જલાવું પ્રેમના રે, નીશદીન પ્રેમકું રોતી રે; પ્રીયા૦
પટીયાં પાડું પ્રેમનાં રે, મોતી માંગ સમારું રે,
પ્રીયા તોરે કારણે રે, ભરજોબન વારું રે; પ્રીયા૦
તમ હો પુરણ પુરાણા રે, પુરણ સુખ દેજો રે,
મીરાંબાઈ વ્રેહની વ્યાકુળી, અપની કરી લેજો રે; પ્રીયા૦

## ૮૮

રાગ–પ્રભાત

મુજ અબળાને મોટી મિરાત બાઈ, શામળો ઘરેણું મારે સાચું રે. ટેક.
વાળી ઘડાવું વિઠ્ઠલવર કેરી, હાર હરિનો મારે હૈયે રે;
ચત્તમાળા ચતુરભુજ ચૂડલો, શીદ સોની ઘેર જઇયે રે? મુજ.
ઝાંઝરિયાં જગજીવનકેરાં, કૃષ્ણજી કલ્લાં ને કાંબી રે;
નિંછુવા ઘૂઘરા રામનારાયણના, અણુવટ[1] અંતરજામી રે. મુજ.
પેટી ઘડાવું પુરુષોત્તમ કેરી, ત્રિકમ નામનું તાળું રે;
કૂંચી કરાવું કરુણાનંદ કેરી, તેમાં ઘરેણું મારું ઘાલું રે. મુજ.
સાસરવાસો સજીને બેઠી, હવે નથી કાંઈ કાચું રે;
મીરાંબાઈ કહે પ્રભુ ગિરિધરનાગર, હરિને ચરણે જાચું રે. મુજ.

---

[1] સ્ત્રીઓના પગના અંગૂઠાનું ઘરેણું.

૮૯

દર્દ ના જાને મેરા કોઈ રે, મેં તો દર્દે દીવાની. દર્દ ના.
ઘાયલકી ગત ઘાયલ જાને, જા શિર બીતી હોઈ રે. મેં.
જલ બિના જેસી મછલી હી તલપે, સો ગત મેરી હોઈ રે. મેં.
સૂળી ઉપર સેજ હમારી, તાપર રહેવું સોઈ રે. મેં.
મીરાંકો દુઃખ જબ મીટેગો, બૈદ શામરો વોહી રે. મેં.

૯૦

પિયા કારણ રે પીળી ભઈ રે, લોક જાણે ઘટરોગ;
છપછપલાં મેં કંઈ કરું, મોઈ પિયુને મિલન લિયો જોગ રે.
નાડી વૈદ્ય તેડાવિયા રે, પકડ ધંધોળે મોરી બાંહ;
એ રે પીડા પરખે નહિ, મોરે કરક કાળજડાની માંહ રે.
જાઓ રે વૈદ્ય ઘેર આપને રે, મારું નામ ના લેશ;
હું રે ઘાયલ હરિ નામની રે, બાઇ કેડો લેઈ ઓષદ ના દેશ રે.
અધરસુધા રસગાગરી રે, અધરરસ ગોરસ લેશ;
બાઈ મીરાં કે પ્રભુ ગિરધર નાગર, ફરીને અમીરસ પીવેશ રે.

૯૧

લગ રહેના, લગ રહેના, હરિ ભજનસેં લગ રહેના, લગ રહેના. ટેક.
સાહેબકા ઘર દૂર હે રે, જેસી લગી ખજૂર;
ચઢે તે ચાખે પ્રેમરસ, પડે ચકમાચૂર. ભજન.
ક્યા બકતરકા પહેરના રે, ક્યા ઢાલોંકી ઓથ;
શૂરેપરેકા પારખા રે, લઢે ધણીસેં જોર. ભજન.
ગ્ન્યા'ન કટારી વડી રે, ગુરુ ગોવિંદ તલવાર;
ધનુષ્યરૂપી ભાલા બાંધ કે, કબુ ના લાગે હાર. ભજન.
હાડ ચામકી દેહ બની રે, નવ નાડી દશ કોર;
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, લગી મર્મકી ચોટ. ભજન.

## ૯૨

જૂનું થયું રે દેવળ જૂનું થયું,
મારો હંસલો નાનો ને દેવળ જૂનું થયું. ધ્રુવ૦

આ રે કાયા રે હંસા, ડોલવાને લાગી રે;
પડી ગયા દાંત, માંયલી રેખું તો રહી. મારો૦

તારે ને મારે હંસા, પ્રીત્યું બંધાણી રે;
ઊડી ગયો હંસ, પાંજર પડી રે રહ્યું. મારો૦

બાઇ મીરાં કહે છે પ્રભુ ગિરિધરના ગુણ;
પ્રેમનો પ્યાલો તમને પાઉં ને પીઉં. મારો૦

## ૯૩

મંદિરિયામાં દિવડા વિનાનું અંધારું. ટેક.

ખળભળ્યાં દેવળ ઉભી રહી થાંભલી, ત્રાટું નહિ ઝીલે એના ભાર રે.
મંદિરિયા૦ ૧

........માં વાટકડી ઘરોઘર ઘુમતી, કોઇને આલો ઓધારું રે.
મંદિરિયા૦ ૨

ઉઠી ગયો વાણિયો ને પડી રહી હાટડી રે, જમડા કરે છે ધીંગાણું રે.
મંદિરિયા૦ ૩

બાઈ મીરાંકે પ્રભુ ગિરધર નાગર, આવતા જમડાને પાછા વાળો રે.
મંદિરિયા૦ ૪

## ૯૪*

મારા પ્રાણુ પાતળિયા વહેલા આવો રે,
તમરે વિના, હું તો જનમ જોગણુ છું. ટેક.

નાભિ કમળથી સુરતા રે ચાલી, જઇને તખતપર
રાસ રચીલા રે; હું તો જનમ.

સુખમના નાડી એની સેજ બિછાવે,
તે દી રંગભીના છે રાસધારી;
તમરે વિનાનું મારે અંતર અંધારું રે,
મારા જગજીવન વહેલા આવો રે. હું. ૧

સાચું ઘરેણું મારે તું છે રે શામળીયા રે,
અવર ઘરેણું મારે હાથ નહિ આવે રે;
કુંવરબાઇનાં જે દી મામેરાં પૂર્યાં,
તે દી છાબ ભરીને વહેલા આવો રે. હું. ૨

સાવરે સોનાના હરિના વાઘા શીવડાવું રે,
પ્રીતમજીને પ્રણામ કરીને;
વિઠ્ઠલરાય જેદી વરવાને આવ્યા, તે દીના
વિંટાણા છે વરમાળે રે, વહેલા આવો રે. હું. ૩

---

* મીરાંબાઇ માટે એવી કથા છે કે, તે ચિતોડના રાણા કુંભાની સ્ત્રી હતી. કુંભો રાણો ૧૪૧૯માં ગાદીએ બેઠો હતો. મીરાંના સમય પછી નેવું વર્ષ ઉપર નરસિંહ મહેતો હૈયાત હતો. જો મીરાં પ્રથમ થઇ ગઈ હોય તો તેના પદમાં નરસિંહ ઉપર શ્રીકૃષ્ણ પ્રસન્ન થયા, તે કથા ન હોવી જોઈએ, પણ જેમ સામ્પ્રત વિદ્વાનો કહે છે તેમ મીરાં સાંગા રાણાની સ્ત્રી હોય તો, સાધુસંતોને મુખે સાંભળેલા વૃત્તાંતથી મીરાંએ ભક્ત નરસિંહના ગુણ ગાવા સંભવ છે. આ પદમાં નરસિંહને શ્રીકૃષ્ણે આપેલા પડચાનું વર્ણન છે, તે કુંભાની મીરાં ન જાણી શકે. કુંભાની મીરાં હોય તો આ પદોનો મોટો ભાગ મીરાંને નામે પાછળથી લખેલો હોવો જાઇએ.

કાગળિયાનો જેદી કટકો નહોતો રે,
મસરે મોંઘીરે જેદી લેખણુ નહોતી રે;
વાહાલા વિદુર તે જઇને એટલું કહેજો રે,
તમે એકવાર મળવાને વહેલા આવો રે. હું. ૪
મધુરી નાદની મોરલી વાગે રે, સુરતીયામાં રાધાજી જાગે રે;
મીરાંનો સ્વામી જેદી ગીરધર મળશે,
તે દી દાસીનાં દુઃખડાં ભાગે રે, વહેલા આવો રે. હું ૫

૯૫

તમે જાણી લ્યો સમુદ્ર સરીખા, મારા વીરા રે,
આ દીલ તો ખોલીને દીવો કરો રે, હોજી. ટેક.
આરે કાયામાં છે વાડીઓ રે હોજી,
માંહે મોર કરે છે ઝીંગોરા રે. મારા. આ૦ ૧
આરે કાયામાં છે સરોવર રે હોજી,
માંહે હંસ તો કરે છે કલ્લોલ. રે. મારા. આ૦ ૨
આરે કાયામાં છે હાટડાં રે હોજી,
વણુજવેપાર કરોને અપરંપારા રે. મારા. આ૦ ૩
બાઇ મીરાંકે પ્રભુ ગીરધરના ગુણ હોજી,
દેજો અમને સંત ચરણે વાસેરા રે. મારા. આ૦ ૪

૯૬

ભજી લોની સંતો, ભજી લોની સાધો,
રામજી બીના કેસો જીવણુ રે, હોજી. ટેક.
તનનો બનાવું તંબુરો, જીવનો તાર તણાવું રામ;
બનબન બાજે ઘૂઘરા, જીવને લાડ લગાવું રામ. ભજી૦ ૧
આંગણે આંણીઆરા આટલા (?), મંદિર લીપ્યાં ના દીસે રામ;
ચોર અનાજને સેવતાં, જીવડો જાતાં ના દીસે રામ. ભજી૦ ૨

કાયાને આણું આવીયાં, જમ પાછા ના ફરે રામ;
સાત સાહેલીના ઝુમખમાં, જીવને આગળ વળાવે રામ. ભજી૦ ૩
તલ તલ દેહ હોમીયાં, જરા અજ્ઞાન મોડું રામ;
જીવડો જાય તો જાવા દેઉં, હરિની ભક્તિ ના છોડું રામ. ભજી૦ ૪
નદી રે કિનારે × ×, નયણે નીર વહેવડાવું રામ;
કાયાની કરું વાડી હું, નદીરે ચંપો રોપાવું રામ. ભજી૦ ૫
કહાનજીના હાથની રેખા અડે, બીન ચંપે કળિયો આવે રામ;
દાસ મીરાંબાઇની વિનતિ, ઠાકોર દાસી તુજ કહાવું રામ. ભજી૦ ૬

૯૭

કંહી જઈ કરું રે પોકાર, કારી મુને ઘાવ લાગો થે,
મેં કંહી જઈ કરું પોકાર; કારી રે૦
પીઉજી હમારો પારધી ભયો થે,
મેં તો ભઈ હરણી શીકાર રે. કારી મુને૦
[illegible]રસેં થો આઈ ગોળી લગ ગઈ શીરુથે,
નીકર ગઇ પારમ પાર રે. કારી મુને૦
પ્રેમની કટારી મુને ખેંચ કર મારીથી,
થઈ ગઈ હાલ બેહાલ રે. કારી મુને૦
મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ,
હો ગઈ પારમ પાર રે. કારી મુને૦

૯૮

રાગ–મારુ

કર્મકી ગત ન્યારી સંતો, કર્મકી ગત ન્યારી.
બડે બડે નેન દીયે મરઘનકુ, બન બન ફરત ઉઘારી રે. સંતો.
ઉજવળ બરન દીની બગલનકુ, કોયલ કરી દીની કારી રે. સંતો.
ઓર નદીયન જળ નિર્મળ કીનો, સમુદર કરદીની ખારી રે. સંતો.
મુરખકુ ઉત્તમ રાજ દીયત હો, પંડિત ફરત ભીખારી રે. સંતો.
મીરાંકે પ્રભુ ગીરધરના ગુણ, રાણોજી તો કોન બિચારી રે. સંતો.

## ૯૯

રાગ—કાફી

ઉઠ તો ચલે અબધૂત, મઢીમાં કોઈ ના બિરાજે,
ઉઠ ચલે અબધૂત.

પંથી હતો તે પંથે લાગ્યો, આસન પડ રહી બિભૂત. મઢીમાં૦

ચેલો સાથી કોઈ ના સુધર્યો, સબહી નીવડ્યા કપૂત. મઢીમાં૦

બાઈ મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ, ટૂટ તો ગયે ઘર સૂત. મઢીમાં૦

## ૧૦૦

રાગ—ધનાશ્રી

મને મળીયા મિત્ર ગોપાળ, નહિ આઉં સાસરીએ. ટેક.

સંસાર મારું હો સાસરું ને વૈકુંઠ મારો વાસ રે;
લક્ષ ચોરાસી મારો હો ચુડલો રે, હાંરે મેં તો વર્યા
ગોપાળલાલ નાથ. નહિ જાઉં૦

સાસુ હમારી સુષુમ્ણા રે, સસરો પ્રેમ સંતોષ રે;
જેઠ જુગોજુગ જીવજો રે, હાંરે પેલો નાવલીયો નિર્દોષ. નહિ જાઉં૦

ઓઢું તો નવરંગ ચુંદડી રે, નહિ ઓઢું કાંબળ લગાર રે;
ઓઢું પ્રેમરસ ચુંદડીરે, હાંરે મારાં પાપ નિવારણ કરનારરે. નહિ જાઉં૦

દીએરને દોનું હે દીકરી રે, દોનું રાજકુમાર રે;
એકને સત્યયુગ મોહી રહ્યો રાણાજી, દુજી રહી બ્રહ્મચાર. નહિ જાઉં૦

એકેકનો ગુરુ ગોવિંદજી હોરે, દુજીકો હે સંસાર રે;
રાજા છાંડો ચિત્રકુટને રે, હાંરે વા'લા ગામડાં સોલ હજાર. નહિ જાઉં૦

અપના પિયાકુ જાઇને કહેજો, ઘણા દહાડાનો ઘરવાસ રે;
બેઉ કર જોડી હો વિનવે રે, હાંરે ગુણ ગાય મીરાંબાઈદાસ. નહિ જાઉં૦

